

# નકશબંદી ઔલિયા

## ગ્રંથ પહેલો



અબ્દુલકાદિર ફાનીવાલા

# અહસનુત્તક્વીમ

○ ફરિશ્તા દેખાતા કેમ નથી?! તેઓની વાતો સંભળાતી કેમ નથી?

○ એક વખતે અનેક કબરોમાં હુઝુર સલ. કેવી રીતે હાજર રહી શકે?!

○ બાળેલાં મુર્દાને ફરિશ્તા પ્રશ્નો કેવી રીતે પૂછતાં હશે?!

○ મરેલાને જીવતાં કરવા કરતાં પણ વધારે મોટી ખૂબી કઈ છે?!

○ ઓલિયા અને યોગીઓ–સાધકો વચ્ચે તફાવત કયો?!

આવા અનેક વસવસાઓના સચોટ જવાબો આપતી કિતાબ. ગુજરાતીમાં બીજી આવૃત્તિ તૈયાર થઈ ગઈ છે.

મૂલ્ય : રૂ. ૧૫ + ૨ + ૬ રજિ. ટપાલ ખર્ચ

ઉર્દૂ : રૂ. ૧૫ + ૨ + ૬ રજિ. ટપાલ ખર્ચ

## અભિપ્રાયો

○ 'માશાઅલ્લાહ મજકૂર કિતાબમાં ઈલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે.'

—હઝરત મુફ્તી અહમદ અશરફ રાંદેરી સાહબ

○ 'આ એક અજીબ અને બેમિસાલ કિતાબ છે.'

—હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)

○ '(આ કિતાબનો) અનુવાદ પઢશે (તેઓ) ઇન્શાઅલ્લાહ ગુમરાહીથી બચશે.'

—હઝરત મુફ્તી અહમદ બેમાત સાહબ

○ 'આ કિતાબ દરેકે વસાવવા તથા મનન કરવા યોગ્ય છે.'

—હઝરત મુફ્તી ઈસ્માઈલ કછોલ્વી સાહબ

# ફુતૂહુલ હરૅમૈન

- હુઝૂર (સલ.)થી આપણે દૂર શા માટે છીએ?
- કા'બા શરીફ તરફ સજદો શા માટે છે?
- ખ્વાબ, કશ્ફ અને જાગૃતાવસ્થાના દર્શનમાં શું ફેર છે?
- અંબિયા (અલૈ.)ની ખબરો ખરી શા માટે છે?
- હાજીએ ખાસ ધ્યાનમાં રાખવાની વાતો કઈ છે?

આવી અતિસૂક્ષ્મ વાતોની સરળ સમજૂતી આપતી કિતાબ. હજ્જ પ્રવાસ વેળા લેખક પર ખુદા અને હબીબે ખુદા (સલ.) તરફથી થયેલી ઈનાયત વર્ષાનું એમાં અદ્દભુત વર્ણન છે. એ વાંચીને આપના હૈયામાં મુહબ્બતે ખુદા અને ઈશ્કે રસૂલ (સલ.)નો ધોધ વહેશે અને ઈમાન તાજું થઈ જશે.

મૂલ્ય : રૂ. ૭ + ૧ + ૬ રજિ. ટપાલ ખર્ચ

## અભિપ્રાયો

- 'કિતાબ નિહાયત મુબારક અને પુરનૂર છે.'
  —શેખુલ હદીસ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સાહબ
- 'કિતાબ અજીબો ગરીબ વાકેઆત અને ઈલ્હામી ફુયૂઝાતથી ભરપૂર છે.'
  —શેખુલ હદીસ હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)
- 'કિતાબમાં વર્ણવેલાં ખ્વાબો ઘણી જ ઉચ્ચ કોટીના છે.'
  —હઝરત મૌ. મુફતી ઈસ્માઈલ કછોલવી સાહબ
- 'આવી કિતાબો પઢવાથી ઈમાન તાજું થાય છે અને રસૂલુલ્લાહ (સલ.) થી પ્રેમ વધે છે.'
  —હઝરત મૌ. મુફતી અબ્દુલગની કાવીવાળા સાહબ (રહ.)

# 'દુર્રે લાસાની'

## ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મુબારક પત્રોના સાર અને સમજૂતી

ઉર્દૂ અનુવાદ : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.)
ગુજરાતી અનુવાદ : અબ્દુલકાદિર ફાતીવાલા

પુસ્તક : ૧ ભાગ : ૧ રૂ. ૩૫ + ૩ + ૬ રજિ. ટપાલ ખર્ચ
પુસ્તક : ૨ ભાગ : ૨/૩ રૂ. ૩૫ + ૩ + ૬ રજિ. ટપાલ ખર્ચ

### અભિપ્રાયો

○ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના લખેલાં મક્તુબાત તસવ્વુફના ફનમાં મહાન દરજ્જો ધરાવે છે.'
—હઝરત મુફતી અહમદ અશરફ સાહબ (રહ.)

○ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)નો દરેક પત્ર તસવ્વુફની દિવ્ય હકીકતોથી ભરપૂર અને આગવું હિદાયતનામું છે.'
—હઝરત મૌ. મુફતી અહમદ ખાનપુરી સા. (ડાભેલ)

○ 'સાચે જ આ કિતાબ તસવ્વુફ તેમ જ ઈલ્મે મઆરિફતનાં અસંખ્ય કિંમતી મોતીઓનો સંગ્રહ છે.'
—હઝરત મૌલાના યાકૂબ સરીગત નદવી સાહબ

○ 'આ પત્રો એક અનમોલ અને મૂલ્યવાન-કીમતી રત્નો સમાન છે.'
—મૌ. સઈદ અહમદ નૂરગત સાહબ, 'તબ્લીગ' (માસિક)

○ 'આ પત્રોમાં લિલ્લાહિય્યત, નિખાલસતા અને અલ્લાહની રઝા પ્રાપ્ત કરવાના તરીકા ચીંધાયેલા છે.'
—કારી રશીદ અહમદ અજમેરી સા. 'હયાત' (માસિક)

# અન્તિમ નબી

લેખક : હઝરત મૌ. સૈયદ મનાઝિર અહસન ગીલાની

અનુવાદક : અહમદ યૂસુફ ખાનાણી 'અખ્તર' એલ. એલ. બી.

વિશ્વના સીરત સાહિત્યની અનુપમ અને અનન્ય કૃતિ. ઈશ્કે રસૂલ (સલ.)થી છલોછલ હૈયામાંથી વહેલી અનોખી સરવાણી.

## અભિપ્રાયો

- 'મેં મારી આખી ઉમરમાં સીરતે નબવી વિશે 'રહમતુલ્લીલ આલમીન' અને 'અન્નબીય્યુલ ખાતિમ' (અન્તિમ નબી) (સલ.)ના કરતાં વધારે અસરકારક કિતાબ નથી વાંચી. (આ) કિતાબ અજબ અલબેલા અંદાઝમાં લખવામાં આવી છે.'

  —હઝરત મૌ. સૈ. અબૂલ હસન અલી નદવી

- 'આટલી ભવ્યતા અને સંક્ષેપ સહિત સીરત પર આટલી જામેઅ અને ઉમદા કિતાબ મારી નજરથી નથી ગુજરી.'

  —હઝરત મૌ. અબૂલ કલામ આઝાદ

- 'અન્નબીયુલ ખાતિમ' (અન્તિમ નબી)ના અવલોકનથી સીરતે નબવી (સલ.)ના કેટલાયે નવા પેહલૂઓ સામે આવ્યા.'

  —અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની

- 'ગાગરમાં સાગર'ની કહેવત આથી વધારે દુનિયાની બીજી કોઈ કિતાબ પર ભાગ્યે જ બંધબેસતી થઈ શકે છે.'

  —હઝરત મૌ. મુહમ્મદ મંઝૂર નુઅમાની

મૂલ્ય રૂ. ૧૫-૦૦ + ૧-૫૦ + ૬ રજિ. ટપાલ ખર્ચ

ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ, 'સત્કાર કાપડ કેન્દ્ર'
ઝાંપા બજાર, પો. ઓ.ની સામે
સુરત ૩૯૫ ૦૦૩

بسم الله الرحمن الرحيم

الا ان اولياء الله لا خوف عليهم ولا هم يحزنون وما خلقت الجن والانس الا ليعبدون

**નેસ્ત ખોફો ગમ બરાયે ઓલિયા,**

ઓલિયાઓના માટે ન કંઇ ખોફ (ભય) છે અને ન કંઇ ગમ (ચિંતા)

**ઈં ચુનીન ફરમુદ હક જલ્લો અલા,**

એ પ્રમાણે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે.

**મા ખલકતુલ જિન્ન વલ ઈન્સ બે ખ્વાન;**

કુર્આન શ.ની આયત 'મા ખલકતુલ જિન્ન...' અર્થાત્ 'અમે ઇન્સાન અને જિન્નાતને પયદા કર્યા છે...' ને ધ્યાનથી પઢો.

**જુઝ ઈબાદત નેસ્ત મકસૂદ અઝ જહાન.**

એમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે ઇન્સાન અને જિન્નાતને દુનિયામાં પયદા કરવાનો હેતુ ઈબાદત સિવાય બીજો કંઇ નથી.



# નક્શબંદી ઓલિયા

## ગ્રંથ પહેલો



- હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ
- હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)
- હઝરત સલમાન ફારસી (રદિ.)
- હઝરત કાસિમ (રદિ.)
- હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)
- હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)
- હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)



અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશક :

'જામેઆ હિદાયત' પ્રકાશન અને પ્રસારણ વિભાગ

પો. બો. નં. ૨, જયપુર (રાજસ્થાન) ૩૦૨ ૦૦૧

ફોન : ૬૧૨૮૭ (ઘર), ૪૮૨૭૬ (જામેઆ), ૬૯૯૩૧ (ઓફિસ)

વ્યવસ્થા અને મુખ્ય વેચાણ કેન્દ્ર :

'અંજુમને હિદાયત'

C/o 'સરકાર કાપડ કેન્દ્ર' (ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ)

ઝાંપા બજાર, પો. ઓ. સામે, સુરત ૩૯૫ ૦૦૩

[બીજાં વેચાણ કેન્દ્રોની યાદી માટે જુઓ પા. ૩૦૯]

પ્રથમ આવૃત્તિ : પ્રત ૧૧૧૧

પૃષ્ઠ સંખ્યા : ૨૦ + ૩૧૦ = ૩૩૦

પ્રકાશન વર્ષ :

ઝિલ હજ્જ, હિ. સ. ૧૪૧૦

જુલાઈ, ઈ. સ. ૧૯૯૦

મૂલ્ય : રૂ. ૩૫

ટપાલ ખર્ચ : રૂ. ૨-૫૦ + રૂ. ૬ રજિ. ખર્ચ

મુદ્રક :

મોહન પરીખ

સુરુચિ છાપશાળા

સુરુચિ વસાહત

બારડોલી ૩૯૪ ૬૦૧

# અનુક્રમણિકા





# આટલું સુધારી લો

| પાનું | લીટી | ખોટું | ખરું |
|---|---|---|---|
| ૧૪ | ૨૪ | સુરતુન્નબી | સીરતુન્નબી |
| ૧૬ | ૪ | હઝરત મોલાના | હઝરત મોલાના |
| ૪૬ | ૧૪ | લલાલ | સલામ |
| ૪૭ | ૬ | કુવ્વાત | કુવ્વત |
| ૪૭ | ૧૦ | ખુદા | ખુદ |
| ૪૭ | ૧૬ | સફરોશી | સરફરોશી |
| ૬૩ | ૧૬ | હિલૈહિ | ઈલૈહિ |
| ૧૨૨ | ૨૫ | મકા | મક્કા |
| ૨૪૦ | ૨૩ | યામઈઝિન | યવમઈઝિન |
| ૨૭૩ | ૧૫ | વા ઈન્ના ઈલૈહિ | વ ઈન્ના ઈલૈહિ |
| ૨૮૧ | ૩ | શવિવાર | શનિવાર |
| ૭૮ | ફૂટનોટ | જવાહરે અલવિયા | જવાહરે ઉલૂવ્વહ |
| ૧૩૮ | ,, | ,, | ,, |
| ૧૬૬ | ,, | ,, | ,, |
| ૧૬૮ | ,, | ,, | ,, |
| ૧૯૫ | ,, | ,, | ,, |
| ૧૯૬ | ,, | ,, | ,, |
| ૨૫૧ | ,, | ,, | ,, |



દીની તાલીમ સાથે ટેકનિકલ તાલીમ માટેનું અનોખું વિદ્યાલય

# જામેઆ હિદાયત

રામગઢ રોડ, જયપુર-દિલ્હી નેશનલ હાઈવે નં ૮,
જામ ગેઈટ બહાર, મુ. માનપુર સરવા પોસ્ટ : જયસિંગપુર ખોર,
જયપુર (રાજસ્થાન) પીન ૩૦૩ ૧૧૮

□

## પ્રવેશ લાયકાત

### ઉચ્ચ અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ પાંચ વર્ષનો છે; અને ગ્રેજયુએટની સમકક્ષ છે. એમાં દાખલ થવા માટે કોઈ જાણીતા મદ્રેસામાં તાલીમ મેળવેલી હોવી જોઈએ. દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૫ વર્ષ અને વધારેમાં વધારે ૧૭ વર્ષ હોવી જોઈએ. નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે

૧ ફિકહમાં 'નૂરુલ ઈઝાહ'ની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'અલ કિરાતુલ રાશિદહ' ભાગ-૩ સુધી.
૩ નહવમાં 'હિદાયતુન-નહવ' સુધી

### ઉચ્ચ અભ્યાસનું બીજું વર્ષ

એમાં નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે. દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૬ વર્ષ અને વધારેમાં વધારે ૧૮ વર્ષ હોવી જોઈએ.

૧ ફિકહમાં કુદૂરીની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'મન્સૂરાત'ની કક્ષા સુધી
૩ નહવમાં 'કતરુન્નિદા'ની કક્ષા સુધી.
૪ અંગ્રેજી દસમા ધોરણની કક્ષા સુધી.

### પૂર્વ તૈયારીના અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ માધ્યમિક શાળાઓમાંથી આવનારા વિદ્યાર્થીઓને

'જામેઆ હિદાયત'ના ઉચ્ચ અભ્યાસક્રમમાં દાખલ થવાને લાયક બનાવવા માટે છે. એમાં દાખલ થવા માટે :

૧ માધ્યમિક શાળાનું ધો. ૮ પાસ કરેલું હોવું જોઈએ.
૨ ધોરણ આઠની કક્ષા સુધીનું ઉર્દૂનું જ્ઞાન હોવું જોઈએ.
૩ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.
૪ દાખલ થતી વખતે ઉમર ઓછામાં ઓછી ૧૩ વર્ષ અને વધારેમાં વધારે ૧૫ વર્ષ હોવી જોઈએ.
૫ કસોટી લઈને પછી દાખલ કરવામાં આવશે.

## હિફ્ઝ અને કિરાઅત

એમાં દાખલ થવા માટે :

૧ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.
૨ કસોટી લઈને દાખલ કરવામાં આવશે.
૩ દાખલ થતી વખતે ઉમર ઓછામાં ઓછી આઠ વર્ષ અને વધારેમાં વધારે પંદર વર્ષ હોવી જોઈએ.

## સૂચના

૧ 'જામેઆ'માં માત્ર છોકરાઓને જ દાખલ કરવામાં આવે છે.
૨ 'જામેઆ'નું શિક્ષણ-વર્ષ શવ્વાલ માસથી શરૂ થાય છે.
૩ 'જામેઆ'ના છાપેલા ફોર્મમાં અને નક્કી કરેલી તારીખ સુધીમાં કરેલી અરજીઓ જ સ્વીકાર્ય છે.
૪ શિક્ષણ સાથે રહેવા અને જમવાની પણ સંપૂર્ણ વ્યવસ્થા છે.
૫ પ્રવેશ માટે શાબાનમાં નીચેના સરનામે પત્રવ્યવહાર કરવો.
૬ 'જામેઆ'માં હવે કોમ્પ્યુટરનો કોર્સ પણ શરૂ થયો છે.
૭ સાત વર્ષના છોકરાને પ્રાથમિક વર્ગમાં પ્રવેશ મળે છે.

રજિસ્ટ્રાર, 'જામેઆ હિદાયત'

પો. બો. નં. ૨ જયપુર ૩૦૨ ૦૦૧ (રાજસ્થાન)

# આમુખ

## હઝરત મૌલાના
## શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા.બ.)
## નકશબંદી, મુજદ્દિદી, જયપુરી

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

نَحْمَدُهٗ وَنُصَلِّیْ عَلٰی رَسُوْلِهِ الْكَرِيْمِ

મુહતરમ અબ્દુલકાદિર કાતીવાલાએ 'ઓલિયાએ નકશબંદ' ('નકશબંદી ઓલિયા')માં અકાબિરીન ઉરફા (મહાન આરિફો)ના હાલાત અને તેમની મુબારક સીરત (પવિત્ર જીવન ચરિત્ર)ના મહત્ત્વના બનાવોને મહેનત, મથામણ અને કોશિશ કરીને ગુજરાતી ભાષામાં પહેલી વખત સંપાદિત કર્યા છે. ઉપરાંત તેમના બાતિની હાલાત અને કમાલાત પણ સંકલિત કર્યા છે જે પ્રશંસા અને તારીફને લાયક છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પછી આપના સિલસિલાની એક શાખા આપના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) અને તેમના સાહબઝાદા હઝરત સૈફુદ્દીન (રહ.)થી આગળ વધી હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.) તરફ જાય છે. એ શાખાના ઓલિયાએ કિરામ અને બુઝુર્ગોના હાલાત સંપાદિત થતાં રહ્યાં છે. હઝરત મિરઝા જાનેજાનાં શહીદ (રહ.) પછી આપનાં સિલસિલાના બુઝુર્ગો જેમની ગણત્રી મુતાખિરીન ઉરફામાં થાય છે તેઓની સીરતે મુબારક (પવિત્ર જીવન ચરિત્રો)ની પણ કેટલીક મહત્ત્વની કિતાબો મળી શકે છે.

પરંતુ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પછી આપના સિલ-સિલાની જે શાખા આપના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ

સઈદ ઉર્ફે 'ખાઝીનુરે'હમત' (રહ.) અને તેમના સાહબઝાદા હઝરત ખ્વાજા અબ્દુલ અહદ (રહ.)થી આગળ વધી હઝરત સૈયદ ઈમામ-અલી શાહ સાહબ (રહ.) તરફ જાય છે તે શાખાના મોટાભાગના અકાબિરોના હાલાત કયાં તો ખૂબ ટૂંકાણમાં સંપાદિત થયેલા છે અથવા ઈ. સ. ૧૯૪૭ની રાજકીય ઊથલપાથલ તથા દેશના વિભાજન પછી રજવાડાઓનું વિલીનીકરણ. મુસલમાનો પર અમાનુષી અત્યાચારો અને દમન, તેમના ઇલ્મી મરકઝોની તબાહી અને બરબાદીની સાથે આ ઇલ્મી અને તારીખી કેન્દ્રો અને ખઝાનાઓને પણ તબાહ અને બરબાદ કરી દેવામાં આવ્યા જેના કારણે આપણે આપણાં સિલસિલાના આરિફો અને અકાબિરોના સાચાં સંસ્મરણો, હુસ્ને સીરત, ઝાહિરી અને બાતિની કમાલાત તથા પાકીઝા હાલાતથી મેહરૂમ થઈ ગયા. એનું પણ જ્ઞાન નથી કે આ નેકસીરત અકાબિરો અને અલ્લાહના આરિફો વિલાયતે આમ્મહ યા વિલાયતે ખાસ્સહના હામિલ છે!

સુન્નતુલ્લાહ તો એ જ છે કે હકના જે તાલિબો ઝિકેઈલાહીમાં ઈસ્તેકામતની સાથે ઈત્તિબાએ શરીઅતમાં શાને ખાસ ધરાવે છે અને હકીકતે કલ્બ તેમ જ નૂરે કલ્બની નેઅમતથી સરફરાઝ થાય છે ત્યારે અલ્લાહ તઆલા આવા તાલિબોને વિલાયતે ખાસથી સરફરાઝ ફરમાવે છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની નઝદીક ઈન્સાનની જિંદગીનો મકસદ નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ સિવાય બીજો કોઈ નથી. હુઝૂર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ વગર અલ્લાહ તઆલાની રઝા અને ખુશનૂદી તેમ જ બાતિની કમાલાત હાસિલ થઈ શકતા નથી.

પત્ર નંબર ૨૫ જે ખ્વાજા જહાંને લખેલો છે તેમાં ફરમાવે છે કે:

'તમામ કમાલાત હાસિલ થવાનો આધાર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લિમની ઈત્તિબાઅ પર અને આપ (સલ.)ના

ખુલફાએ રાશિદીનની ઇત્તિબાઅ પર છે, કારણ કે (તેઓ) હિદાયતના સિતારા અને વિલાયતના આફતાબ છે. જેણે તેઓની પૈરવી કરી તેણે હિદાયત મેળવી અને જેણે મુખાલિફત કરી તે ગુમરાહ થયો.' ('દુરેં લાસાની' ભાગ–૧)

એક બીજા પત્રમાં લખે છે કે :

'હઝરાતે નકશબંદિય્યહને તજલ્લીએ દાઈમી નસીબ થાય છે. એટલે એ બુઝુર્ગવારોની નિસ્બત તમામ નિસ્બતો કરતાં વધારે શકિતવાન અને તેઓનો કમાલ તમામ કમાલો કરતાં ઉચ્ચતર છે. અને જેવી રીતે વિલાયતે મુહમ્મદિય્યહ અલયહિસ્સલાતો વસ્સલામ તમામ પૈગમ્બરોની વિલાયત કરતાં વધીને છે તે જ રીતે એ બુઝુર્ગવારોની વિલાયત પણ તમામ ઓલિયાએ કુદ્દસ સિર્રુહુમની વિલાયતથી વધીને છે.' ('દુરેંલાસાની')

□

એક બીજા મકતૂબ(પત્ર)માં લખે છે કે :

'ઓલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈને જે કંઈ મેળવ્યું છે તે નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની ઇત્તિબાઅથી જ મેળવ્યું છે. દીન અને દુનિયાની ફલાહ તથા બેહબુદી (નજાત અને બેહતરી) માત્ર શરીઅતની ઇત્તિબાઅ પર (આધારિત) છે.'

□

મિર્ઝા બદીઉઝઝમાં (રહ.)ને લખે છે કે :

'બંને જહાનની બેહતરી શરીઅતની ઇત્તિબાઅ પર આધારિત છે.' (દુરેંલાસાની ભાગ–૧, પત્ર–૭૫)

□

ઓલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનનો સોથી મોટો કમાલ (ખૂબી) એ છે કે તેઓનું બાહ્ય શરીઅતના આભૂષણોથી શણગારેલું અને સુશોભિત હોય છે તથા તેઓના દિલનો સંબંધ દિલવાળા (ખુદા) સાથે જોડાયેલો હોય છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) એ બહાદુરખાંને લખેલા પત્રમાં ફરમાવે છે કે:

'ઝાહિરને રોશન શરીઅત વડે શણગારવું અને બાતિનને હક તઆલાની સાથે રાખવું મોટું કામ છે.' ('દુર્રે લાસાની' ભાગ-૧, પત્ર-૮૩)

ઓલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈને પોતાના અહવાલ અને મવાજિદને શરીઅતની ઈત્તિબાઅ વડેજ હાસિલ કર્યા છે. તેઓ એની પાબંદી કરતા હતા કે તેઓનું કોઈ કાર્ય શરીઅતે મુહમ્મદી અલૈહિસ્સલામથી ખિલાફ ન હોય.

પત્ર ૧૮૪ માં લખે છે કે:

'કાલે કયામતમાં જે વાત કામ આવશે તે સાહેબે શરીઅત અલૈહિસ્સલાતો વસ્સલામ (હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિવસલ્લમ)ની તાબેદારી છે. એટલે જે અહવાલ, મવાજિદ, ઉલૂમ, મઆરિફ, ઈશારાત અને રુમૂઝ આ તાબેદારીના અનુસાર હોય તે બેહતર છે, અને નસીબદાર છે, નહિતર ખરાબી અને ઈસ્તિદરાજ સિવાય કંઈ નથી.' ('દુર્રે લાસાની' ભાગ-૨)

□

વિલાયતની અફઝલિય્યત અને તેના ફૈઝાનની દ્રષ્ટિએ તેમ જ તવજ્જુહ ઈલલ્લાહ અને તકવા તથા 'ફદ્દલના બઅદહુમ અલા બઅદ' અનુસાર અલ્લાહ તઆલાએ કેટલાક ઓલિયાએ કિરામને કેટલાક ઓલિયાએ કિરામ પર ફઝીલત અને બુઝુર્ગી આપી છે. શરીઅતના દ્રષ્ટિ બિંદુથી કેટલાકને કેટલાક પર ફઝીલત આપી શકાતી નથી.

આ અકાબિરીન રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈનને એક બીજા પર ફઝીલત અને બુઝુર્ગી ફૈઝાને વિલાયત અને ફૈઝાને નુબુવ્વતના કારણે આપવામાં આવતી રહી છે. જેમ કે હઝરત મોલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે:

'કેટલાક ઓલિયા અલ્લાહ માત્ર ફૈઝાને વિલાયતથી મુશર્રફ

છે અને કેટલાક ફૈઝાને નુબુવ્વતથી ફૈઝયાબ છે અને કેટલાક નુબુવ્વત અને વિલાયત બંનેના ફૈઝાન અને અનવારથી ફૈઝયાબ છે. તો એમાંથી જેઓ ફૈઝાને નુબુવ્વતથી મુશર્રફ છે તેઓ તે ઓલિયા અલ્લાહથી અફઝલ અને બેહતર છે કે જેઓ માત્ર અનવારે વિલાયતથી મુશર્રફ છે. અને જેઓ અનવારે નુબુવ્વત અને ફૈઝાને વિલાયત (બંને)થી કામિલ મુશર્રફ છે તેઓ વધારે ફઝીલતના હકદાર છે.'

હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલૈહ આગળ લખે છે કે:

'શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ વિલાયતને નુબુવ્વતના કરતાં એ અર્થમાં બેહતર જાણે છે કે વિલાયતનું રૂખ હકની તરફ છે અને નુબુવ્વતનું રૂખ ખલ્કની તરફ છે. પરંતુ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહની ઉપરોક્ત તહકીકાત (સંશોધનો) અને દલીલો શરીઅત અનુસાર આરીફો નઝીક સ્વીકારવા યોગ્ય નથી કારણ કે વિલાયત નુબુવ્વતની શાખા છે અને શાખાને મૂળ પર કોઈ રીતે સરસાઈ આપી શકાતી નથી.' ['હસનુલ્લકવીમ' (ઉર્દૂ) પા. ૧૩૫]

એ પછી ફરમાવે છે કે:

'આ વાત ગંભીરતાથી વિચારવા જેવી છે કે જે કુબે હક ને પ્રાપ્ત કરીને નબી (અલૈ.) ખલ્કની હિદાયતના માટે ખાલિકના તરફથી (ખલ્કના તરફ પાછા) આવી રહ્યા છે, તે કુબે હકની તલાશમાં વલી (હજુ) રબની તરફ જઈ રહ્યા છે! સાહબે નુબુવ્વતને પોતાનો મકસદ અને કુબે રબ હાસિલ થયો હોવા છતાં રઝાએ હકના માટે મિલનને છોડીને વિયોગને કબૂલ કરી ખલ્કની તરફ (પાછા) આવી રહ્યા છે. વલી માત્ર મજઝુમ[1] જેમ ઝિલાલે અસ્મા-

● ૧ જેવી રીતે જઝમ વાળા અક્ષરનો સંબંધ તેના આગળના માત્ર એક અક્ષર જોડે જ હોય છે તેવી રીતે વલીનો સંબંધ માત્ર ખાલિક સાથે હોય છે, ખલ્ક સાથેનો સંબંધ તૂટી જાય છે એટલે આ ઉપમા આપી છે.

આ સિફાતને અસલે હક જાણીને એ તરફ જઝબ (આકર્ષિત) થઈ રહ્યા છે અને 'ફના'ની તરફ આગળ વધી રહ્યા છે.' ('અહસનુત-તકવીમ')

આ પ્રમાણે ફેઝાને વિલાયતને ફૈઝાને નુબુવ્વતના કરતાં અફઝલ કહી શકાય નહિ.

અંતિમ વાત એ છે કે ઓલિયાએ કિરામ વધારે ભાગે ફૈઝાને વિલાયતથી મુશર્રફ થાય છે. અલ્પ સંખ્યામાં તાલિબો એવા હોય છે કે જે ફૈઝાને વિલાયત અને ફૈઝાને નુબુવ્વત બંનેથી મુશર્રફ થાય છે. એવા ફૈઝાન અને નિસ્બતના હામિલ બુઝુર્ગ એવા મરતબાના હોય છે કે જો નુબુવ્વત ખત્મ ન થતે તો અલ્લાહ તઆલા તેઓને નુબુવ્વતથી મુશર્રફ ફરમાવતે પરંતુ હવે હુઝૂર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની બિઅસત અને નુબુવ્વત પછી કોઈ નબી આવનાર નથી એટલા માટે અલ્લાહ તઆલા એવા ઓલિયાએ કિરામની પાસે ઉમ્મતની ઈસ્લાહનું કામ લેતા રહેશે.

એ જ વાત હઝરત શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ અલૈહિર્રહમતે આ રીતે લખી છે કે:

'જો કે નુબુવ્વત ખત્મ થઈ ગઈ છે પરંતુ વિલાયત ખત્મ નથી થઈ.' ('અહસનુત્તકવીમ')

મુહતરમ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાએ 'ઓલિયાએ નકશબંદ' ('નકશબંદી ઓલિયા') શીર્ષકથી અકાબિરીને નકશબંદિયહ મુજદ્દિદિયહ (રહ.)ના હાલાત અને કમાલાત ક્રમવાર સંપાદિત કરીને 'અંજુમને હિદાયત'ની નિગરાનીમાં સાત ગ્રંથોમાં પ્રગટ કરવાનું આયોજન કર્યું છે. જેની સરપરસ્તીનો શર્ફ કેટલાક મુખ્લિસ અઝીઝોને ફાળે જાય છે. જેઓમા–

હાજી શેખ ગુલામ મુહમ્મદભાઈ,
અઝીઝે મુહતરમ ગુલામ મુસ્તફામિયાં કાપડીઆ,
શેખ પીર મુહમ્મદભાઈ એડવોકેટ.
જનાબ હાજી મુખ્તાર અહમદ સાહબ એડવોકેટ.
હાજી અબ્દુર્રહમાનભાઈ,

હાજી શેઠ અબ્દુસ્સત્તારભાઈ ચોકસી,

હાજી અબ્દુલ હમીદભાઈ અ. બાકી (કાપડીઆ) મરહૂમ...વગેરે છે.

તેઓ પૈકી હાજી અબ્દુલ હમીદભાઈ અ. બાકી મરહૂમ તો આ અંજુમનની રૂહે રવાં હતા જેમનો ઈન્તેકાલ થઈ ગયો છે. અલ્લાહ તઆલા મોસૂફની મગફિરત ફરમાવે અને તેમની કબર પર રેહમતો નાઝિલ ફરમાવે. (આમીન)

આ 'અંજુમને હિદાયત'ની જ સહાય અને સરપરસ્તીથી હઝરત શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રહમતની તમામ કિતાબો ઉપરાંત બીજા અકાબિરીનની કિતાબોના પણ મુહતરમ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાએ ગુજરાતી ભાષામાં અનુવાદો કરીને પ્રગટ કર્યા છે. એમની આ કોશિશ હરેક રીતે કાબિલે લિહાઝ છે અને પ્રશંસાને પાત્ર છે.

મુહતરમ મોસૂફને ઓલિયાએ નકશબંદ (રહ.)ના હાલાત સંપાદિત કરવામાં જે રૂકાવટો અને મુશ્કેલીઓ પેશ આવી તેના પર ભારે કુનેહ અને નેકસલાહિય્યતોના કારણે કાબૂ મેળવ્યો. છેવટે અલ્લાહ તઆલાએ મોસૂફને એમના મકસદમાં નુસરત (મદદ) અને કામિયાબી (સફળતા) અતા ફરમાવી.

અલ્લાહ તઆલા મોસૂફની આ ખિદમતોને કબૂલ ફરમાવે અને અકાબિરીને નકશબંદિયહના ફેઝાનથી ફૈઝયાબ ફરમાવે અને ખલ્કે ખુદાને ઈસ્તિફાદહ (લાભ લેવા)નો મોકો અતા ફરમાવે. આમીન.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ

હે અમારા પરવરદિગાર !
અમારા અમલોને કબૂલ ફરમાવ !
બેશક તું સાંભળનાર અને જાણનાર છે !

૫, ઝિલકઅદ, ૧૪૧૦ — ખાદિમે દુઆગો,
૩૦, મે (બુધવાર), ૧૯૯૦ — મુહમ્મદ અબ્દુર્રહીમ મુજદ્દિદી

[મૂળ ઉર્દૂનો ગુજરાતી ભાવાનુવાદ]

# પ્રસ્તાવના

بسم الله الرحمن الرحيم

نَحْمَدُهٗ وَنُصَلِّیْ عَلٰی رَسُوْلِهِ الْكَرِیْمِ

વાત આરંભું છું લઈને એનું નામ,
જેની બરકતથી ન અટકે કોઈ કામ;
છે દયાળુ ને કૃપાળુ એ ખુદા,
એના પૈગમ્બર ઉપર લાખો સલામ.

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન અત્તાર (રહ.)એ પોતાની જગમશહૂર ફારસી કિતાબ 'તઝકિરતુલ ઓલિયા'ની પ્રસ્તાવનામાં ઓલિયાના હાલાત લખવાની બરકતો વિશે જે કંઈ લખ્યું છે તે પ્રથમ અહીં ઉતારું છું કારણ કે મોટા વર્તુળમાં જેમ નાનું વર્તુળ સમાય જાય છે તેમ એમાં મારા મકસદ અને હેતુઓ પણ સમાયેલાં છે.

□

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે કે:
'તઝકિરતુલ ઓલિયા' (કિતાબ) લખવાના કારણો નીચે પ્રમાણે છે.'

## પહેલું કારણ

- એ (કિતાબ) મારી યાદગાર છે.
- લોકો એનાથી ફાયદો મેળવીને મને દુઆએ ખૈરથી યાદ કરશે.
- અલ્લાહવાળાઓ મારા લખેલા હાલાતથી ખુશ થશે તો તેમની ખુશીનો લાભ મને આખિરતમાં મળશે.

□

હઝરત ઈમામ હરવી (રહ.) તથા હઝરત શૈખ અબ્દુલ્લાહ અનસારી (રહ.)ના ઉસ્તાદ હઝરત યહ્યા અમ્માર (રહ.)ને વફાત બાદ લોકોએ ખ્વાબમાં જોયા તો પૂછ્યું,

'તમારા પર શું વિતી?'

આપે ફરમાવ્યું,

'અલ્લાહ તઆલા તરફથી ઈરશાદ થયો કે, હે યહ્યા! હું તારાથી સખત પૂછ-પરછ કરતે પરંતુ તું એક મજિલસમાં મારો ઝિક્ર (મારી વાતો) કરતો હતો અને તેને સાંભળીને મારો એક દોસ્ત ખુશ થયો હતો એટલે મેં તને બખ્શી દીધો।'

## બીજું કારણ

લોકોએ હઝરત શૈખ બૂ અલી દકાક (રહ.)થી પૂછ્યું,

'જો કોઈ શખ્સ ઓલિયા અલ્લાહના હાલાત સાંભળે અને તેના પર અમલ ન કરી શકે તો હાલાત સાંભળનારાને કંઈ ફાયદો થાય છે કે નહિ?'

આપે ફરમાવ્યું,

'બે ફાયદા થાય છે:

(૧) તે શખ્સ જો તાલિબ હશે તો તેની તલબ વધી જશે અને હિંમત મજબૂત થશે.

(૨) તે શખ્સ જો મુતકબ્બિર (અભિમાની) હશે તો તેનું તકબ્બુર (અભિમાન) ઘટી જશે.'

## ત્રીજું કારણ

લોકોએ હઝરત જુનૈદ બગદાદી (રહ.)ને પૂછ્યું કે,

'મુરીદોને પીરોના ઝિક્રથી (પીરોની વાતોથી) શું ફાયદો થાય છે?'

આપે ફરમાવ્યું કે,

'મરદાને ખુદા (અલ્લાહવાળાઓ)નો ઝિક્ર, અલ્લાહના લશ્કરોમાંનું એક લશ્કર છે. મુરીદ એ લશ્કરથી મદદ મેળવે છે અને એ મુરીદનું તૂટેલું (દુઃખી) દિલ મજબૂત થાય છે. એના સમર્થન માટે અલ્લાહ તઆલાનો આ કોલ છે:

'હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ! અમે આગલા પયગમ્બરોના કિસ્સા આપથી એટલા માટે બયાન કરીએ છીએ કે આપને ધીરજ (સાંત્વન) મળે અને આપનું દિલ મજબૂત થઈ જાય.'

## ચોથું કારણ

રસૂલે મકબૂલ સલ્લલાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે કે,

'ઈન્દ ઝિક્રુઝ્ઝાકેરીન તનઝ્ઝલુલ રહમહ.'

'ઝાકેરીનનો ઝિક્ર કરતી વેળા (અલ્લાહવાળાઓની વાતો કરતી વેળા) અલ્લાહ તઆલાની રહેમત નાઝિલ થાય છે.'

## પાંચમું કારણ

બુઝુર્ગોના હાલાત લખવાનું પાંચમું કારણ એ છે કે એ બુઝુર્ગોની રૂહોથી આ પરેશાન ઝમાનાને ફૈઝ પહોંચે અને એ ફૈઝની બરકતથી લોકોને મોતથી પહેલાં સઆદતની દોલત નસીબ થાય.

## છઠ્ઠું કારણ

મેં કુરઆન અને હદીસ પછી ઓલિયા અલ્લાહના કલામને તમામ કલામોના કરતાં બહેતર તથા કુરઆન અને હદીસના મુતાબિક જોયાં; એટલે મેં (બુઝુર્ગોના હાલાત લખવાનું) આ કામ (એ આશાએ) શરૂ કર્યું કે હું પોતે તો એમના મરતબાનો નથી પરંતુ કદાચ અલ્લાહ એમના ઝિક્ર (હાલાત)ની બદોલત મને પણ મરતબાવાળો બનાવી દે!

હદીસમાં આવ્યું છે કે,

'મન તશબ્બોહ બે કવમિન ફહોવ મિન્હુમ'

જે શખ્સે કોઈ કોમની નકલ કરી
તે શખ્સ તે કોમમાંથી જ છે.

□

## સાતમું કારણ

કુરઆન અને હદીસ સમજવા માટે અરબી ભાષાની કાબેલિયત

જરૂરી છે. મેં ઓલિયા અલ્લાહના હાલાત ફારસીમાં લખ્યાં છે.[1]

## આઠમું કારણ

આ એક સામાન્ય નિયમ છે કે જો કોઈ શખ્સ દિલને આઘાત પહોંચે એવી વાત કરે છે તો સામેનો માણસ (એટલો ઉશ્કેરાઈ જાય છે કે) તેને કતલ કરવા સુદ્ધાં તત્પર થઈ જાય છે. જો મુખાલિફ (પ્રતિકૂળ) વાત એટલી (ભારે) અસર કરે છે તો મુવાફિક (અનુકૂળ) વાતની શું જરાપણ અસર ન થશે?!

હઝરત શૈખ અબ્દુર્રહમાન અસ્કાફ (રહ.)થી લોકોએ પૂછ્યું કે,

'કુરઆન અને હદીસને પઢનારો જો એનો મતલબ (અર્થ) ન સમજે તો તેને કંઈ ફાયદો થશે કે નહિ?'

આપે ફરમાવ્યું,

'તેને જરૂર ફાયદો થશે. દવા પીનારો ભલે દવાનાં તત્ત્વોથી અજાણ હોય છતાં દવા પીવાથી તેને ફાયદો થાય છે તે રીતે.'

## નવમું કારણ

હું એવું ચાહતો હતો કે શકય હોય ત્યાં સુધી ઓલિયા અલ્લાહના સિવાય હું બીજા કોઈનો ઝિક્ર (વાતો) ન કરું કે ન સાંભળું એટલે મેં આ કિતાબ લખી.

## દસમું કારણ

લોકોએ હઝરત ઈમામ યુસુફ હમ્દાની (રહ.)થી પૂછ્યું કે,

'જ્યારે ઓલિયા અલ્લાહ દુનિયામાં બાકી ન રહે તો અમે શું કરીએ કે જેના કારણે દુનિયાની મકરૂહાતથી (બુરાઈઓથી) બચેલા રહીએ?'

આપે ફરમાવ્યું કે,

[1] હવે લોકોમાં દિવસે દિવસે ફારસી અને ઉર્દૂની કાબેલિયત પણ ઓછી થતી જાય છે એટલે મેં બુઝુર્ગોના હાલાત ગુજરાતીમાં લખ્યા છે. (અબ્દુલકાદિર ફાતીવાલા)

'તેમના (ઓલિયા અલ્લાહના) હાલાતનો અમૂક ભાગ દરરોજ વાંચતા રહો !'

## અગિયારમું કારણ

મેં પોતાની હિંમત પ્રમાણે ઓલિયા અલ્લાહના હાલાત લખીને તેમના તરફ મારી મુહબ્બત દર્શાવી છે કે જેથી :

'અલ મર્અ મઅ મન અહબ્બ'

દરેક શખ્સનો હશ્ર તેના સાથે થશે
જેના સાથે તે મુહબ્બત રાખે છે.

એ કૌલ પ્રમાણે મને તેમની બરકતોનો લાભ મળે.

## બારમું કારણ

આ જમાનામાં બદકારી (કુકર્મો) ફેલાયેલાં છે. નેક કામોને લોકોએ ભૂલાવી દીધાં છે. મેં ચાહ્યું કે આ કિતાબથી નેક લોકોની યાદ તાજી રહે અને લોકોને તેઓથી મુહબ્બત પૈદા થાય. લોકો તેઓને તલાશ કરે; તેઓથી લાભ ઉઠાવે અને સઆદતે અબદી (અનંત સૌભાગ્ય) મેળવે.

## તેરમું કારણ

કુરઆન અને હદીસ પછી ઓલિયા અલ્લાહનો કલામ સૌથી બેહતર છે. એનાં કારણો નીચે પ્રમાણે છે :

૧ એ કલામ લોકોથી દુનિયાની ઉલ્ફત છોડાવે છે.

૨ એ કલામ વાંચીને આખિરત યાદ આવે છે.

૩ એનાથી ખુદાની દોસ્તી પૈદા થાય છે.

૪ એ કલામ સાંભળીને આખિરતનું ભાથું ભેગું કરવાનો ખ્યાલ આવે છે.

૫ બુઝુર્ગોના શબ્દો—
નામર્દને મર્દ,
મર્દને શેર,

શેરને ફર્દ, અને
ફર્દને સાહબે દર્દ,
બનાવી દે છે!

## ચૌદમું કારણ

આ કિતાબ લખવાનું ચૌદમું કારણ એ છે કે કદાચ આ કિતાબ લખવાના કારણે એ બુઝુર્ગો કિયામતમાં મારી શફાઅત કરે; અને જેવી રીતે 'અસ્હાબે કહ્ફે' પોતાના કૂતરાની રિઆયત કરી હતી તેવી રીતે કદાચ એ બુઝુર્ગો પણ મારી રિઆયત કરે જો કે રુત્બામાં હું કૂતરા કરતાં પણ કમતર છું!

[હઝરત ફરીદુદ્દીન અત્તાર (રહ.)નો કલામ અહીં પૂરો થયો.]



'મિરઅતુલ અસરાર' નામની કિતાબના કર્તા લખે છે કે,

'હિજરી સન. ૧૦૩૦ના મધ્યમાં બુઝુર્ગોની હાલતોમાંથી એક હાલત મેળવવાના હેતુથી મેં કેટલાયે ચિલ્લાઓ સુધી સતત અને સખત રિયાઝત કરી પરંતુ ઈચ્છીત હાલત પૈદા ન થઈ! એક દિવસે મેં 'તઝકિરતુલ ઓલિયા' કિતાબને શરૂઆતથી દરરોજ નિયમિત (થોડાં પૃષ્ઠો) ક્રમવાર વાંચવાનું શરૂ કર્યું. એને અંત સુધી વાંચવાની મેં નિય્યત કરી લીધી.

જ્યારે સુલ્તાનુલ આરિફીન હઝરત ખ્વાજા બાયઝીદ બુસ્તામી (રહ.)ના મેઅરાજના ઝિક્ર પર હું પહોંચ્યો ત્યારે જે હાલત મેળવવાની મને લાંબા સમયથી ઇચ્છા હતી તે હાલત આપોઆપ જાહેર થઈ ગઈ!

મને યકીન થઈ ગયો કે જો ભૂતકાળના બુઝુર્ગોના અહેવાલો ફાયદાકારક ન હોત તો હક સુબ્હાનહુ વ તઆલા અંબિયા અલૈહિમુસ્સલામના કિસ્સાઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સુધી હરગિઝ ન પહોંચાડતે.'



મારા દાદાપીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી

(રહ.) 'મેઅયારુસ્સુલૂક' (ઉર્દૂ) પા. ૨૨૭ ઉપર લખે છે કે,

> 'બુઝુર્ગોના હાલાતથી, કમાલાતથી, રિયાઝાતથી, મુજાહિદાતથી, કરામાતથી અને મકશૂફાતથી સિલસિલાના મુરીદો જ્યારે જાણકાર થાય છે ત્યારે એ બુઝુર્ગોની મુહબ્બત એમના દિલોમાં વધે છે અને જ્યારે એમનાથી મુહબ્બત વધે છે ત્યારે એમના અનવારથી, ફ્રૈઝાનથી અને બરકાતથી ફાયદો થાય છે.'

□

## ગુજરાતમાં નક્શબંદી સિલસિલાનું આગમન

'નદવતુલ ઉલમા' લખનવના માજી કુલપતિ, નુઝહતુલ ખવાતિર વગેરે ગ્રંથોના વિદ્વાન કર્તા, મહાન ઇતિહાસકાર મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય હસની (રહ.) (હઝરત મૌલાના અબૂલહસન અલી નદવી સાહબના પિતા) પોતાના વિખ્યાત ઇતિહાસ ગ્રંથ 'યાદે ઐયામ'માં લખે છે કે,

> 'સબળ અનુમાન એવું છે કે નક્શબંદી સિલસિલો સૌ પ્રથમ ગુજરાતમાં શેખ નૂરુદ્દીન અબૂલફુતૂહ શીરાઝી (રહ.) મારફતે પહોંચ્યો. તેમને મીર સૈયદ શરીફથી ઇરાદત હતી.'

કેટલાક સમય પછી ખ્વાજા જમાલુદ્દીન ખ્વારઝમી (રહ.) (ગુજરાત) પધાર્યા અને સૂરતમાં નિવાસ કર્યો. તેમનું અવસાન હિ.સ. ૧૦૧૬માં થયું. સૂરતમાં તેમનો મઝાર છે.

□

ખ્વાજા મુહમ્મદ દેહદારી (રહ.), ખ્વાજા જમાલુદ્દીન ખ્વારઝમી (રહ.)ના સમકાલીન હતા. આપ હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)ના કેળવણી પામેલા હતા. આપ પણ એ જ કાળમાં (ગુજરાત) પધારીને સૂરતમાં સ્થાયી થયા. કામરેજ (જિ. સૂરત)ના જમીનદાર તાનસેન આપના હાથ પર ઇસ્લામથી પાવન થયા. આપનું હિ.સ. ૧૦૧૬ માં અવસાન થયુ. અને સૂરતમાં દફન થયા.

□

શેખ નૂરુલ્લાહ અને શેખ નસરુલ્લાહ પેશાવરીએ પોતાના હજ્જ પ્રવાસ વેળા સૂરતમાં કેટલાક દિવસો રોકાઈને તેને ગૌરવ આપ્યું હતું અને નકશબંદી સિલસિલાનો ફેલાવો કર્યો હતો.[1]

□

'સફરનામાએ હિજાઝ' (કિતાબ)માં લખ્યું છે કે,

'હઝરત ખ્વાજા દાના (દીવાના) સાહબ (રહ.) ખ્વાજા ઉબૈદુલ્લાહ (કદ.)ના ખલીફા હતા અને તૂરાનથી અહીં (સૂરત) પધાર્યા હતા. હિ.સ. ૧૦૧૬ (ઈ.સ. ૧૬૦૭)માં વફાત પામ્યા'[2]

'પટની સુવેનિર'માં ઉલ્લેખ છે કે,

'સૈયદ અબ્દુલ વહહાબ બુખારી (રહ.) મખ્દૂમ સૈયદ વાલા તિર્મિઝી સાહેબની અવલાદમાં હતા. ખ્વાજા બાકી બિલ્લાહ નકશબંદી (રહ.)ના ખલીફા શૈખ તાજુદ્દીન સાહેબ પાસેથી ખિલાફત હાસિલ કરી અહીં (સૂરત) આવ્યા હતા. અને લોકોમાં ઈસ્લામી તઅલીમની તબ્લીગ ફરમાવતા હતા. હિ. સ. ૧૦૧૪ (?)માં વફાત પામ્યા અને સવદાગરવાડા, મસ્જિદે ચૂડીગરાંની સહનમાં દક્ષિણ બાજુએ દફન પામ્યા હતા.'[3]

## ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાનું સાહિત્ય

ઉપર જોયું તેમ ગુજરાતમાં નકશબંદી સિલસિલાની શરૂઆત થયાને આશરે ચારસોથી પાંચસો વરસો થઈ ગયાં. વળી એ સિલસિલાના શરૂઆતના ઘણા બુઝુર્ગો સૂરત પધાર્યા હતા અને સૂરતની ધરતીમાં જ દફન થયા હતા.

એ બુઝુર્ગોની મહેનત અને બરકતથી, ગુજરાતમાં આજે નકશબંદી સિલસિલામાં શરીક થયેલાં લોકોની સંખ્યા ઘણી મોટી છે. અલ્હમ્દુલિલ્લાહ.

● ૧ 'યાદે ઐયામ' (ગુજરાતી અનુવાદ) પા. ૧૩૬
૨ 'સુવેનિર' (સિલ્વર જ્યુબિલી યાદગાર) : પા. ૧૫૧
૩ 'પટની સુવેનિર' (ગુજરાતી) પા. ૧૪૭

પરંતુ ખેદની વાત એ છે કે ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાના સાહિત્યનું ખેડાણ અને પ્રકાશન નહિવત્ થયું છે! જેના કારણે નકશબંદી બુઝુર્ગોના હાલાતથી, કમાલાતથી, રિયાઝાતથી, મુજાહિદાતથી, કરામાતથી, મકશૂફાતથી, એમના ફ્રઅગાધ સાગરસમ ઈલ્મ અને સાહિત્યથી સિલસિલાના મોટા ભાગના મુરીદો જાણકાર નથી. જો એનાથી તેઓ જાણકાર થાય તો એ બુઝુર્ગોની મુહબ્બત તેઓના દિલોમાં વધે અને તેમના અનવારથી, ફૈઝાનથી અને બરકાતથી ફાયદો થાય.

## 'અંજુમને હિદાયત'ની પ્રકાશન પ્રવૃત્તિ

મહાન નક્શબંદી બુઝુર્ગોના પુનીત પગલાંઓથી જેની ધરતી પાવન થયેલી છે અને જેની ગોદમાં મહાન નકશબંદી બુઝુર્ગો દફન થયેલાં છે તે ગૌરવશાળી ઐતિહાસિક શહેર સુરતની સંસ્થા 'અંજુમને હિદાયત'ના ખાદિમો પોતાના પીરો મુરશિદ કિબ્લા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી (દા.બ.)ની રાહબરી અને 'જામેઆ હિદાયત' જયપુરની છત્રછાયામાં નકશબંદી સિલસિલાના સાહિત્યના પ્રકાશનની પ્રવૃત્તિ છેલ્લાં પંદર વર્ષથી કરતી આવી છે.

આ સમયગાળામાં 'અંજુમને હિદાયતે' હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.)ના ઈલ્મ અને ઈરફાનના ખજાનારૂપ કિતાબો 'મેઅયારુસ્સુલૂક', 'અહસનુત્તકવીમ', 'ફુતૂહુલ હરમૈન', 'દુર્રેલાસાની' ભાગ ૧, ૨, ૩ના ગુજરાતી અનુવાદો ઉમદા કાગળ ઉપર, આકર્ષક રીતે છપાવી, નયનરમ્ય આવરણો તૈયાર કરાવી, લગભગ પડતર કિંમતે ગુજરાતી વાચકોને ભેટ ધર્યાં છે. અલ્હમ્દુલિલ્લાહ.

## 'નકશબંદી ઓલિયા' ગ્રંથમાળા

નક્શબંદી સિલસિલાના સાહિત્યના પ્રકાશનના અનુસંધાનમાં હવે 'નક્શબંદી ઓલિયા'ના સાત ગ્રંથો (આશરે કુલ બે હજાર પૃષ્ઠો)ની ગ્રંથમાળાનું આયોજન કરવામાં આવ્યું છે.

પીરો મુરશિદ કિબ્લા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી (દા.બ.)ના મુબારક શાજરહમાં જેમનો નામોલ્લેખ થયેલો છે તે બુઝુર્ગોના જીવન પરિચયો શાજરહના દરેક શેરને શીર્ષક બનાવી ક્રમવાર આલેખવાનું આ ગ્રંથમાળામાં આયોજન છે. આ ગ્રંથમાળાનો પ્રથમ મણકો વાચકોની ખિદમતમાં રજૂ કરતાં આનંદ અનુભવું છું. એમાં સરવરે કાએનાત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી લઈ હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.) સુધી સાત બુઝુર્ગોના હાલાત છે.

આ મહાકાર્યમાં મહામુશ્કેલી એ છે કે એના આલેખન માટે જરૂરી પ્રાચીન પુસ્તકો મળતાં નથી. પરંતુ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સદકા અને તુફૈલથી તેમ જ બુઝુર્ગોના વસીલાથી ખાસ કરીને મારા પિરો મુરશિદની નઝરે કરમ, દુઆ, તવજ્જોહ અને હિંમતના કારણે અલ્લાહ તઆલાએ કેવળ પોતાના ફઝલો કરમથી આ મુશ્કેલ કામમાં આસાની ફરમાવી છે. અલ્હમ્દુલિલ્લાહ.

વમા તૌફિકી ઈલ્લા બિલ્લાહ
તમામ તૌફિકો અલ્લાહના તરફથી જ છે.

□

જો કુછ હુવા, હુવા કરમસે તેરે,
જો કુછ ભી હોગા, તેરે કરમસે હોગા.

આ કિતાબમાં રહેલી ત્રુટિઓ અને ખામીઓ તરફ મારું ધ્યાન દોરવા તથા પોતાનાં કિંમતી સૂચનો અને અભિપ્રાયો પણ લખી મોકલી પ્રોત્સાહિત કરવા માટે વિદ્વાનો અને વાચકોને વિનમ્ર વિનંતી છે.

આ ગ્રંથમાળામાં ઉપયોગી થઈ પડે એવું સાહિત્ય કે માહિતી કોઈ પાસે હોય તો તે વિશે પણ મને જાણ કરવા ગુઝારીશ છે જેથી આગામી ગ્રંથોમાં એનો સમાવેશ થઈ શકે.

જો અલ્લાહને મંજૂર હશે તો આ ગ્રંથમાળાના સાત ગ્રંથો પૂર્ણ થયા પછી ભારત અને ગુજરાતના અન્ય નકશબંદી

બુઝુર્ગોના જીવન-પરિચય કરાવતા ગ્રંથો પણ વાચકોની સેવામાં રજૂ કરવાની દિલી તમન્ના છે.

□

આ પ્રકાશનમાં તન, મન, ધનથી પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર આપનાર નામી-અનામી, જ્ઞાત-અજ્ઞાત સૌનો હું હાર્દિક આભાર માનું છું.

□

આ પહેલાં મારી અનુદિત કિતાબોને ખૂબ જ ઉષ્માપૂર્ણ આવકાર આપી તેના વિસ્તૃત અને વિદ્વત્તાપૂર્ણ અવલોકનો, સમીક્ષાઓ, પરિચયો, અભિપ્રાયો લખી, છાપી, મને પ્રોત્સાહિત કરવા બદલ અખબારો, સામયિકો, તંત્રીઓ, સંપાદકો, પત્રકારો સાહિત્યકારો, સાક્ષરો, આરિફો, આલિમો તથા સુજ્ઞ વાચકોનો હું અત્યંત આભારી છું. 'નકશબંદી ઓલિયા' ને પણ સૌનો એવો જ સત્કાર સાંપડશે એવી આશા અને અપેક્ષા છે.

□

મારી તમામ કિતાબોના મનમોહક મુદ્રણના યશના અધિકારી 'સુરુચિ' છાપશાળા, બારડોલીના સૌમ્ય અને કુશળ કસબીઓ, કાર્યકરો તથા સંચાલકોનો પણ હું ઋણી છું.

□

رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ

હે અમારા પરવરદિગાર !

અમારા અમલોને કબૂલ ફરમાવ !

બેશક તું સાંભળનાર અને જાણનાર છે !

મોટા ઘાંચીવાડ, વલસાડ ૩૯૬ ૦૦૧

નકશબંદી ઓલિયાના આસ્તાનાનો શ્વાન,
અબ્દુલકાદિર ફ્રૂતીવાલા

# આધાર ગ્રંથો

૧ 'કુરઆન મજીદ અને ગુજરાતી તરજુમો'
(અરબી-ગુજ.) ૧૯૭૧
ભાષાંતરકાર : મૌલવી અબ્દુર્રહીમ સાદિક સાહબ
પ્રકાશક : સાદિક બુક ડેપો, રાંદેર (સુરત)

૨ 'અહલે બયત' ('સફીનતુન્નજાત'નો ગુજરાતી અનુવાદ)
લેખક : મૌલાના મરગુબઅહમદ લાજપુરી (રહ.)
અનુવાદક : 'સીરતી'
પ્રકાશક : શોઅબએ ઈશાઅતે કુતુબ, કઠ્ઠોર (જિ. સુરત)

૩ 'અહસનુત્તકવીમ' (ગુજરાતી અનુવાદ) ૧૯૮૦
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી મુજદ્દિદી (રહ.)
પ્રકાશક : જામેઆ હિદાયત, જયપુર
(અંજુમને હિદાયત, સુરત-૩)

૪ કરામાતે મૂસવિય્યહ' (ઉર્દૂ)
લેખક : મૌલાના અબ્દુશ્શકુર લખનવી (રહ.)
પ્રકાશક : હાજી ઈસ્માઈલ મેહતર, સેંટ આંદ્રે (રીયુનિયન)

૫ 'કરામાતે સહાબા' (ગુજરાતી) ૧૯૫૬
લેખક અને પ્રકાશક : મૌલવી શમ્સુદ્દીન કુરેશી, વડોદરા

૬ 'ખુલફાએ રાશીદીન' (ગુજરાતી અનુવાદ) ૧૯૬૧
લેખક : મૌલવી મુઈનુદ્દીન નદવી
અનુવાદક : 'શબનમ'
પ્રકાશક : અબ્દુર્રઝ્ઝાક ઉસ્માન, કરાંચી (પાકિસ્તાન)

૭ 'જવાહરે ઉલૂવ્વિયહ' (મૂળ ફારસીનો ઉર્દૂ અનુવાદ)
લેખક : શૈખ રફીઅ અહમદ મુજદ્દિદી (રહ.)
(ખલીફએ હઝરત સૈયદ ગુલામઅલી શાહ સાહબ દહેલવી (રહ.)
પ્રકાશક : અલ્લાહવાલેકી કૌમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

૮ **'તઝકિરતુલ ઔલિયા'** (ફારસીનો ઉર્દૂ અનુવાદ) ૧૯૫૨
લેખક : હઝરત ફરીદુદ્દીન અત્તાર (રહ.)
અનુવાદક : મૌલવી ઈસ્હાક સિદ્દીકી
પ્રકાશક : કુતુબખાના રહિમીય્યહ, દેવબંદ (યુ. પી.)

૯ **'તાબેઈન'** (ઉર્દૂ) ૧૯૫૬
લેખક : શાહ મુઈનુદ્દીન અહમદ નદવી
પ્રકાશક : મઆરિફ પ્રેસ, આ'ઝમગઢ (યુ. પી.)

૧૦ **'તારીખે મશાઈખે ચિશ્ત'** (ઉર્દૂ) ૧૯૭૩
લેખક : શૈખુલ હદીસ મૌલાના મુહમ્મદ ઝકરિય્યહ સાહબ(રહ.)
પ્રકાશક : કુતુબખાના ઈશાઅતુલ ઉલૂમ, સહારનપુર (યુ. પી.)

૧૧ **'દુર્રેલાસાની'** ભાગ-૧ (ઉર્દૂનો ગુજ. અનુવાદ) ૧૯૮૮
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી નકશ-બંદી મુજદ્દિદી (રહ.)
પ્રકાશક : જામેઆ હિદાયત, જયપુર
(અંજુમને હિદાયત, સુરત ૩)

૧૨ **'નફ્હાતુલ ઉન્સ'** (ફારસીનો ઉર્દૂ અનુવાદ) ૧૯૫૬
લેખક : હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી નકશબંદી(રહ.)
અનુવાદક : મૌલાના હાફિઝ સૈયદ અહમદઅલી ચિશ્તી નિઝામી
પ્રકાશક : અલ્લાહવાલેકી કૌમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

૧૩ **'સુવેનિર'** (સિલ્વર જ્યુબિલી યાદગાર) (ગુજરાતી) ૧૯૬૮
સંપાદકો : અ. કાદિર હાફિઝ નૂરુદ્દીન તથા શરફુદ્દીન એન. શરફ
પ્રકાશક : ધી પટની કો.-ઓ. ક્રેડિટ સોસાયટી લિ., સુરત

૧૪ **'ફ્ઝાઈલે હજ્જ'** (ઉર્દૂ)
લેખક : શૈખુલ હદીસ મૌ. મુહમ્મદ ઝકરિય્યા સાહબ (રહ.)
પ્રકાશક : ઈદારએ ઈશાઅતે દીનિયાત, નવી દિલ્હી ૧૩

૧૫ કુતૂહુલ હમૈન' (ઉર્દૂનો ગુજરાતી અનુવાદ) ૧૯૮૦
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી નકશ-
બંદી મુજદ્દિદી (રહ.)
પ્રકાશક : જામેઆ હિદાયત, જયપુર
(અંજુમને હિદાયત, સુરત ૩)

૧૬ 'બૂસ્તાનુલ આરિફીન' (ઉર્દૂ)
લેખક : સૂફી સૈયદ આબિદમિયાં (રહ.) ઉસ્માની, નકશબંદી
(ડાભેલ)

૧૭ 'મશાઈખે નકશબંદિયહ' (ઉર્દૂ ૧૯૭૫)
લેખક અને પ્રકાશક : મૌલાના અબ્દુલ મુસ્તફા આ'ઝમી સાહબ

૧૮ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી અનુવાદ ૧૯૮૩)
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી
નકશબંદી મુજદ્દિદી (રહ.)
પ્રકાશક : જામેઆ હિદાયત, જયપુર
(અંજુમને હિદાયત, સુરત ૩)

૧૯ 'યાદે ઐયામ' (ગુજરાતી અનુવાદ ૧૯૮૬)
લેખક : મૌલાના હકીમ સૈયદ અબ્દુલહય હસની (રહ.)
પ્રકાશક : નદવતુલ-ઉલમા, પો. બો. નં. ૧૧૯, લખનવ (યુ.પી.)

૨૦ 'સરદારે દો આલમ (સલ.)' (ગુજરાતી અનુવાદ ૧૯૭૬)
અરબી લેખક : શેખ અબુલ ફત્હ મુહમ્મદ બિન મુહમ્મદ (રહ.)
ફારસી અનુવાદ : હઝરત શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દહેલવી (રહ.)
ગુજરાતી અનુવાદ : વકીલ કાલેખાન જી. પઠાણ સાહેબ (રાધનપુર)
પ્રકાશક : ધી રુહાની પબ્લીકેશન સોસાયટી, અમદાવાદ

૨૧ 'સુરતુન્નબી (સલ.)' (ગુજરાતી અનુવાદક ૧૯૬૮)
અરબી લેખક અને ફારસી અનુવાદક : નં. ૨૦ પ્રમાણે
ગુજરાતી અનુવાદક : મુનશી ઈસાભાઈ ઈબ્રાહીમ કાવીવાળા

૨૨ સીરતુન્નબી' (સલ.) ભાગ-૧ (ગુજરાતી અનુવાદ ૧૯૫૯)
લેખક : મૌલાના શીબ્લી નુઅમાની અને મૌલાના સુલયમાન નદવી (રહ.)
અનુવાદક : 'મુનાદી'
પ્રકાશક : હિલાલ બુક હાઉસ, સુરત

૨૩ 'સીરતે સરકારે મદીનહ' (સલ.) ભાગ-૧ (ગુજરાતી ૧૯૭૦)
લેખક : મૌલાના અહમદ મુહંમદ હથુરણી સાહબ
પ્રકાશક : મુહમ્મદ યૂસુફ સીદાત ચાસાવાલા

૨૪ 'હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)' (ગુજરાતી ૧૯૭૧)
લેખક : ઈબ્રાહીમ 'અનવર'
પ્રકાશક : યુનિક બુક ડીપો, અમદાવાદ

૨૫ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)'
લેખક : હઝરત મૌલાના ઝવ્વાર હુસૈન સાહબ નકશબંદી(રહ.)

૨૬ 'હઝરત સલમાન ફારસી (રદિ.)' (ગુજરાતી ૧૯૭૪)
લેખક અને પ્રકાશક : સૈયદ ઈમામુદ્દીન દરગાહવાલા સાહબ

૨૭ 'હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ (રહ.)' (ઉર્દૂ)
લેખક : હઝરત મૌલાના મુહમ્મદ હસન સાહબ નકશબંદી મુજદ્દિદી
પ્રકાશક : અલ્લાહવાલેકી કૌમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

## સામયિકો

૧ 'અલ ઈસ્લાહ' (ગુજરાતી માસિક) સુરત
૨ 'ઉમ્મીદ' (ગુજરાતી સાપ્તાહિક) સુરત
૩ 'તબ્લીગ' (ગુજરાતી માસિક), તડકેશ્વર

بسم الله الرحمن الرحيم

# શજરએ તૈયિબા

## નકશબંદિયહ મુજદ્દિદીયહ



ઉર્દૂ કવિતાના રચયિતા

હઝરત મૌલાના

**શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.)**

નકશબંદી મુજદ્દિદી



હઝરત મૌલાના શાહ
મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (ક્ા. બ.)નો

# શજરએ તૈચિબા

ફઝલ કર યા રબ મુહમ્મદ મુસ્તફા (સલ.)[૧] કે વાસ્તે,
આલે પાકો ચાર યારે બા સફાકે વાસ્તે.
હો મેરા ઈમાન કામિલ દે મુજે સિદ્કો સફા,
હઝરતે સિદ્દીકે અકબર (રદિ.)[૨] બા વફાકે વાસ્તે.
પાક કરદે મેરે દિલકો હર ખતાઓ ઐબસે,
કમ્મલે અસ્હાબે સલમાં (રદિ.)[૩] બા ખુદાકે વાસ્તે.
દૂર રખ દોઝખસે મુજકો ઔર જન્નત કર નસીબ,
હઝરતે કાસિમ (રદિ)[૪] ઈમામે ઓલિયાકે વાસ્તે.
ઈસ્તેકામત દે શરીઅત ઔર તરીકતમેં મુજે,
હઝરતે જઅફર (રહ.)[૫] ઈમામે અતકીયાકે વાસ્તે.
દામને હિમ્મત કરમસે હશ્રમેં લેના છુપા,
આરિફે હક બાયઝીદ (રહ.)[૬] બે-રિયાકે વાસ્તે.

- ૧ શફીઉલ મુઝનબીન રેહમતુલ્લીલ આલમીન હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.)
  વફાત : ૧૨, રબીઉલ અવ્વલ, હિ. ૧૧ દફન : મદીના મુનવ્વરા
- ૨ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)
  વફાત : ૨૨, રબીઉલ અવ્વલ, હિ. ૧૩ દફન : મદીના મુનવ્વરા
- ૩ હઝરત સલમાન ફારસી (રદિ.)
  વફાત : ૧૦, રજબુલ મુરજ્જબ, હિ. ૩૩ દફન : મદાઇન(ઇરાન)
- ૪ હઝરત કાસિમ બિન મુહમ્મદ બિન અબૂબક્ર સિદ્દીક (રદિ.)
  વફાત : ૨૪, જમાદીલ અવ્વલ, હિ. ૧૦૧ દફન : મદાઇન (ઇરાન)
- ૫ હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)
  વફાત : ૧૫, રજબુલ, મુરજ્જબ, હિ. ૧૪૮ દફન : જન્નતુલ બકીઅ
- ૬ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)
  વફાત : ૧૪, શાબાન, હિ. ૨૬૧ દફન : બુસ્તામ

દીનો દુનિયાકે મેરે સબ કામ તુ કરદે દુરસ્ત,
ખૂલ હસન (રદિ.)[૭] મેહબૂબે શાહે દો સરાકે વાસ્તે.

ઝિન્દા રખ ઔર માર તુ અપની મુહબ્બતમેં મુજે,
બૂ અલીયે (રહ.)[૮] નામદારે પેશ્વાકે વાસ્તે.

કર મુજે મકબૂલે આલમ ખાસ બન્દોંકી તરહ,
યૂસુફે હમદાન (રહ.)[૯] મકબૂલે ખુદાકે વાસ્તે.

મા સિવાસે કર જુદા ઔર અપના બન્દા લે બના,
અબ્દે ખાલિક ગજદવાની (રહ.)[૧૦] રેહનુમાકે વાસ્તે.

નૂરસે મઅમૂર કરદે ઈસ દિલે રંજૂરકો,
હઝરતે આરિફ મુહમ્મદ (રહ.)[૧૧] હકનુમાકે વાસ્તે.

ખૈર ભરદે મેરે દિલમેં દૂર કરદે જુમ્લા શર,
હઝરતે મેહમૂદ (રહ.)[૧૨] મેહબૂબે ખુદાકે વાસ્તે.

ઈસ દિલે મુર્દાકો ઝિન્દા કરકે બસ કરલે અઝીઝ,
હઝરતે ખ્વાજા અઝીઝાં (રહ.)[૧૩] રેહનુમાકે વાસ્તે.

- ૭ હઝરત ખ્વાજા અબૂલ હસન ખિરકાની (રહ.)
  વફાત : ૧૫, રમઝાન, હિ. ૪૨૫ દફન : ખિરકાન
- ૮ હઝરત ખ્વાજા અબૂ અલી ફારમદી (રહ.)
  વફાત : ૪, રબીઉલ અવ્વલ, હિ. ૪૭૭ દફન : તૂસ
- ૯ હઝરત ખ્વાજા અબૂ યૂસુફ હમ્દાની (રહ.)
  વફાત : ૨૭, રજબુલ મુરજબ, હિ. ૫૩૫ દફન : મર્વ
- ૧૦ હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)
  વફાત : ૧૨, રબીઉલ અવ્વલ, હિ. ૫૭૫ દફન : ગજદવાન
- ૧૧ હઝરત ખ્વાજા મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)
  વફાત : ૧, શવ્વાલ, હિ. ૬૧૬ દફન : રેવગર
- ૧૨ હઝરત ખ્વાજા મેહમૂદ અબૂલ ખયર ફગ્નવી (રહ.)
  વફાત : ૧૭, રબીઉલ અવ્વલ, હિ. ૭૧૧ દફન : વાબ્કની
- ૧૩ હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.)
  વફાત : ૨૭, રમઝાન, હિ. ૭૧૮ દફન : ખ્વારઝમ

નેઅમતે દીદારસે મેહરૂમ મત રખના મુજે,
હઝરતે બાબા સમાસી (રહ.)[૧૪] દિલરૂબાકે વાસ્તે.

મસ્ત કર તૌહીદસે, હુશિયાર રખ તસ્દીકમેં,
ખ્વાજએ મીરે કલાલે (રહ.)[૧૫] બા સફાકે વાસ્તે.

નકશે ગૈરે હક મિટા ઔર નકશે યાદે ખુદ જમા,
પેશ્વાએ દીં બહાઉદ્દીન (રહ.)[૧૬] ઝિયાકે વાસ્તે.

દિલ મેરા બીમારીએ ઇસિયાંસે રેહતા હય મલૂલ,
દે શિફા ઈસકો અલાઉદ્દીન (રહ.)[૧૭] ઝિયાકે વાસ્તે.

કરલે શયદા અપના ઔર અપને રસૂલે પાક (સલ.) કા,
હઝરતે યાકૂબ ચર્ખી (રહ.)[૧૮] બા ખુદાકે વાસ્તે.

રોઝે મેહશર કદ્રશા બરદારી ઉબૈદુલ્લાહ (રહ.)[૧૯] કી,
કર ઇનાયત શાફએ રોઝે જઝાકે વાસ્તે.

ઝોહદો તકવા કર ઇનાયત મુજકો અપને ફઝલસે,
ખ્વાજએ ઝાહિદ મુહમ્મદ (રહ.)[૨૦] બે-રિયાકે વાસ્તે.

- ૧૪ હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમાસી (રહ.)
  વફાત : ૧૦, જમાદીલ આખર, હિ. ૭૫૫ દફન : સમાસી
- ૧૫ હઝરત ખ્વાજા સૈયદ મીર કલાલ (રહ.)
  વફાત : ૧૫, જમાદીલ આખર, હિ. ૭૭૨ દફન : સોખાર
- ૧૬ હઝરત ખ્વાજા સૈયદ બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.)
  વફાત : ૩, રબીઉલ અવ્વલ, હિ. ૭૯૧ દફન : બુખારા શરીફ
- ૧૭ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)
  વફાત : ૨૦, રજજબુલ મુરજ્જબ, હિ. ૮૦૨ દફન : જફાનિયહ
- ૧૮ હઝરત ખ્વાજા મૌલાના યાકૂબ ચરખી (રહ.)
  વફાત : ૫, સફરૂલ મુઝફર, હિ. (અજ્ઞાત) દફન : બલગનૂન
- ૧૯ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)
  વફાત : ૨૯, રબીઉલ અવ્વલ, હિ. ૮૯૫ દફન : સમરકંદ
- ૨૦ હઝરત ખ્વાજા મૌલાના મુહમ્મદ ઝાહિદ (રહ.)
  વફાત : ૧, રબીઉલ અવ્વલ, હિ. ૯૩૬ દફન : મોજે વખ્શી

કર મુઝે દુરવેશ અપને દરકા ઓર દિલરેશભી,
ખ્વાજા દુરવેશે મુહમ્મદ (રહ.)[21] બા ખુદાકે વાસ્તે.
ખસલતેં ઓર ખુલ્ક દે અપને હબીબે પાક (સલ.)કા,
ખ્વાજા અમકંગી મુહમ્મદ (રહ.)[22] બા રઝાકે વાસ્તે.
ફાનીઓ બાકી મનાઝિલ કર મુઝે કામિલ નસીબ,
ફાની ફીલ્લાહ બાકી બિલ્લાહ (રહ.)[23] મુક્તદાકે વાસ્તે.
અલ્ફેસાનીકે મુજદિદ શેખ અહમદ (રહ.)[24] નામે પાક,
બખ્શદે ઉસ આરિફોંકે પેશ્વાકે વાસ્તે.
નેકીઓંકે સાથ કરદે સબ ગુનાહોંકા બદલ,
ખ્વાજાએ માસૂમ (રહ.)[25] શાહે ઓલિયાકે વાસ્તે.
કાસિમે રેહમત મુઝે કર મુસ્તઈદ થે જિસ તરહ,
બૂ સઈદે ખાઝિનુર્રહમત (રહ.)[26] અતાકે વાસ્તે.
ન હો દુનિયાકી ગમો શાદીકા કુછ દિલમેં ખ્યાલ,
ખ્વાજાએ અબ્દુલ અહદ (રહ.)[27] અહલે રઝાકે વાસ્તે.

● ૨૧ હઝરત ખ્વાજા દુરવેશ મુહમ્મદ (રહ.)
વફાત : ૧૯, મુહર્રમુલ હરામ, હિ. ૯૭૦ દફન : અસ્ફરા-મુવાનેહ્રા
૨૨ હઝરત ખ્વાજા મૌલાના મુહમ્મદ અમકંગી (રહ.)
વફાત ૨૨, શાબાન, હિ. ૧૦૦૮ દફન : (અજ્ઞાત)
૨૩ હઝરત ખ્વાજા મુહમ્મદ બાકીબિલ્લાહ (રહ.)
વફાત : ૨૫, જમાદીલ આખર, હિ. ૧૦૧૨ દફન : દિલ્હી
૨૪ હઝરત ઈમામે રબ્બાની મુજદિદ અલ્ફેસાની શેખ અહમદ ફારૂકી (રહ.)
વફાત : ૨૮ સફરુલ મુઝફર, હિ. ૧૦૩૪ દફન : સરહિંદ શરીફ
૨૫ હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)
વફાત : ૯, રબીઉલ અવ્વલ હિ. ૧૦૭૯ દફન : સરહિંદ શરીફ
૨૬ હઝરત ખાઝિનુર્રહમત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)
વફાત : ૭, જમાદીઉસ સાની, હિ. (અજ્ઞાત) દફન : સરહિંદ શરીફ
૨૭ હઝરત ખ્વાજા શેખ અબ્દુલ અહદ (રહ.)
વફાત : ૨૭, ઝીલ હજ્જ, હિ. ૧૨૨૭ દફન : સરહિંદ શરીફ

કર તજલ્લીસે મુજલ્લા ઈસ દિલે અફસુર્દહ કો,
હઝરતે ખ્વાજા હનીફ (રહ.)[૨૮] બા ખુદાકે વાસ્તે.

મુશ્કિલાતે નઝ્અો, કબ્રો, હશ્રો, મીઝાનો, સિરાત,
સહલ કર હઝરત ઝકીયે પારસા (રહ.)[૨૯] કે વાસ્તે.

દે કિનાઅત ઔર તવક્કુલ સબ્રો, હિલ્મો ઝોહદો ઈલ્મ,
મઝહરે શૈખે મુહમ્મદ (રહ.)[૩૦] બા ખુદાકે વાસ્તે.

દામે દુનિયા ઔર મકે નફસો શયતાંસે મુઝે,
લે બચા ખ્વાજા ઝમાને (રહ.)[૩૧] પેશ્વાકે વાસ્તે.

લબપે હો વસ્ફે નબી ઔર દિલમેં હો ઝિક્રે ખુદા,
હાજી અહમદ (રહ.)[૩૨] નાઇબે ખૈરુલ વરાકે વાસ્તે.

નામકો હય જિસ્કે નિસ્બત બા હુસૈનો બા અલી (રહ.),[૩૩]
મગફિરત ફરમા ખુદા ઉસ પેશ્વાકે વાસ્તે.

નામમેં જિસ્કે ઈમામ આયા અલી (રહ.)[૩૪] કે સાથ હય,
રહમ કર ઉસ મુક્તદાયે બા સફાકે વાસ્તે.

● ૨૮ હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ (રહ.)
વફાત : ૧, સફરૂલ મુઝફ્ફર, હિ. ૧૧૩૩ દફન : બામિયાન

૨૯ હઝરત મુહમ્મદ ઝકી પારસા (રહ.)
વફાત : (અજ્ઞાત) હિ. ૧૧૪૩ દફન : જન્નતી લાઇફી (અરબ)

૩૦ હઝરત શૈખ મુહમ્મદ મઝહર (રહ.)
વફાત : ૯, ઝીલ હજ્જ, હિ. ૧૧૨૯ દફન : મક્કા મુઅઝ્ઝમા

૩૧ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (રહ.)
વફાત : ૪, ઝીલ કઅદહ, હિ. ૧૧૮૮ દફન : લોહારી શરીફ સિંધ

૩૨ હઝરત હાજી અહમદ (રહ.)
વફાત : (અજ્ઞાત) હિ. ૧૨૨૩ દફન : કાઝીકી કોટ (સિંધ)

૩૩ હઝરત મીરાન સૈયદ હુસૈન અલી શાહ સાહબ (રહ.)
વફાત : ૭, સફર, હિ. ૧૨૪૪ દફન : રત્ન-છત્ર (પંજાબ)

૩૪ હઝરત સૈયદ ઈમામ અલી શાહ સાહબ (રહ.)
વફાત : ૧૩, શવ્વાલ, હિ. ૧૨૮૨ દફન : રત્ન-છત્ર (પંજાબ)

સોઝે દિલ ઔર ઈસ્તેકામત બર શરીઅત કર અતા,
હઝરતે શેરે મુહમ્મદ (રહ.)[૩૫] હક નુમાકે વાસ્તે.

કર 'હિદાયત'[૩૭]કો ઈનાયત ચશ્મે તર ઔર દર્દે દિલ,
મુરશિદી હઝરત અલી (રહ.)[૩૬] શેરે ખુદાકે વાસ્તે.

જો હિદાયત ઔર અલીકી હૈ સિફતસે મુત્તસિફ,
દે મુજે તૌફિક હક ઉસ મુકતદાકે વાસ્તે.

રહમકા તાલિબ હૈ અય રહમાન યહ 'અબ્દુર્રહીમ',[૩૮]
રહમતુલીલ આલમીં ખૈરુલ વરાકે વાસ્તે.

મુજકો ઔર મેરે અહિબ્બાકો હિદાયત કર નસીબ,
અંબિયાએ મુરસલીં (અલૈ.) ઔર ઔલિયાકે વાસ્તે.

ઉમ્મતે અહમદકી (સલ.) કરદે મગફિરત અઝ ફઝલે ખેશ,
ઉસ હબીબે શાફએ રોઝે જઝા (સલ.)કે વાસ્તે.

- ૩૫ હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ (રહ.)
  વફાત : ૨૭, સફર, હિ. ૧૩૧૭ દફન : કાલા અફઘાન (પંજાબ)
- ૩૬ હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ (રહ.)
  વફાત : ૩૦, મુહર્રમ, જુમ્આ હિ. ૧૩૨૮ દફન : જયપુર
- ૩૭ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.)
  વફાત : ૧૭, જમાદીલ આખર, હિ. ૧૩૭૦ દફન : જયપુર
- ૩૮ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા.બ.)
  જન્મ : ઈ.સ. ૧૯૧૯ (હિ. સ. ૧૩૩૭) જન્મ સ્થળ : જયપુર

☆

بسم الله الرحمن الرحيم

# હુઝૂર

## સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ

□

બલગલ ઉલા બિ કમાલિહી,
કશફદ્દુજા બિ જમાલિહી;
હસનત જમીઓ ખિસાલિહી,
સલ્લુ અલૈહિ વ આલિહી.

શૈખ સા'દી (રહ.)

□

### કાવ્ય રૂપાંતર

પરિપૂર્ણતાની આણુથી છે જેહ પદવી ઉચ્ચતર,
છે જેહ કાન્તિને પ્રભાવે તિમિરતાનું રાજ્ય સર;
સદ્દગુણુ છે પ્રત્યેક જેના દિવ્યતર ને ઉચ્ચતર,
સલવાત હોજો તેહ પર ને તેહના પરિવાર પર.

'મુનાદી'

□

ફઝલ કર યા રબ
મુહમ્મદ મુસ્તફાકે વાસ્તે,
આલે પાકો ચાર યારે
બા સફાકે વાસ્તે.

□

એ સૌ સ્વીકારે છે કે નબીયેકરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પાક, પવિત્ર અને દિવ્ય જીવનના માત્ર કોઈ એકાદ પાસા વિશે જ, કોઈ ભલેને કેટલુંયે ટૂંકામાં ટૂંકું લખાણ લખવા ચાહે તોપણ પાનાંઓના પાનાં ઓછાં જ પડે!

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના અખ્લાક, આદાત, મુઆમલાત, કમાલાત, મુઅજિઝાત...મતલબ કયો વિભાગ એવો છે જેનું સંપૂર્ણ વર્ણન થઈ શકે!

એટલા માટે આ કિતાબની બરકતના હેતુથી એ અફાટ, અસીમ અને અગાધ મહાસિંધુના માત્ર થોડાંક બિંદુઓથી સંતોષ માનવામાં આવે છે.

એ રત્ન કણિકાઓ હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દીસ દહેલ્વી રહમતુલ્લાહિ અલૈહિની કિતાબ 'સુરૂરુલ મહઝૂન'[1]માંથી અત્રે રજૂ કરી છે. સંક્ષેપ જાળવવા માટે કેટલીક વિગતો ટૂંકાવી છે અથવા છોડી દીધી છે.

□

## વંશાવળી

આપણા પૈગમ્બર સૈયિદિના હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ છે.

આપના પિતાનું નામ અબ્દુલ્લાહ છે.

એકવીસમી પેઢીના આપના પૂર્વજનું નામ અદનાન છે.

□

આપની માતાનું નામ આમીના છે; જે વહબ બિન અબ્દિ-મનાફના પુત્રી છે.

માતા તરફની વંશાવળીમાં પાંચમી પેઢીના પૂર્વજ 'કિલાબ' છે.
પિતા તરફની વંશાવળીમાં છઠ્ઠી પેઢીના પૂર્વજ 'કિલાબ' છે.
અહીં બંને વંશાવળી એક થઈ જાય છે.

□

● 1 મજકૂર કિતાબના નીચે જણાવેલાં બે ગુજરાતી અનુવાદો આ લખતી વખતે નજર સમક્ષ રહ્યાં છે:
'સીરતુન્નબી' અનુવાદક—મુન્શી ઈસાભાઈ ઈબ્રાહીમ, કાવી
'સરદારે દો આલમ'(સલ.) અનુવાદક—નકીબ કાસેખાન છ. પઠાણ

## જન્મ તારીખ

'અસ્હાબે ફીલ' (હાથીવાળાઓ)ની લડાઈ જે વરસમાં થઈ તેજ વરસના રબીઉલ અવ્વલ માસના સોમવારના દિવસે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો જન્મ થયો.

જન્મની તારીખ બાબતમાં મતભેદ છે પરંતુ (બારમી) તારીખ ઈસ્લામી જગતમાં પ્રખ્યાત છે અને એના વિશે બહુમતી છે.

## જન્મ વખતના બનાવો

જે રાતે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો જન્મ થયો તે રાતે—

ઈરાનના સમ્રાટ કિસરાના રાજમહેલમાં આંચકો લાગ્યો.

એનો કડાકો અને ધડાકો સૌએ સાંભળ્યો.

રાજમહેલના ચૌદ કાંગરા તૂટી પડયા.

હઝાર વરસથી સતત સળગતો અગ્નિ હોલવાઈ ગયો.

ઈરાનના લોકો એ અગ્નિની પૂજા કરતા હતા.

ઈરાકના સાવા નગરનું કદી ન સુકાયેલું સરોવર સુકાઈ ગયું.

## દૂધ માતા

આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને હઝરત હલીમાએ દૂધ ધવરાવ્યું. તેઓ અબુ ઝુવેબના પુત્રી હતાં અને સઅદ ખાનદાનના હતાં.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને હઝરત હલીમા પોતાના ઘરે લઈ ગયા. તેમનું ઘર મક્કાથી થોડેક દૂર એક ગામમાં હતું.



ત્યાં જ એક દિવસે ફરિશ્તાઓ આવ્યા. અલ્લાહ તઆલાના હુકમ અનુસાર તેઓએ આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની છાતી ચીરીને આપના મુબારક સીનાને ઈલ્મ અને ઈમાનથી ભરી

દીધો અને જે ભાગમાં શેતાન પોતાની અસર કરે છે તેને કાઢી નાંખ્યો.૧

□

અબૂલહબની બાંદી (દાસી) સુઐબાએ પણ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને દૂધ ધવરાવ્યું છે.

□

બીબી ઉમ્મે ઐમન જેમનું મૂળ નામ બરકત છે તેમણે પણ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પોતાના ખોળામાં રમાડ્યા છે.

ઉમ્મે ઐમન હબશ (એબિસિનિયા)ના મૂળ વતની હતા અને હુઝૂર સલ્લાહુ અલૈહિ વસલ્લમના પિતા અબ્દુલ્લાહના બાંદી હતા.

## માતા, પિતા અને દાદાના અવસાન

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ હજુ તો માતાના પેટમાં જ હતા ત્યારે આપના પિતા અબ્દુલ્લાહનું અવસાન થયું.

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જ્યારે ચાર કે છ વરસના થયા ત્યારે માતાનું પણ અવસાન થયું.

□

● ૧ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો મુબારક સીનો ચાર વખત ચીરવામાં આવ્યો હતો. એને 'શકકે સદ્ર' કહે છે.

૧ ઉપર દર્શાવ્યા પ્રમાણે
૨ દશ વરસની ઉંમરે
૩ નુબુવ્વત અર્પણ કરતી વેળા 'હિરા' નામની ગુફામાં
૪ 'મેઅરાજ'ની રાતે

હઝરત શાહ અબ્દુલ અઝીઝ સાહબ મુહદ્દિસ દહેલ્વી નૂરુલ્લાહ મર્કદહૂએ સૂરએ 'અલમ નશરહ'ની તફસીરમાં ખૂબ જ વિસ્તારથી એનું વર્ણન કર્યું છે.

વળી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પાક કલ્બ (દિલ)ની બાર મંઝીલો પણ એમાં લખવામાં આવી છે. ઉપરાંત દરેક વખતે 'શકકે-સદ્ર' કઈ મસ્લેહતથી થયો અને કેવી રીતે થયો તે પણ જણાવ્યું છે.

('તારીખે મશાઈખે ચિશ્ત' પા. ૮)

હવે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના દાદા અબ્દુલ મુત્તલિબે પોતાના પૌત્રના ભરણ-પોષણ અને દેખભાળની જવાબદારી લીધી.

જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉમર આઠ વરસ, બે મહિના અને દસ દિવસની થઈ ત્યારે દાદા અબ્દુલ મુત્તલિબ પણ આ દુનિયા છોડી ચાલ્યા ગયા.

## કાકાની છત્રછાયામાં

હવે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના ઉછેર અને દેખભાળની જવાબદારી આપના કાકા અબૂ તાલિબે પોતાના માથે લીધી.

## શામનો પ્રથમ પ્રવાસ

જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉમર બાર વરસ, બે માસ અને દસ દિવસની થઈ ત્યારે આપ પોતાના કાકા અબૂ તાલિબ સાથે શામ (સિરિયા) દેશના પ્રવાસે ગયા.

બસરા શહેરમાં બુહૈરા નામના એક ઈસાઈ પાદરીએ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને જોયા. પોતાના ધર્મગ્રંથોમાં લખેલા લક્ષણો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમમાં તેને દેખાયા.

તે નજીક આવ્યો. હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો હાથ પોતાના હાથમાં લીધો અને કહેવા લાગ્યો,

'આ તો તે છે જેને જગતનો પાલનહાર પોતાનો પૈગમ્બર બનાવનાર છે અને જે સમગ્ર વિશ્વ માટે રહેમત બનનાર છે.'

પછી તેણે અબૂ તાલિબને કહ્યું,

'જ્યારે તમે અહીં આવ્યા ત્યારે કોઈ પથ્થર કે વૃક્ષ એવું ન હતું જે એમને સિજદો કરતું ન હોય. પથ્થર અને વૃક્ષ પૈગમ્બર સિવાય અન્ય કોઈને સિજદો કરતા નથી. બેશક, મેં મારા ધર્મગ્રંથોમાં વાંચેલાં તમામ લક્ષણો એમનામાં જોઈ શકું છું.

જો તમે એમને શામ (સિરિયા) લઈ જશો તો ત્યાંના યહૂદીઓ એમને અવશ્ય મારી નાખશે.'

આ સાંભળીને ત્યાંથી જ અબૂ તાલિબે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને મક્કા પાછાં મોકલી આપ્યા.

## શામનો બીજો પ્રવાસ

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે શામ (સિરિયા)નો બીજો પ્રવાસ મૈસરા સાથે કર્યો. મૈસરા હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાનો ગુલામ હતો. હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે હજુ બીબી ખદીજા (રદિ.) સાથે નિકાહ કર્યા ન હતા.

આ બીજો પ્રવાસ બીબી ખદીજા (રદિ.) તરફથી વેપાર માટે કર્યો હતો. શામ પહોંચીને આપે એક ઘટાદાર છાયાવાળા વૃક્ષ નીચે ઉતારો કર્યો. આ સ્થળે એક ઈસાઈ પાદરીનું દેવળ હતું.

પાદરીએ મૈસરાને કહ્યું,

'આ વૃક્ષ નીચે પૈગમ્બર સિવાય અન્ય કોઈ શખ્સે કદી મુકામ કર્યો નથી.'

મૈસરાનું બયાન છે કે,

'માર્ગમાં બપોર થઈ જતી અને ગરમી સખત થઈ જતી તો હું જોતો કે બે ફરિશ્તાઓ આકાશથી ઉતરી આવતા અને હુઝૂર (સલલ્લાહુ અલૈહિ વસલમ) ઉપર છાયો કરતા હતા.'

## નિકાહ

આ પ્રવાસથી પાછા આવ્યા પછી હુઝૂર સલલ્લાહુ અલૈહિ વસલમે બીબી ખદીજા રદિયલ્લાહુ અન્હા સાથે નિકાહ કર્યા.

હઝરત બીબી ખદિજા (રદિ.) ખુવૈલદનાં પુત્રી હતાં અને મક્કા શહેરના શ્રીમંત સન્નારી હતાં.

નિકાહ વેળા હુઝૂર સલલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉમર પચ્ચીસ વરસ, બે માસ અને દશ દિવસની હતી.

## કાબાનું સમારકામ

જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉમર પાંત્રીસ

વરસની થઈ ત્યારે કાબાનું સમારકામ ચાલતું હતું. આપ કાબામાં હાજર થયા અને હજરે અસ્વદને પોતાના મુબારક હાથો વડે ગોઠવ્યો.

## નુબુવ્વત

જ્યારે આપની ઉંમર ચાલીસ વરસ એક દિવસની થઈ ત્યારે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને અલ્લાહ તઆલાએ નુબુવ્વત ઈનાયત ફરમાવી.

જિબ્રઈલ અલૈહિસ્સલામ હિરા નામની ગુફામાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની પાસે આવ્યા અને કહ્યું,

'ઈકરઅ' (પઢો)

આપે જવાબ આપ્યો, 'હું પઢવાનું જાણતો નથી.'

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ફરમાવે છે કે,

'જિબ્રઈલ (અલૈ.) એ મને (ભેટીને) એવા બળપૂર્વક ભીંસ્યો કે તેથી મને ઘણી તકલીફ થઈ. પછી મને છોડી દઈને કહ્યું,

'ઈકરઅ' (પઢો)

મેં ફરી કહ્યું. 'હું ભણેલો નથી.'

'જિબ્રઈલ (અલૈ.)એ ફરી પાછો મને બાથમાં લઈને વધુ બળપૂર્વક દબાવ્યો અને ત્રીજી વખત કહ્યું,

'ઈકરઅ બિસ્મિ રબ્બિકલ્લઝી ખલક'

'હવે જિબ્રઈલ (અલૈ) એ જે કંઈ કહ્યું તે મેં સડસડાટ પઢીને સંભળાવી દીધું'.'

□

કેટલાકનું કહેવું છે કે સોમવારના દિવસે રબીઉલ અવ્વલની આઠમી તારીખે નુબુવ્વતનો આરંભ થયો.[1]

● ૧ હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલ્વી (રહ) પોતાની તફસીરમાં ફરમાવે છે કે,
હઝરત જિબ્રઈલ (અલૈ.)નો આ પ્રમાણે કરવાનો હેતુ મલકુતિયત-

(અનુસંધાન પાના ૩૦ની ફૂટનોટ પર)

● (પાના ૨૯ની ફૂટનોટ ચાલુ)

ની તાસીર અને કુવ્વત આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમમાં પહોંચાડવાનો હતો.

મશાઈખની તાસીર જે બીજાઓમાં અસર પેદા કરે છે અને જેને સામાન્ય રીતે 'તવજ્જોહ' કહેવામાં આવે છે તે એનો જ ખુલાસો છે. તવજ્જોહ ચાર પ્રકારની હોય છે:

૧ ઈન્અકાસી

એની મિસાલ એવી છે કે કોઈ શખ્સ ખૂબ અત્તર લગાવીને મજલિસમાં આવે તો એના અત્તરની ખૂશ્બૂ મજલિસમાં બેઠેલા તમામને પ્રફુલ્લિત કરી દેશે પરંતુ એની અસર ત્યાં સુધી જ રહેશે જ્યાં સુધી એ શખ્સ મજલિસમાં મોજૂદ હોય.

તવજ્જોહનો આ પ્રકાર સૌથી નબળો છે.

૨ ઈલ્કાઈ

એની મિસાલ એવી છે કે કોઈ શખ્સ દીવામાં તેલ પૂરે, દિવેટ ઠીક કરે અને પછી એને સળગાવે.

પહેલાં પ્રકાર કરતાં આ બીજો પ્રકાર ચઢિયાતો છે. એમાં તવજ્જોહ આપનાર શૈખની ગેરહાજરીમાં પણ એની અસર બાકી રહે છે પરંતુ નજીવા વિઘ્નથી – દાખલા તરીકે હવાની ઝાપટથી – એ હોલવાઈ જશે.

૩ ઈસ્લાહી

એની મિસાલ એવી છે કે પાણીના કોઈ મોટા બંધમાંથી નહેર ખોદીને કોઈ હોજમાં જોડી દેવામાં આવે. રસ્તામાં જો કોઈ મામૂલી કચરો વગેરે નડતર થશે તો પાણીનો પ્રવાહ એને હટાવી દેશે. પરંતુ જો રસ્તો જ બંધ થઈ જશે તો પાણીનો પ્રવાહ અટકી જશે.

આ પ્રકાર પહેલાં બંને પ્રકારો કરતાં વધારે બળવાન છે. નફસની ઈસ્લાહ અને લતીફાઓની સ્વચ્છતા એમાં ઘણી વધારે થાય છે.

૪ ઈત્તિહાદી

આ પ્રકારમાં શૈખ પોતાની રૂહને મુરીદની રૂહ સાથે એવી પૈવસ્તા (સંલગ્ન) કરી દે છે કે બંને એક થઈ જાય.

સ્પષ્ટજ છે કે આ રીત આગળની બધી કરતાં વધારે બળવાન

(અનુસંધાન પાના ૩૧ ની ફૂટનોટ પર)

## દાવત અને તબ્લીગ

હવે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોકારી પોકારીને અલ્લાહના હુકમો સંભળાવવા લાગ્યા અને પૈગામ પહોંચાડવા લાગ્યા.

આપે પોતાની કોમની ભલાઈ ચાહવા અને તેમને દીન અને દુનિયાના લાભ પહોંચાડવામાં કોઈ કસર બાકી રાખી નહિ, પરંતુ મક્કાવાળાઓ અતિ મૂર્ખતાપૂર્વક હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પજવવા અને દુઃખ પહોંચાડવા માટે કટિબદ્ધ થઈ ગયા.

એક ખીણુ વિસ્તારમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ઘેરી લીધાં. આપ અને આપના કુટુંબીજનો ત્રણ વરસમાં કંઈક ઓછા સમય સુધી ખીણુમાં જ ઘેરાએલા રહ્યા. તે પછી ઘેરામાંથી મુક્ત થયા. ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉંમર ૪૯ વરસની હતી.

## રંજ અને ગમનું વરસ

આ પ્રસંગના આઠ માસ અને એકવીસ દિવસ પછી (આપના કાકા) અબૂ તાલિબનું અવસાન થયું.

(કાકા)ના અવસાનના ત્રીજા દિવસે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનાં પ્રિય પત્ની હઝરત ખદીજા (રદિ.) પણ આ નાશવંત જગત છોડી ગયા.

ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલૈહિ રાજિઊન.

● (પાના ૩૦ની ફૂટનોટ ચાલુ)

છે. શૈખની રૂહમાં જે કંઈ હોય છે તે તાલિબની રૂહમાં સમાઈ જાય છે અને વારંવાર ઈસ્તિફાદહની જરૂરત રહેતી નથી.

સૂફીઓમાં આ રીત ઘણી મહત્વની ગણાય છે પરંતુ ઘણી ઓછી જોવામાં આવે છે.

હઝરત જિબ્રઈલ (અલૈ.) ની તવજ્જોહ પણ એજ ઈત્તિહાદી હતી. ['તારીખે મશાઈખે ચિશ્ત' પા. ૧૩, ૧૪, ૧૫]

## જિન્નોનો ઇસ્લામ સ્વીકાર

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉમર જ્યારે પચાસ વરસ અને ત્રણ માસની થઈ ત્યારે નસીબન નામના સ્થળના જિન્નો આપની સેવામાં હાજર થયા અને ઈસ્લામનો સ્વીકાર કર્યો.

## મેઅરાજ

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉમર જ્યારે એકાવન વરસ અને નવ માસની થઈ ત્યારે અલ્લાહ તઆલાએ આપને મેઅરાજનું બહુમાન અર્પણ કર્યું.

ફરિશ્તાઓ પ્રથમ આપને ઝમઝમ અને મકામે ઈબ્રાહીમ દરમિયાનના સ્થળેથી બૈતુલમુકદ્દસ લઇ ગયા. તે પછી બુરાક ઉપર સવાર કરીને આસમાનો ઉપર લઈ ગયા. ત્યાં પાંચ વખતની નમાઝ ફર્ઝ કરવામાં આવી.

## હિજરત

જ્યારે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉમર તેપન વરસની થઇ ત્યારે સોમવારના દિવસે, રબીઉલ અવ્વલ મહિનાની આઠમી તારીખે મક્કા છોડી મદીના તરફ રવાના થયા.

બીજા સોમવારના દિવસે મદીના પહોંચ્યા. ત્યાં દસ વરસ સુધી રહીને વફાત પામ્યા. વફાતની ચોક્કસ તારીખ વિશે વિદ્વાનોમાં મતભેદ છે.

## લડાઈઓ

લડાઈઓ બે પ્રકારની થઈ. જે લડાઈમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતે પણ સામેલ થયા હોય તેને 'ગઝવા' કહે છે.

દુશ્મનો સામે લડવા માટે લશ્કરી ટુકડીઓ મોકલી હોય પરંતુ પોતે તેમાં સામેલ થયા ન હોય તેને 'સરિય્યા' કહે છે.

આ દસ વરસની મુદ્દતમાં સત્તાવીસ લડાઈઓમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતે સામેલ થયા હતા. એ પૈકી ખરેખર માત્ર સાતમાં લડાઈ થઈ હતી.

આપે લશ્કરની ટુકડી મોકલી હોય પરંતુ પોતે સામેલ થયા ન હોય તેની સંખ્યા લગભગ પચાસ છે

## હજ્જ અને ઉમરા

હજ્જ ફર્ઝ થઈ તે પહેલાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે બે વખત હજ્જ કરી હતી.

હજ્જ ફર્ઝ થયા પછી આપે એક વખત હજ્જ કરી જેને 'હજ્જતુલ વિદા' કહે છે.

આપે ચાર ઉમરા કર્યા હતા બધાં ઉમરા આપે 'ઝીલકદ' મહિનામાં કર્યા હતા.

## દેહ અને દેખાવ

આપ (સલ.)ની ઊંચાઈ મધ્યમસરની હતી.
રંગ લાલાશ પડતો સફેદ હતો.
છાતી પહોળી હતી.
કેશ કાનની લો સુધી પહોંચતા હતા.
મુખમુદ્રા ચૌદમીના ચાંદ સમાન ચમકતી હતી.
દેહ અને અવયવો સુડોળતાનો સર્વશ્રેષ્ઠ નમૂનો હતા.
આપની વાણી અને વચનો અતિમૃદુ હતાં.
લલાટ વિશાળ હતું.
ભમરો લાંબી, બારીક અને જોડાયેલી ન હતી.
નાક ઊંચું હતું.
દાંત ચમકદાર અને હારબંધ સહેજ છૂટા હતા.
પીઠમાં બંને ખભાઓની વચ્ચે નુબુવ્વતની મહોર હતી.

## અખ્લાક અને આદતો

હઝરત આયશા (રદિ.)ને લોકોએ પૂછ્યું કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના અખ્લાક કેવા હતા?'

તેમણે જવાબ આપ્યો કે,

'આપના અખ્લાક કુરઆન મજીદ છે.'

એનો અર્થ એ છે કે કુરઆનમાં જે ગુણો દર્શાવ્યા છે તે તમામ ગુણોથી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સંપન્ન હતા.

## શૌર્ય અને સખાવત

આપ મહા શૂરવીર અને ઘણા જ દાનવીર તેમ જ ઉદાર હતા. માંગનારને કદી ના પાડતા ન હતા.

રાતે આપ ઘરમાં નાણું રહેવા દેતા ન હતા. જો કોઈ વખતે કોઈ માંગનાર કે લેનાર મળતો નહિ તો જ્યાં સુધી નાણું જરૂરતવાળાઓને વહેંચાઈ ન જાય ત્યાં સુધી ઘરમાં પગ મૂકતા ન હતા.

## ખૂબીઓ

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ

સાચા અને સત્યવક્તા હતા.
પોતાનું વચન પાળવામાં સૌથી વધુ પાકા હતા.
સૌથી વધુ નમ્ર અને દયાળુ દિલના હતા.
સૌથી વધુ સહનશક્તિવાળા અને ધીરજવાન હતા.
પરદાનશીન કુમારિકા કરતાં પણ વધુ શરમાળ હતા.
કોઈના આમંત્રણનો ઈન્કાર કરતા ન હતા.
પ્રાણીમાત્ર પ્રત્યે કરુણા અને અનુકંપા ધરાવતા હતા.
પોતાના સહાબાની ઈજ્જત કરતા હતા.
સલામ કરવામાં આપ પહેલ કરતા હતા.
વાળ–વસ્ત્ર વગેરે સ્વચ્છ અને સુઘડ રાખતા હતા.
મિત્રો-સ્નેહીઓની દેખભાળ રાખતા. તેઓની પૂછપરછ કરતા.
બીમારની તબિયત પૂછવા જતાં.
ગામતરે જનાર માટે દુઆ કરતા.
મૃત્યુના સમાચાર સાંભળીને 'ઈન્ના લિલ્લાહિ...' પઢતા.
નારાજ થયેલાને મનાવવા પોતે તેના ઘરે જતા.
દરેક માણસને હસીખુશીથી મળતા હતા.
લોંડી-ગુલામના ખાનપાન કે પોષાકમાં ભેદભાવ કરતા ન હતા.
જે શખ્સ આપની સેવા કરતો તેની સેવા આપ પણ કરતા.

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

'હું દસ વરસ સુધી સફરમાં અને ઘરમાં આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં રહ્યો પરંતુ ખુદાના સોગંદ, હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની જેટલી સેવા મેં કરી તેનાથી બમણી સેવા હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મારી કરી.'

□

એક વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સહાબા સાથે પ્રવાસમાં હતા. રસ્તામાં બકરીનું ગોસ્ત તૈયાર કરવા ફરમાવ્યું.

એક સહાબી (રદિ.)એ કહ્યું, 'એને હલાલ હું કરીશ.'
બીજા સહાબી (રદિ.)એ કહ્યું, 'ખાલ હું ઉતારીશ.'
ત્રીજા સહાબી (રદિ.) બોલ્યા, 'હું એને રાંધીશ.'
હુઝૂર (સલ.)એ ફરમાવ્યું, 'ઠીક, તો લાકડાં હું વીણી લાવીશ.'
સાથીઓ બોલ્યા, 'ના, એ કામ પણ અમે જ કરીશું.'

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'હું જાણું છું કે આપ સૌ મારા બદલે આ કામ કરી શકો છો પરંતુ આ ભેદભાવ અને આપ સર્વથી ઊંચા દરજ્જાનો બનવાનું હું પસંદ કરતો નથી. અલ્લાહ તઆલા પણ પોતાના કોઈ બંદાની આવી રહેણીકરણી પસંદ કરતો નથી; કે તે પોતાના ભાઈબંધોમાં મોટો બનીને રહે.'

પછી આપ (સલ.) ઊઠ્યા અને લાકડાં વીણી લાવ્યા.

□

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અલ્લાહનું નામ લેવા વગર કદી ઊઠતા કે બેસતા ન હતા.

□

કોઈ મજલિસમાં જતા તો જ્યાં જગ્યા મળતી ત્યાં, પાછળના ભાગમાં જ બેસી જતા. મુસલમાનોને પણ એ જ પ્રમાણે વર્તવાનો હુકમ કરતા.

□

દરેકના માનમરતબાનું આપ સંપૂર્ણ ધ્યાન રાખતા હતા. દરેકના સ્થાન અને મોભાને અનુરૂપ તેનો આદર-સત્કાર કરતા અને ખાસ લક્ષપૂર્વક વર્તન કરતા.

□

આપ દરેક સાથે એવા હસતા ચહેરે પ્રેમપૂર્વક હળતામળતા હતા કે દરેક શખ્સ એમ સમજતો હતો કે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સૌથી વધુ તેને જ ચાહે છે અને તેની જ ઈજ્જત કરે છે.

□

કોઈ ગરીબ શખ્સને તેની ગરીબીના કારણે તુચ્છ સમજતા ન હતા. ન કોઈ બાદશાહથી તેની બાદશાહત-જાહોજલાલીના કારણે પ્રભાવિત થતા. ન તેનાથી ડરતા કે ન તેનાથી ક્ષોભ અનુભવતા.

□

ખુદાની દરેક નેઅમતને મોટી સમજતા હતા ભલે નાની હોય. કદી કોઈ ખાણામાં ખામી કાઢતા ન હતા.

મહેમાનની ઘણી ઈજ્જત કરતા હતા.

પોતાના પાડોશીઓની ખબરઅંતર પૂછયા કરતા.

□

પોતાના જોડાં પોતે જ સીવી લેતા હતા.
પોતાના ફાટેલા વસ્ત્રને પોતે જ થીંગડા લગાવી લેતા હતા.
ઘોડા, ખચ્ચર કે ગધેડા પર સવારી કરતા હતા.
પોતાની પાછળ પોતાના ગુલામ કે બીજા કોઈને બેસાડી લેતા.

□

જ્યારે પોતાની મનપસંદ વસ્તુ મળતી તો ફરમાવતા,

'અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન'
તમામ પ્રશંસા સમગ્ર વિશ્વોના પાલનહાર અલ્લાહના માટે જ છે.

□

જ્યારે કોઈ નાપસંદ પ્રસંગ બનતો તો ફરમાવતા,

'અલ્હમ્દુલિલ્લાહિ અલાકુલ્લિહાલ'
દરેક પરિસ્થિતિમાં અલ્લાહનો આભાર.

□

ભોજન કરી રહ્યા પછી, ભોજન ઉઠાવી લેવામાં આવતું ત્યારે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ આ દુઆ પઢતા,

'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અતઅમના વ સકાના
વ અરવાના વજઅલના મિનલ મુસ્લિમીન.'
અલ્લાહનો ઉપકાર છે જેણે અમને ખવરાવ્યું
પીવરાવ્યું અને તૃપ્ત કરી દીધાં અને મુસલમાન બનાવ્યા.

□

આપ ઘણા ભાગે કિબ્લા તરફ મુખ રાખીને બેસતા હતા.
અલ્લાહનો ઝિક્ર વિપુલ પ્રમાણમાં કરતા હતા.
નમાઝ લાંબી અને ખુત્બો ટૂંકો પઢતા હતા.
એક બેઠકમાં સો-સો વખત અસ્તગફાર પઢતા હતા.

□

નમાઝની સ્થિતિમાં રુદનના કારણે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની છાતીમાંથી એવો અવાજ સંભળાતો જાણે તાંબાની હાંડીમાં થતાં ઉકળાટનો અવાજ.

## મીઠી મજાક

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ મીઠી મજાક કરતા હતા પરંતુ મજાકમાં પણ કદી અસત્ય વચન બોલતા ન હતા.

એક ડોસી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં આવી અને વિનંતી કરવા લાગી કે,

'હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ !
અલ્લાહ તઆલાની હુઝૂરમાં દુઆ ફરમાવો કે
મરણ પછી અલ્લાહ મને જન્નતમાં જગા આપે!'

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'હે ફલાણાની મા ! કોઈ ડોસી જન્નતમાં ન જશે.'

આ સાંભળીને પેલી ડોસી રડતી રડતી મજલિસમાંથી પાછી ગઈ. હઝરતે બેઠેલાઓને ફરમાવ્યું,

'જલ્દી જાવ ! એને કહો કે કોઈ ડોસી જન્નતમાં
ન જશે પરંતુ નવેસરથી નવયુવાન થઈને જશે.'

□

## પુનીત પત્નીઓ

**બીબી ખદીજા (રદિ.)**

આપના સૌથી પહેલાં નિકાહ એમની સાથે થયા હતા. એનું વર્ણન આગળ આવી ગયું છે.

**બીબી આયશા (રદિ.)**

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના સુપુત્રી હતાં.

**બીબી હફ્સા (રદિ.)**

હઝરત ઉમર (રદિ.)ના સુપુત્રી હતાં.

આ ઉપરાંત આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે જે જે નિકાહ કર્યા તે ખુદાની ખુશ્નુદીને આધિન રહીને કર્યા હતા.

□

## સંતાનો

**કાસિમ (રદિ.)**

આપના પ્રથમ પુત્રનું નામ છે. તેમના નામના કારણે જ લોકો આપને અબુલ કાસિમ (કાસિમના પિતા) કહેતા હતા.

**અબ્દુલ્લાહ (રદિ.)**

તેમને તૈયબ અને તાહિર પણ કહેવામાં આવે છે. કેટલાકના મત પ્રમાણે એ બંને જુદા હતા.

**ઝૈનબ, રૂકૈયા, ઉમ્મે કુલસુમ, ફાતિમા (રદિ.)**

ઉપર જણાવેલાં પુત્રો પછી આ ચાર પુત્રીઓ પેદા થઈ. આ

તમામ પુત્ર-પુત્રીઓના માતા હઝરત બીબી ખદીજા (રદિ.) છે.

**ઈબ્રાહીમ (રદિ.)**

આ પુત્રનો જન્મ મારિયા કિબ્તીયા (રદિ.)થી થયો હતો. બીબી ફાતિમા (રદિ.) સિવાય તમામ સંતાનો હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની હયાતીમાં જ અવસાન પામ્યા હતા.

બીબી ફાતિમા (રદિ.) હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની વફાત પછી છઠ્ઠે મહીને વફાત પામ્યા.

## જમાઈઓ

**અબુલ આસ**

બીબી ઝૈનબના લગ્ન અબુલ આસ સાથે થયા હતા.

**હઝરત અલી (રદિ.)**

બીબી ફાતિમા (રદિ.)ના નિકાહ હઝરત અલી (રદિ.)થી થયા હતા.

તેમનાથી ત્રણ પુત્રો પેદા થયા. હસન, હુસૈન અને મોહસિન. તેમ જ ત્રણ પુત્રીઓ પેદા થઈ. રૂકૈયા, ઝૈનબ અને ઉમ્મેકુલસુમ

**હઝરત ઉસ્માન (રદિ.)**

રૂકૈયા (રદિ.) હઝરત ઉસ્માન (રદિ.)ના નિકાહમાં આવ્યા. એક ફરજંદ અબ્દુલ્લાહ નામના પેદા થયા પરંતુ બાળપણમાં જ અવસાન પામ્યા.

જે દિવસે ઝૈદ બિન હારિસ બદરના વિજયના ખુશખબર લઈને મદીના આવ્યા તે જ દિવસે બીબી રૂકૈયા (રદિ.)નો ઈન્તેકાલ થયો.

તેમના પછી હઝરત ઉસ્માન (રદિ.)ના નિકાહ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની જ બીજી પુત્રી ઉમ્મેકુલસુમ સાથે થયા.[1]

● ૧ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની બે બેટીઓ અર્થાત 'બે નૂર' હઝરત ઉસ્માન (રદિ.)ના નિકાહમાં આવ્યા હોવાથી આપનો લકબ 'ઝીન્નુરૈન' (બે નૂરવાળા) છે. હઝરત ઉસ્માન (રદિ.) સિવાય બીજો શખ્સ એવો નથી કે જેના નિકાહમાં કોઈ નબીની બે બેટીઓ આવી હોય. ['તારીખે મશાઈખે ચિશ્ત' પા ૧૦૯]

## મોઅજીઝા

કુરઆન શરીફ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો સૌથી મહાન મોઅજીઝો છે. કોઈપણ માનવી એની એક આયતના બરાબર એક આયત પણ બનાવી શકયો નથી.

□

આંગળીના માત્ર એક ઈશારા વડે ચાંદના બે ટુકડા કરી દેવાનો મોઅજીઝા તો ખૂબ જાણીતો છે.

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ભૂતકાળમાં વરસો પહેલાં બનેલા અને ભવિષ્યમાં વરસો પછી બનનારા બનાવોની માહિતી આપી છે અને એ વાતો તદ્દન સાચી પુરવાર થઈ છે.

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એક વણ વિયાએલી બકરી ઉપર હાથ ફેરવી દીધો તો તે દૂધ દેવા લાગી ગઈ.

□

હુનૈનની લડાઈના દિવસે મુઠ્ઠીભર માટી લઈને હુઝૂર (સલ.)એ દુશ્મનોના મોઢાઓ પર ફેંકી તો અલ્લાહ તઆલાએ તેમને બધાંને પરાજિત કર્યા.

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એક ગામવાસીને ઈસ્લામ સ્વીકારવા ફરમાવ્યું.

તેણે કહ્યું : 'આપ (સલ.) જે કંઈ કહો છો તેનો કોઈ સાક્ષી છે?'

આપે ફરમાવ્યું, 'હા, આ વૃક્ષ સાક્ષી આપશે!'

એમ કહીને વૃક્ષને બોલાવ્યું. તે વૃક્ષ એકદમ પાસે આવી ગયું. હુઝૂર (સલ.)એ તેનાથી સાક્ષી માંગી. તેણે ત્રણ વખત સાક્ષી આપી પછી પોતાના સ્થાને જતું રહ્યું!

એક હરણીએ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં વિનંતિ કરી કે તેને કેદથી મુક્ત કરાવી દે જેથી તે તેનાં બે બચ્ચાં-

એને દૂધ પાઈ આવે. હુઝૂર (સલ.)એ તેને મુક્ત કરાવી દીધી. તેણે કલમએ શહાદત પોતાની જબાનથી પઢ્યો.

□

બદરની લડાઈના દિવસે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે બતાવ્યું કે ફલાણો કાફિર અહીં અને ફલાણો કાફિર ત્યાં માર્યો જશે. અને એ જ પ્રમાણે ખરેખર થયું.

□

મક્કાના વિજયના દિવસે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ કાબા શરીફમાં દાખલ થયા. તેની અંદર ચારે તરફ મૂર્તિઓ લટકતી હતી. હુઝૂર (સલ.)ના હાથમાં એક લાકડી હતી. આપ (સલ.)એ લાકડી વડે ઈશારો કરતા અને ફરમાવતા જતા હતા:

'જાઅલ હક્કુ વઝ હકલ બાતિલ'
સત્ય આવ્યું અને અસત્ય ગયું.

આમ કહેતાની સાથે જ મૂર્તિઓ (આપોઆપ) પડી જતી હતી.

□

ખંદકની લડાઈમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે માત્ર એક સાઅ જવનું ખાણું એક હજાર માણસોને ખવરાવ્યું. બધાંએ પેટ ભરીને અને ધરાઈને ખાધું તો પણ ખાણું પહેલાં કરતાં વધુ બાકી રહ્યું !

□

એક વખત હઝરત અબૂ હુરૈરા (રદિ.) મુઠ્ઠીભર ખજૂરો લઈને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં હાજર થયા અને કહ્યું:

'હે અલ્લાહના રસૂલ (સલ.)! મારા માટે આ ખજૂરોમાં બરકતની દુઆ ફરમાવી દો.'

હુઝૂર (સલ.)એ દુઆ ફરમાવી. હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે તે ખજૂરો મેં ભંડકિયામાં રાખી લીધી. જેટલી ચાહતો તેટલી કાઢી લેતો હતો પરંતુ તે ખતમ થતી ન હતી. ઢગલાબંધ ખુદાના માર્ગમાં વાપરી નાંખી. હમેશાં તેમાંથી જ ખાતો હતો.

તે છેક હઝરત ઉસ્માન(રદિ.) શહીદ થયા તે વખતથી એ બરકત જતી રહી.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના મોઅજીઝા એટલા વિપુલ પ્રમાણમાં છે કે એ સૌ એક દળદાર ગ્રંથમાં પણ સમાવી શકાય એમ નથી. માત્ર નમૂના પૂરતા થોડાક ઉપર આપ્યા છે.

□

### વફાત

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ત્રેસઠ વરસની ઉંમરે વફાત પામ્યા.

સોમવારનો દિવસ હતો.
ચાસ્તનો સમય હતો.
રબીઉલ અવ્વલની બારમી તારીખ હતી.
વફાત પહેલાં ચૌદ દિવસ બીમાર રહ્યા.
બુધવારની રાત્રે દફન થયા.
હઝરત આયશા (રદિ.)ના હુજરામાં દફન થયા.
હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પછી આપની બાજુમાં
હઝરત અબૂબક્ર (રદિ.) અને
હઝરત ઉમર (રદિ.)ને દફન કરવામાં આવ્યા.

□

વ સલ્લલ્લાહુ તઆલા અલા સૈયિદિના મુહમ્મદીંવ
વ આલિહી વ અસ્હાબિહી વસલ્લમ.

□

### નસીહતો

ઝાડ રોપો. કોઈ મુસલમાન ભાઈ વૃક્ષ રોપે અને તેના ફળ બીજા કોઈ માણસ અથવા જાનવર ખાય તો તે તેના માટે સદકો ગણાશે.

□

બે નેઅમતો એવી છે કે તેનું મૂલ્ય ઘણાં લોકો સમજતા નથી !

૧ તંદુરસ્તી　　　૨ ઉદારતા

□

મુસલમાનોએ આપસમાં દીવાલની ઈંટોની જેમ હળીમળીને રહેવું જોઈએ. આવી એકતાથી સંગઠન મજબૂત થશે. પછી પોતાના બંને હાથોની આંગળીઓને એકબીજામાં નાંખી કહ્યું કે સૌએ આ રીતે માંહોમાંહે ભળી જવું જોઈએ. પછી ફરમાવ્યું કે મુસલમાન તે છે કે જેના હાથથી બીજા મુસલમાન ભાઈને કાંઈ લાભ પહોંચે.

□

લાકડાંનો ભારો પીઠ ઉપર મૂકીને મજૂરી કરનાર શખ્સ ઘરે ઘર ફરી ભીખ માંગી જીવનાર કરતાં વધુ સારો છે.

□

જે કોઈ માણુસ મને પોતાની જીભની તથા પોતાની શર્મગાહની સાચવણીની બાંહેધરી આપે તો તેને હું જન્નતની જમીનગીરી—બાંહેધરી આપું છું.

□

બીજાઓને પછાડે છે એ સાચો પહેલવાન નથી. સાચો પહેલવાન તો ગુસ્સાની પળે જે પોતાને સાચવે છે તે છે.

□

કોઈએ મોત ન માંગવું જોઈએ. જો માણુસ નેક હશે તો કદાચ (વધુ જીવતો રહેવાથી) તેને વધારે નેકીઓ કરવાની તક સાંપડશે. અને જો તે ગુનેગાર હશે તો કદાચ તેને તૌબા કરવાની તૌફિક મળશે.

□

## ભવિષ્યવાણી

હઝરત હુઝેફા (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એક વેળા કયામત સુધી થનાર વાતો વિગતવાર કહી સંભળાવી. અમારામાંથી ઘણાને તે યાદ રહી છે.

□

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સુરાકા બિન માલિક (રદિ.)-ને ફરમાવ્યું હતું કે,

'કિસરાના (સોનાના) કંગન તમારા હાથમાં પહેરાવવામાં આવશે ત્યારે તમારી શાન જોવા જેવી હશે.'

બૈહકીની રિવાયત છે કે ઈરાન ઉપર વિજય મેળવ્યા પછી ત્યાંનો ગનીમતનો માલ હઝરત ઉમર (રદિ.) પાસે લાવવામાં આવ્યો. એમાં આવેલા કિસરાના કંગન આપે સુરાકા બિન માલિકને બોલાવીને પહેરાવ્યા.

આ રીતે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ભવિષ્યવાણી સંપૂર્ણ સાચી પડતાં હઝરત ઉમર (રદિ.) અને સુરાકા (રદિ.)ની આંખોમાં આંસૂ આવ્યાં.[1]

□

બૈહકી અને અબૂ નઈમે બરાઅ બિન આઝિબ (રદિ.)થી રિવાયત કરી છે કે :

એક વેળા ખંદક ખોદતી વેળા ઘણો મોટો ભારે કઠણ પથ્થર નીકળ્યો. તેના ઉપર હથિયાર મારવા છતાં તે તૂટતો ન હતો. અમે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ખબર આપી. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ત્યાં તશરીફ લાવ્યા. કોદાળી હાથમાં લીધી અને 'બિસ્મિલ્લાહ' બોલી પથ્થર તોડવા માટે પ્રથમ પ્રહાર કર્યો. ત્રીજા ભાગનો પથ્થર તરત જ તૂટી ગયો.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'મને શામ દેશનો ખજાનો સોંપવામાં આવ્યો. ખુદાના સમ મેં ત્યાંના રંગીન મહેલો હમણાં જ જોયા.'

તે પછી હાથ ઉઠાવીને બીજો પ્રહાર કર્યો. પથ્થરનો બીજો કેટલોક ભાગ ભાંગ્યો.

● ૧ હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું,

'અલ્લાહુ અકબર! ખુદાની શું શાન છે કે, તેણે કિસરા જેવા શહેનશાહના કંગન સુરાકા જેવા ગામડિયાના હાથમાં પહેરાવ્યા!' ('સીરતે સરકારે મદીના' ભા. ૧ પા. ૫૪૧)

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'મને ફારસ દેશની સોંપણી કરવામાં આવી હું અત્યારે મદાઈન શહેરનો ભવ્ય સફેદ મહેલ જોઈ રહ્યો છું.'

તે પછી હાથ ઉઠાવીને ત્રીજો પ્રહાર કર્યો. તે આખા પથ્થરના ટુકડા થઈ ગયા.

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'ખુદાના સોગંદ મને યમન દેશની સોંપણી કરવામાં આવી, હું હવે સફા શહેરના દરવાજા જોઈ રહ્યો છું.'

અલ્લાહ તઆલાએ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની આ ભવિષ્યવાણી અક્ષરશઃ સાચી પાડી.

□

## સલામ ઉસ પર

સલામ ઉસ પર કે જીસને બેકસોંકી દસ્તગીરી કી,
સલામ ઉસ પર કે જીસને બાદશાહીમેં ફકીરી કી.

સલામ ઉસ પર કે અસરારે મુહબ્બત જીસને સમજાયે,
સલામ ઉસ પર કે જીસને ઝખ્મ ખાકર ફૂલ બરસાયે.

સલામ ઉસ પર કે જીસને ખૂનકે પ્યાસોંકો કબાયેં દી,
સલામ ઉસ પર કે જીસને ગાલિયાં સુનકર દુઆયેં દી.

સલામ ઉસ પર કે દુશ્મનકો હયાતે જાવિદાં દે દી,
સલામ ઉસ પર અબૂ સુફિયાનકો જીસને અમાં દે દી.

સલામ ઉસ પર કે જીસકા ઝિક્ર હય સારે સહાઈફમેં,
સલામ ઉસ પર હુવા મજરૂહ જો બાઝારે તાઈફમેં.

સલામ ઉસ પર વતનકે લોગ જીસકો તંગ કરતે થે,
સલામ ઉસ પર કે ઘરવાલે ભી જીસસે જંગ કરતે થે.

સલામ ઉસ પર જીસકે ઘરમેં ચાંદીથી ન સોના થા,
સલામ ઉસ પર કે તૂટા બોરિયા જીસકા બિછોના થા.

સલામ ઉસ પર જો સચ્ચાઈકી ખાતિર દુઃખ ઉઠાતા થા,
સલામ ઉસ પર જો ભૂકા રહકર ઓરોંકો ખિલાતા થા.

સલામ ઉસ પર કે જો ઉમ્મતકે લિયે રાતોંકો રોતા થા,
સલામ ઉસ પર જો ફર્શે ખાક પર જાડેમેં સોતા થા.

સલામ ઉસ પર કે જીસકી સાદગી દર્સે બસીરત હય,
સલામ ઉસ પર કે જીસકી ઝાત ફખ્રે આદમિય્યત હય.

સલામ ઉસ પર કે થા 'અલ ફક્ર ફખ્રી' જીસકા સરમાયા,
સલામ ઉસ પર કે જીસકે જીસ્મે અત્હરકા ન થા સાયા.

સલામ ઉસ પર કે જીસકી ચાંદ તારોંને ગવાહી દી,
સલામ ઉસ પર કે જીસકી સંગપારોંને ગવાહી દી.

સલામ ઉસ પર કે જીસને ચાંદકો દો ટુકડે ફરમાયા,
સલામ ઉસ પર કે જીસકે હુકમસે સૂરજ પલટ આયા.

સલામ ઉસ પર કિ ઝાં જીસને ઝમાનેકી બદલ ડાલી,
સલામ ઉસ પર કે જીસને કુફ્રકી કુવ્વાત કુચલ ડાલી.

સલામ ઉસ પર સરે શહેન્શાહી જીસને જુકાયા થા,
સલામ ઉસ પર કે જીસને કુફ્રકો નીચા કર દિખાયા થા.

સલામ ઉસ પર કે જીસને ઝિંદગીકા રાઝ સમઝાયા,
સલામ ઉસ પર કે જો ખુદ બદ્રકે મૈદાનમેં આયા.

સલામ ઉસ પર ભૂલા સકતે નહિ જીસકા કભી એહસાન,
સલામ ઉસ પર મુસલમાનોંકો દી તલવાર ઔર કુરઆન.

સલામ ઉસ પર કે જીસકા નામ લેકર ઉસકે શૈદાઈ,
ઉલટ દેતેં હય તખ્તે કૈસરિય્યતે ઓજે દારાઈ.

સલામ ઉસ પર કે જીસકે નામ લેવા હર ઝમાનેમેં,
બઢા દેતેં હય ટુકડા સરફરોશી કે ફસાનેમેં.

સલામ ઉસ પર કે જીસકે નામકી અઝમત પે કટ મરના,
મુસલમાંકા યહી ઈમાન યહી મકસદ યહી શેવા.

સલામ ઉસ ઝાત પર જીસકે પરેશાં હાલ દીવાને,
સુના સકતે હય અબ ભી ખાલિદો હૈદરકે અફસાને.



# હઝરત અબૂબક્ર સિદ્દીક

## રદિયલ્લાહુ અન્હુ

□

હો મેરા ઈમાન કામિલ
 દે મુજે સિદ્કો સફા;
હઝરતે સિદ્દીકે અકબર
 બા વફાકે વાસ્તે.

□

## ખૈરુલ બશર બઅ્દલ અંબિયા (અલ.)

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ નબીયે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પ્રથમ ખલીફા છે. નક્શબંદી તરીકા આપની ઝાતે મુબારકથી ચાલુ છે.

આપ (રદિ.)નું ઈમાન તમામ ઉમ્મતના ઈમાન કરતાં ભારી અને આપની એક નેકી હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુની તમામ ઉમ્રની નેકીઓ કરતાં બેહતર હોવાનું હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે.

મતલબ કે અંબિયાએ કિરામ અલૈહિમુસ્સલામના પછી ઉમ્મતમાં આપનો મરતબો સર્વાનુમતિએ સર્વશ્રેષ્ઠ છે.

જુમ્આના દિવસે દરેક દેશમાં દરેક ખતીબ મિમ્બર ઉપર પઢે છે :

'ખૈરુલ બશર બઅ્દલ અંબિયા બિત્તહકિક...'
બેશક અંબિયા (અલૈહિસ્સલામ) પછી સર્વશ્રેષ્ઠ
માનવ હઝરત અબૂબક્ર (રદિયલ્લાહુ અન્હુ) છે.[૧]

### નામ અને ઉપનામ

આપના પિતાનું નામ ઉસ્માન બિન આમિર બિન કઅ્બ બિન સઅદ બિન તૈમ બિન મુર્રહ હતું પરંતુ અબૂ કહાફહના ઉપનામે મશહૂર હતા.

આપની માતાનું નામ ઉમ્મે સલમા બિન્તે સખ્ર હતું.

આપનું નામ અબ્દુલ્લાહ અને ઉપનામ 'અબૂબક્ર' હતું. કેટલાક સીરતકારોના મત મુજબ આપ ઊંટોની ઉછેર અને દેખભાળ રાખવાની કળામાં ખાસ રસ ધરાવતા હતા ને ઊંટોની બીમારીઓ તથા દવાદારૂના નિષ્ણાત ગણાતા હતા. અરબી ભાષામાં જુવાન ઊંટને 'બક્ર' કહે છે જેથી આપ મક્કામાં 'અબૂબક્ર'ના ઉપનામે જાણીતા થઈ ગયા.

● ૧ 'મેઅયારુસ્સુલૂક' પા. ૪૯

આપને 'અતીક' અને 'સિદ્દીક' પણ કહેવામાં આવે છે. 'અતીક'નો અર્થ આઝાદ અને ખુબસુરત થાય છે. તિરમિઝી શરીફમાં રિવાયત છે કે, એક વેળા રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'યા અબા બક્ર ! અન્ત અતીકુલ્લાહિ મિનન્નાર'

હે અબૂબક્ર ! અલ્લાહે તમને દોઝખની આગથી આઝાદ કરી દીધા.

બસ ત્યારથી જ આપનું નામ 'અતીક' પડી ગયું.

□

ઈબ્ને અસીરે લખ્યું છે કે,

'હઝરત અબૂબક્ર બહુ રૂપાળા અને ખૂબસુરત હતા જેથી આપને અતીક કહેવામાં આવે છે.'[1]

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની 'મેઅરાજ'ની તસ્દીક કરવાના કારણે આપ 'સિદ્દીક' કહેવાયા.

જે રાતે 'મેઅરાજ' થઈ તેની સવારે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એની વિગતો લોકો સમક્ષ બયાન ફરમાવી. મુશરિકો આ સાંભળીને ખડખડાટ હસવા લાગ્યા. બે ચાર માણસો એ જ વેળા હઝરત અબૂબક્ર પાસે દોડી ગયા ને તેમને આ સમાચાર આપતા બોલ્યા,

'અબૂબક્ર ! તમારા સાથી મુહમ્મદ તો કહે છે કે, તેઓ રાતોરાત બૈતુલ મુકદ્દસ ગયા. ત્યાં પૈગમ્બરો સાથે નમાઝ પઢી. પછી તરત મક્કા આવી ગયા !'

અબૂબક્ર—'તમને કોણે આ સમાચાર આપ્યા ?'

લોકો—'મુહમ્મદ સાહેબે પોતે.'

અબૂબક્ર—'ત્યારે તો તદ્દન સાચી વાત છે.'

લોકો—'શું રાતોરાત બૈતુલ મુકદ્દસ જઈને પાછા આવી શકાય ?!'

● ૧ મૌલાના અબ્દુલ હફીઝ કૃત 'અલ અતીક' પા. ૧૩
હવાલો : 'સીરતે સરકારે મદીનહ' ભા. ૧ પાનું ૨૧૧

અબૂબક્ર—'કેમ નહિ. હું તો એથી યે આગળ વધીને કહું છું કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની પાસે આંખના પલકારામાં આકાશની ખબર આવી જાય છે. શું જિબ્રઇલ અમીન પળમાત્રમાં આકાશથી આપની પાસે નથી આવતા ? જે વાતથી તમને નવાઈ લાગી તેના કરતાં આ વાત વધારે નવાઈ ભરેલી નથી ?!'

તે પછી હઝરત અબૂબક્ર (રદિ.) કાબા શરીફમાં આવ્યા. ત્યાં લોકો હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને અનેક પ્રશ્નો પૂછતાં હતા અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એના ઉત્તરો આપતા હતા. રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની દરેક વાત પર હઝરત અબુબક્ર (રદિ.) કહેતા જતા હતા,

'યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ! આપે સાચું ફરમાવ્યું !'

બસ એ જ દિવસથી હઝરત અબૂબક્ર (રદિ.)ને 'સિદ્દીક' લકબ મળી ગયો.[૧]

## ઈસ્લામ પહેલાં

હઝરત અબૂબક્ર (રદિ.) આખા મક્કામાં ખૂબ જ માનીતા અને લોકપ્રિય હતા. એક બાહોશ, ઠરેલ અને અનુભવી શખ્સ તરીકે સર્વત્ર પંકાએલા હતા. બહુ નેકદિલ અને ઉદાર મનના હતા. અરબના ખાનદાનો અને વંશોને લગતી કળાના બહુ મોટા અભ્યાસી હતા.

પોતે એક કુશળ અને પ્રામાણિક વેપારી હોવાથી માલી રીતે ખુશહાલ હતા. મક્કામાં કાપડનો વેપાર કરતા હતા. લોકો પોતાની મુશ્કેલીઓમાં આપની સલાહ લેતા ને આપની મજલિસમાં બેસવાનું પસંદ કરતા.

● ૧ 'ઈબ્ને હિશામ' કામિલ જિ. ૧ પા ૪૦૬
'સિરતુલ મુસ્તફા' જિ. ૧ પા. ૨૩૦
'ખસાઈસે કુબ્રા' જિ. ૧ પા. ૧૭૬
હવાલો : 'સીરતે સરકારે મદીનહ' જિ. ૧ પા. ૪૩૮, ૪૩૯, ૪૪૦

જાહિલિય્યતના જમાનામાં પણ આપ તમામ બદીઓથી અલગ રહ્યા. શરાબ, જુગાર, વ્યાજ, મૂર્તિપૂજા અને એવી જ બૂરાઈઓ આખા અરબમાં સર્વ વ્યાપક હતી. ને મૂર્તિપૂજાથી કોણ બચી શકતું હતું?! પરંતુ રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની દોસ્તીના કારણે આપ મુસલમાન બનવા પહેલાં પણ સદાયે મૂર્તિ-પૂજાને ધિક્કારતા રહ્યા.

ઈમામ કસ્તલાનીએ સહીહ બુખારીની શર્હમાં એક દિલચસ્પ રિવાયત ટાંકેલી છે.

હઝરત અબૂબક્ર (રદિ.) ફરમાવે છે કે,

'એક દિવસે મારો બાપ અબૂ કહાફા મારો હાથ પકડીને મને એક ઓરડીમાં લઈ ગયો. આ ઓરડીમાં મૂર્તિઓ ગોઠવેલી હતી. મારા બાપે એક મૂર્તિ દેખાડીને કહ્યું,

'આ આપણો ખુદા છે. એને પગે લાગો ને સિજદો કરો!'
આમ કહીને મારો બાપ ચાલ્યો ગયો.
મેં મૂર્તિ પાસે જઈને કહ્યું,

'હું ભૂખ્યો છું. મને ખાવાનું આપ!'
તેણે કંઈ જવાબ નહિ આપ્યો.
મેં કહ્યું, 'મારી પાસે કપડાં નથી, મને કપડાં આપ!'
તેણે કંઈ જવાબ નહિ આપ્યો.
મેં કહ્યું, 'મારી પાસે પૈસા નથી, મને પૈસા આપ!'
તેણે કંઈ જવાબ નહિ આપ્યો.
મેં કહ્યું, 'હું દુઃખી છું, મારી મદદ કર!'
તેણે કંઈ જવાબ નહિ આપ્યો.
પછી મેં એક મોટો પથરો ઉપાડીને કહ્યું,

'હું તને પથરો મારું છું. જો તું ખુદા છે તો તારો બચાવ કર!'

છતાં પણ તેણે કંઈ જવાબ નહિ આપ્યો.
મેં જોરથી પથરો દઈ માર્યો તો મૂર્તિ ઊંધા માથે જમીન પર પડી ગઈ.

□

## ઈસ્લામ સ્વીકાર

હઝરત અબૂબક્ર (રદિ.) રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી બે-અઢી વરસ નાના હતા. બાળપણથી જ રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાથે દોસ્તી હતી. આપની દોસ્તીને દુનિયામાં સૌથી વધુ પસંદ કરતા હતા.

રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પણ હઝરત અબૂબક્રને બેહદ ચાહતા હતા. જ્યારે આપે હઝરત અબૂબક્રને ઈસ્લામની દઅવત આપી તો વિના સંકોચે બોલી ઊઠયા :

> 'આપના ઉપર મારા માતા-પિતા કુર્બાન! આપ હમેશાં સાચું બોલનારા છો. હું ગવાહી આપું છું કે, ખુદા એક છે ને આપ ખુદાના સાચા રસૂલ છો.'

હદીસમાં છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું,

> 'કોઈ એવો શખ્સ નથી જેને મેં ઈસ્લામ તરફ બોલાવ્યો હોય અને તેને સંકોચ ન થયો હોય; અબૂબક્ર સિવાય કે, જ્યારે મેં તેને ઈસ્લામની દઅવત આપી તો વિના સંકોચે તેણે ઈસ્લામ સ્વીકારી લીધો.'[૧]

□

રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની દઅવત પર લબ્બૈક પુકારીને સૌથી પહેલાં કોણે ઈસ્લામ સ્વીકાર્યો તે વિષે સીરતકારો-માં મતભેદ પ્રવર્તે છે. પરંતુ હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.)એ પોતાના હિકમત ભરેલા જવાબથી એક પળમાં આ મતભેદનો અંત આણી દીધો. એક વેળા ઈમામે આ'ઝમ હઝરત અબૂ હની-ફહને પૂછવામાં આવ્યું કે,

> 'સૌથી પહેલાં કોણ મુસલમાન બન્યું ?'

● ૧ 'ઈબ્ને હિશામ' પાનું ૧૨૫
હવાલો : 'સીરતે સરકારે મદીનહ' પા. ૨૧૮

આપે ફરમાવ્યું,

'આઝાદ પુરુષોમાં હઝરત અબૂબક્ર,
ઓરતોમાં હઝરત બીબી ખદીજા,
બાળકોમાં હઝરત અલી અને
ગુલામોમાં હઝરત ઝૈદ બીન હારીસહ
સૌથી પહેલાં મુસલમાન બન્યા.'[1]

□

## ઈસ્લામ પ્રચાર

હઝરત અબૂબક્ર (રદિ.) મુસલમાન થવાની સાથે જ સાચા દીનના પ્રચાર અને પ્રસારમાં મંડી પડયા. આપની દાવતના પરિણામે કુરૈશના પાંચ અગ્રેસરો અને મક્કાના મોભાદાર માણસોએ ઈસ્લામ સ્વીકાર્યો.

હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.)
હઝરત ઝુબૈર બિન અવ્વામ (રદિ.)
હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.)
હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)
હઝરત તલ્હા બિન ઉબૈદુલ્લાહ (રદિ.)

હઝરત અબૂબક્ર (રદિ.) બધાંને લઈને રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં આવ્યા. બધાંએ સાચા દિલથી ઈસ્લામ સ્વીકારી લીધો ને આપની સાથે નમાઝ પઢી.

એ ઉપરાંત બીજા અનેક લોકોએ હઝરત અબૂબક્ર (રદિ.)ની કોશિશોથી ઈસ્લામ સ્વીકાર્યો.

હઝરત અબૂબક્ર (રદિ.)ની જાહેરી દાવત ઉપરાંત છૂપી રૂહાની અસર પણ પાક રૂહોને ઈસ્લામ તરફ ખેંચી લાવતી.

આપ ઘણાં જ લાગણીવશ અને કોમળ હૈયાના હતા. કુરઆને

● ૧ 'સીરતુલ મુસ્તફા' જિ. ૧ પાન ૧૧૧
'બિદાયહ નિહાયહ' જિ. ૩ પાન ૨૯
હવાલો : 'સીરતે સરકારે મદીના' ભા. ૧ પા. ૨૧૮

પાકની તિલાવત કરતી વેળા આંખોમાંથી આંસુઓની ધારાઓ વહેવા માંડતી. આપના રૂદનને સાંભળીને લોકો ભેગાં થઈ જતા અને આ દિલદ્રાવક દશ્ય નિહાળીને ખૂબ જ પ્રભાવિત થતા.

## ઈશ્કે રસૂલ (સલ.)

હઝરત અબૂબક્ર (રદિ.) એક દિવસે સહાબા (રદિ.)ની એક નાની સરખી જમાઅત સાથે બૈતુલ્લાહમાં ગયા અને ત્યાં ખુત્બો આપ્યો. ઈસ્લામમાં આપવામાં આવેલો આ સૌથી પ્રથમ ખુત્બો છે.

ખુત્બો શરૂ થતાંજ લોકોએ એટલી મારપીટ શરૂ કરી કે તમામ ચહેરો લોહીથી લાલ થઈ ગયો. નાક, કાન વગેરે બધું જ જખ્મી થઈ ગયું. જોડાંઓ, એડીઓ, લાતો વડે માર્યા. અપાર તકલીફના કારણે આપ (રદિ.) બેભાન થઈને ઢળી પડ્યા. કબીલાના લોકો ઉઠાવીને ઘરે લાવ્યા.

સાંજે જ્યારે હોશમાં આવ્યા તો આપના મુખ ઉપર સૌથી પ્રથમ શબ્દો આ હતા :

'હુઝૂર સલ્લલાહુ અલૈહિ વસલ્લમનો શું હાલ છે ?'

આ શબ્દો સાંભળીને ત્યાં બેઠેલાં લોકો ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા !

માતાએ કંઈ ખાવા-પીવા માટે આગ્રહ કર્યો તો કસમ ખાધી:

'જ્યાં સુધી હુઝૂર સલ્લલાહુ અલૈહિ વસલ્લમની હું ઝિયારત ન કરીશ ત્યાં સુધી ન કંઈ ખાઈશ, ન કંઈ પીશ.'

□

અરધી રાતે લોકોની અવર-જવર બંધ થઈ ત્યારે આપ (રદિ.) ના માતા આપને લઈને ખિદમતે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમમાં હાજર થયા. પોતે પણ ખૂબ રડ્યા અને હુઝૂર સલ-લ્લાહુ અલૈહિ વસલ્લમ તેમજ સહાબા (રદિ.) પણ ખૂબ રડ્યા.

એ જ મજલિસમાં આપે પોતાની માતાની હિદાયતના માટે વિનંતી કરી. હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે દુઆ ફરમાવી

અને ઈસ્લામ કબૂલ કરવા માટે પ્રેરણા તથા પ્રોત્સાહન આપ્યા. એની એટલી અસર થઈ કે એ જ મજલિસમાં એમનાં માતા પણ ઈમાન લાવ્યા.[1]

□

મક્કાના વિજય પછી આપ (રદિ.)ના વયોવૃદ્ધ પિતા અબૂ કુહાફા પણ મુસલમાન થઈ ગયા.

આપ (રદિ.)ના પુત્ર અબ્દુર્રહેમાન પણ મુસલમાન થઈ ગયા.

તે સમયે પ્યારા રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સાથીઓમાં માત્ર હઝરત અબૂબક્ર (રદિ.) જ એવા હતા જેમનાં માતા, પિતા, સંતાનો વગેરે બધાં જ કુટુંબીજનો મુસલમાન થઈ ગયા હતા.

## હુઝૂર (સલ.) જોડે આપની બેટીના નિકાહ

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને હઝરત અબૂબક્ર (રદિ.) વચ્ચે દોસ્તી ઉપરાંત સગપણના સંબંધ મક્કામાં જ કાયમ થયા. હઝરત અબૂબક્ર (રદિ.)નાં બેટી હઝરત આયશા (રદિ.) હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના નિકાહમાં આવ્યા પરંતુ એમના વળામણાં હિજરતના બે વરસ પછી થયા.

□

## હુઝૂર (સલ.)ના જમણા હાથ

હુઝૂર (સલ.)એ નુબુવ્વત પછી કાફિરો તરફથી પહોંચાડવામાં આવતી તકલીફો છતાં તેર વરસ સુધી મક્કામાં ઈસ્લામની તબ્લીગ અને દઅવતનો સિલસિલો ચાલુ રાખ્યો. હઝરત અબૂબક્ર (રદિ.)એ ઈસ્લામની આ બેબસી અને લાચારીભરી હાલતમાં જાન, માલ, સલાહ, મશ્વિરા દરેક પ્રકારે આપના જમણા હાથ તરીકે રહી આપની મદદ કરી. આપના રંજ અને રાહતમાં હિમ્મતભરી રીતે સાથી રહ્યા. આપ રોજ સવાર-સાંજ હઝરત અબૂબક્ર (રદિ.)ના ઘેર તશરીફ લઈ જતા અને મોડે સુધી ઈસ્લામી

● ૧ 'તારીખે મશાઈખે ચિશ્ત' પા. ૮૨, ૮૩

મજલિસ અને ખાનગી વાતો ચાલુ રહેતી.[૧]

અરબના જુદા જુદા કબીલાઓ અને આમ લોકોમાં ઈસ્લામી પ્રચાર અર્થે જતા તો હઝરત અબૂબક્ર (રદિ.) હમેશાં આપની સાથે જ રહેતા. હઝરત અબૂબક્ર (રદિ.) વંશાવળિ વિદ્યામાં નિપુણ હોવાથી તેમ જ એમની સાથેની મુલાકાતોના કારણે અરબના કબીલાઓના લોકોને આપનો પરિચય કરાવતા.[૨]

## ગુલામોના મુક્તિદાતા

મક્કામાં શરૂ શરૂમાં ઈમાન લાવનારાઓમાં મોટી સંખ્યા ગુલામો અને લોંડીઓની હતી. જેઓ પોતાના મુશ્રિક આકાઓના જુલ્મી પંજામાં સપડાયેલા હોવાથી પ્રકાર પ્રકારની તકલીફો બર્દાશ્ત કરી રહ્યાં હતાં. હઝરત અબૂબક્ર (રદિ.)એ તૌહિદના આ મઝલૂમ અને મુસીબતઝદા બંદાઓને એમના ઝાલિમ માલિકો પાસેથી ખરીદી લઈને આઝાદ કરી દીધા.

ઈસ્લામના મશહૂર મોઅઝ્ઝિન-
હઝરત બિલાલ (રદિ.),
હઝરત આમિર (રદિ.),
હઝરત નઝીરા (રદિ.),
હઝરત નહદિયા (રદિ.),

હઝરત અરિયા (રદિ.)...વગેરે અનેકોએ એ જ સિદ્દીકી દયાભાવને કારણે મુક્તિ મેળવી.

## હબશા તરફ હિજરત

રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને આપના સહાબા પર મક્કાના મુશરિકોએ જુલ્મ અને સિતમની હદ વાળી દીધી. અબૂ તાલિબ અને બીબી ખદીજા (રદિ.)ની વફાત બાદ તેઓને કોઈની શર્મ કે મુરવ્વત રહેવા પામી ન હતી. ફાવે તેવું બોલવાનો ને ફાવે તેવું કરવાનો માર્ગ મોકળો થઈ ગયો હતો. નવા

● ૧ બુખારી શરીફ (ખુલફાએ રાશિદીન પા. ૨૨ ના હવાલાથી)
૨ કનઝુલ આમાલ (ખુલફાએ રાશિદીન પા. ૨૨ ના હવાલાથી)

જોશ અને જુસ્સાથી ઈસ્લામને મિટાવી દેવાની ને મુસલમાનોને ફના કરી નાખવાની જુંબેશ આદરી દીધી હતી. એટલે સુધી કે, એક દિવસે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) જેવા સહનશીલ અને ધીરજવાન પુરુષે પણ તેઓના જુલ્મથી કંટાળીને હિજરતનો ઈરાદો કરી લીધો અને રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની પરવાનગી લઈને હબશા તરફ ચાલી નીકળ્યા.

બે એક દિવસનો માર્ગ કાપ્યો હશે ત્યાં કારહ કબીલાનો સરદાર ઈબ્ને દુગુન્ના મળ્યો.

તેણે પૂછ્યું, 'અબૂબક્ર! ક્યાંનો ઈરાદો છે?'

આપે દુઃખની લાગણીથી ફરમાવ્યું,

'શું કરું મારી કોમ મને વતનમાં રહેવા દેતી નથી!
ચાહુ છું કે, બીજા દેશમાં જઈને શાંતિથી મારા ખુદાની બંદગી કરું!'

ઈબ્ને દુગુન્ના બોલ્યો,

'અબૂબક્ર! તમારા જેવા શખ્સને કાઢી પણ નહિ શકાય, ને જવા પણ નહિ દેવાય. તમે તો નિરાધારોના સહાયક છો. ગરીબોના બેલી છો. દરેકની સાથે ભલાઈથી વર્તો છો. લોકોના ભાર પોતાના માથે ઉપાડો છો. મહેમાનોની સરભરા કરો છો. સત્યના પક્ષે રહો છો. પાછા વળો! હું તમને આશરો આપું છું. ચાલો મારી સાથે! ત્યાં જઈને હું મારા આશરાની જાહેરાત કરી દઉં. તમે વતનમાં જ રહીને પોતાના ખુદાની ઈબાદત કરો!'

□

ઈબ્ને દુગુન્ના હઝરત અબૂબક્ર (રદિ.)ને લઈને મક્કા આવ્યો. કાબાનો તવાફ કર્યો ને કુરૈશના ટોળામાં જઈને પોતે આપેલા આશરાની જાહેરાત પુકારી દીધી.

કુરૈશે તેના આશરાનો સ્વીકાર કર્યો પણ સાથે જ હઝરત અબૂબક્ર (રદિ.) પાસે એવી શરત કબૂલ કરાવી કે,

"નમાઝ, તિલાવત અને ઈબાદતના કામો પોતાના ઘરમાં જ કરતા રહે. પોતાનો અવાજ બુલંદ ન કરે કેમકે તેને સાંભળીને કુરૈશની ઓરતો અને બાળકોના દિલ ઈસ્લામ તરફ ફેરવાઈ જાય છે!"[૧]

□

હઝરત અબૂબક્ર (રદિ.) ઉપડયા તો હતા હિજરતના ઈરાદે, પણ અલ્લાહને એ મંજૂર ન હતું. ઈબ્ને દુગુન્નાને બહાનું બનાવી પાછા એમને મક્કા પહોંચાડી દીધા. તેઓ મક્કાથી બહાર કેવી રીતે જઈ શકતા હતા, જ્યારે કે અલ્લાહે બીજી એક મહાન હિજરતના માટે આપને ચુંટી લીધા હતા! એ હતી મદીનાની હિજરત. તે પણ એકલા નહિ બલ્કે અલ્લાહના લાડલા નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સાથે કરવાની હતી.

□

કુરૈશની શરતનું હઝરત અબૂબક્ર (રદિ.)એ થોડાક દિવસો સુધી તો પાલન કર્યું, પણ જ્યારે ઈબાદતે ઈલાહીનો જઝબો કાબૂ બહાર નીકળી ગયો તો જેવી રીતે તિલાવત વેળા પોતાની આંખો પર કાબૂ ન હતો તેવી રીતે પોતાના અવાજ ઉપર પણ કાબૂ રાખી શકયા નહિ. પોતાના ઘર પાસે જ મસ્જિદ જેવું બનાવી લીધું ને ત્યાં બુલંદ અવાજે કલામે ઈલાહીની તિલાવત કરવા માંડયા. બહુ કોમળ હૈયાના હતા. તિલાવત વેળા નિરંકુશ રીતે રડવા લાગી જતા.

ફરીવાર સાંભળનારાઓની ઠઠ જામવા લાગી. કુરઆનની તાસીર પોતાનું કામ કરવા લાગી. ઓરતો અને બાળકોનું ટોળું વળી જતું. કાન માંડીને કુરઆનની તિલાવત સાંભળવામાં તલ્લીન બની જતું. હઝરત અબૂબક્ર (રદિ.) બેકાબૂ થઈને રડવા લાગતા તો ટોળું પણ બેકાબૂ થઈને રડી ઉઠતું.

કુરૈશને ખબર પડી તો તેઓ ખૂબ ગભરાયા. ઈબ્ને દુગુન્નાને બોલાવી મંગાવ્યો ને ફરિયાદ કરી,

● ૧ 'સીરતુન્નબી' જિ.૧ પા. ૨૪૫
હવાલો : 'સીરતે સરકારે મદીના' ભાગ - ૧, પા. ૪૦૫

'તમારા કહેવાથી અમે આશરો આપ્યો. હવે તેઓ પોતાની શરતનું પાલન કરતા નથી. તમે જઈને તેને સમજાવો!'

એ જ વેળા ઈબ્ને દુગુન્ના હઝરત અબૂબક્ર (રદિ.) પાસે ગયો ને કહેવા લાગ્યો,

'હે અબૂબક્ર! મેં તમને એટલા માટે તો આશરો આપ્યો ન હતો કે, તમે પોતાની કોમને તકલીફ પહોંચાડો! પોતાના ઘરમાં રહીને તમારે કરવું હોય તે કરો પણ પોતાની કોમને તકલીફ ન પહોંચાડો!'

હઝરત અબૂબક્ર (રદિ.)એ ફરમાવ્યું,

'ભાઈ! તમારો આશરો તમને મુબારક. એ હું તમને પાછો ફેરવું છું. મને તો બસ મારા અલ્લાહનો આશરો કાફી છે.'

આ સાંભળીને ઈબ્ને દુગુન્ના ઊભો થઈ ગયો ને હરમમાં જઈને બુલંદ અવાજે બોલ્યો,

'હે કુરેશ! અબૂબક્રે મારો આશરો મને પાછો ફેરવી દીધો છે. હવે તમારી મરજીમાં આવે તેમ કરો!'[1]

## હુઝૂર (સલ.) સાથે હિજરત

મક્કાના કુરેશે જે રાતે રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને શહીદ કરવાનું નક્કી કર્યું હતું તે કાળી અંધારી રાત હતી.

નુબુવ્વતનું તેરમું વરસ હતું.
સફર મહિનાની ૨૭મી તારીખ હતી.
જુમેરાતનો દિવસ હતો.
ઈસ્વીસન ૬૨૨નો સપ્ટેમ્બર મહિનો હતો.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે દરવાજા પાસે આવી જમીન

● ૧ 'ઇબ્ને હિશામ' કામિલ, જિલ્દ ૧ પાનું ૩૭૪થી ૩૭૬
'સીરતુલ મુસ્તફા' જિલ્દ ૧ પાનું ૧૯૫થી ૧૯૭
'સીરતુન્નબી' જિલ્દ ૧ પાનું ૨૪૪
હવાલો : 'સીરતે સરકારે મદીના' ભાગ ૧, પાનું ૪૦૬

પરથી ખોબો ભરીને ધૂળ ઉપાડી કાફિરો તરફ ફેંકી. એ ધૂળ દરેકના માથે જઈ પડી. તેઓની આંખે અંધાપો આવી ગયો. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ 'સૂરએ યાસીન'ની આયતો પઢતા તેઓની સામેથી પસાર થઈ ગયા અને કોઈને દેખાયા નહિ.

કાફિરોના ઘેરામાંથી નીકળીને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ હઝરત અબૂબક્ર (રદિ.)ના ઘેર પહોંચી ગયા. હઝરત અબૂબક્ર (રદિ.) પોતે પણ બહુ બેચેની અને અધીરાઈથી આપની રાહ જોતા હતા.

તેમણે અગાઉથી જ પ્રવાસની બધી તૈયારીઓ કરી રાખી હતી. ખાસ આ પ્રવાસ માટે ખરીદેલી બે ઊંટણીઓ અબ્દુલ્લાહ બિન ઉરૈકિતને સોંપેલી હતી ને એવી ગોઠવણ કરી હતી કે, અણીને પ્રસંગે ઈશારો થતાં તરત લઈ આવે.

આ અબ્દુલ્લાહ બિન ઉરૈકિત પોતે કાફિર અને મુશરિક હતો પરંતુ હઝરત અબૂબક્ર (રદિ.)નો રાઝદાર અને વિશ્વાસુ હતો. ઊંટણીઓને એ જ ચરાવતો અને દેખરેખ રાખતો હતો. એ પહાડો અને જંગલોના રસ્તાઓનો જાણકાર ભોમિયો હતો. કાળી અંધારી રાતે પણ બરાબર રસ્તાઓ બતાવી શકતો. હઝરત અબૂબક્ર (રદિ.) એ મોં માંગી કિંમત આપીને ભોમિયા તરીકે તેની સેવા મેળવી લીધી હતી.

હઝરત અબૂબક્ર (રદિ.)એ પોતાના નવજવાન પુત્ર હઝરત અબ્દુલ્લાહને કહી દીધું કે, રાતના અંધારામાં સૌર પર્વતની ગુફામાં આવીને મક્કાવાસીઓની હિલચાલના સમાચાર આપતા રહે.

પોતાના આઝાદ કરેલા ગુલામ આમિર બિન ફુહૈરા[૧]ને એવી સૂચના આપી કે દિનભર અહીં તહીં બકરાં ચરાવ્યા કરે ને મોડી રાત્રે ગુફામાં આવીને દૂધ પહોંચાડતો રહે.

● ૧ હઝરત આમિર બિન ફુહૈરા (રદિ.) બહુ ઊંચા પાયાના સહાબી હતા. 'બીરે મઊના'ની લડાઈમાં શહીદ થયા. ફરિશ્તા એમની લાશને આકાશ પર ઉઠાવી ગયા ને પછી પાછા જમીન પર મૂકી ગયા.

પોતાની પુત્રી બીબી અસમાને કહી દીધું કે, મોડી રાત પસાર થતાં ગુફામાં આવીને ખાવાનું આપી જાય.

□

સીરતની કિતાબોમાં આ સનદી રિવાયત પણ ટાંકવામાં આવી છે કે હિજરતની રાતે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) પોતાની કુલ રોકડ પૂંજી પણ પોતાની સાથે લઈ ગયા હતા.

ઈસ્લામ સ્વીકાર્યો તે વેળા હઝરત અબુબક્ર (રદિ.)ની પાસે ૪૦ હઝાર દિરહમ હતા. ગુલામો અને લોંડીઓને ખરીદી ખરીદીને આઝાદ કરવામાં આ નાણાં ખર્ચાઈ ગયા હતા. એમાંથી માત્ર પાંચ હઝાર દિરહમ બાકી હતા.

હઝરત બીબી અસમા (રદિ.)નું બયાન છે કે,

'મારા પિતા જતી વેળા તમામ રોકડ નાણાં લેતા ગયા.'

તેમના જવા બાદ મારા દાદા અબૂ કુહાફા[1]એ મને કહ્યું,

'બેટી ! હું ધારું છું કે, અબૂબક્ર તમને બમણી મુસીબતમાં નાખી ગયો છે. પોતે પણ ઉપડી ગયો ને રોકડ નાણાં પણ ઉપાડી ગયો.'

મેં કહ્યું,

'નારે દાદાજી! પિતાજી તો અમારા માટે બધું જ મૂકી ગયા છે.'

આમ કહીને મેં થોડાક પથરા ભેગા કર્યા. કપડામાં મૂકી તેની પોટલી બનાવી, ને જે ગોખલામાં તેઓ પૈસા મૂકતા હતા ત્યાં જઈને મૂકી દીધી. પછી દાદાજીનો હાથ પકડીને ગોખલા પાસે લઈ ગઈ અને કહ્યું,

'લ્યો દાદાજી! હાથ લગાડીને ખાતરી કરી લો !
પિતાજી તો બધું જ મૂકી ગયા છે.'

● ૧ અબૂ કુહાફા વયોવૃદ્ધ હતા. આંખો પણ ચાલી ગઈ હતી. હજી મુસલમાન થયા ન હતા. મક્કા ફતેહ થયું ત્યારે ઈસ્લામ સ્વીકાર્યો.

ઘડપણના લીધે મારા દાદા અબૂ કુહાફાની આંખો ચાલી ગઈ હતી. તેમણે પગના પંજા પર ઊભા થઈને પોટલીને હાથ લગાડ્યો ને પછી બોલ્યા,

'હા બેટી! તારી વાત સાચી છે. હવે મને સંતોષ થયો.'

બીબી અસમા (રદિ.)નું કથન છે કે,

'દાદાજીના સંતોષ માટે મારે તદબીર કરવી પડી, નહિતર મારા પિતાજી તો રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવા માટે બધું જ લઈ ગયા હતા.'

□

નબી અને સિદ્દીક રાતના અંધારામાં ચાલી નીકળ્યા. મક્કાથી બહાર નીકળ્યા તો એક પળ માટે થોભી ગયા.

કાબા તરફ હસરતભરી નજર નાખી હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'હે મક્કા! તું મને સૌથી વધુ પ્રિય છે પણ તારા ફરઝંદો મને અહીં રહેવા દેતા નથી!'

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ દુઃખી હૃદયે ફરમાવ્યું,

'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન.
મક્કાના લોકોએ પોતાના પૈગમ્બરને કાઢી મૂકયા.
હવે તેઓ અવશ્ય તબાહ થઈ જશે!'[૧]

આમ ફરમાવીને નબી અને સિદ્દીક ફરી પાછાં ભયંકર કાળી રાતના સુનસાન વાતાવરણમાં ચાલી નીકળ્યા.

□

આપની મંઝિલ 'સૌર' પર્વતની ગુફા તરફ હતી. ત્યાં સુધી પગે ચાલીને જવાનું હતું. આ પર્વત મક્કાથી ત્રણ માઈલ છેટે યમનના રસ્તામાં આવેલો છે. યમન મક્કાથી દક્ષિણ દિશામાં આવેલું છે.

● ૧ 'સીરતુન્નબી' જિલ્દ ૩, પા. ૨૭૧
હવાલો : 'સીરતે સરકારે મદીના' ભા. ૧ પા.૫૨૪

આપે આ રસ્તો એટલા માટે લીધો કે, સવારે જ્યારે કુરૈશને આપના ચાલ્યા જવાના સમાચાર મળશે તો, તેઓ એમ જ સમજશે કે, આપ મદીનાના રસ્તે ગયા હશે જેથી તેઓ ઉત્તર દિશામાં દોડશે; કારણ કે મદીના મક્કાથી ઉત્તર દિશામાં આવેલું છે. □

હઝરત અબૂબક્ર (રદિ.)ની અજીબ હાલત હતી. ભારે બેચેનીથી કદી આપની આગળ ચાલવા લાગતા તો કદી આપની પાછળ ચાલતા. કદી આપની જમણી તરફ ચાલતા તો કદી ડાબી તરફ ચાલવા લાગતા.

તેઓ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સાચા જાં-નિસાર હતા. આપના ઉપર પોતાના પ્રાણ કુરબાન કરી દેવા માંગતા હતા. તેમની બેચેની જોઈને રસૂલે પાક સલ્લલાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'અબૂબક્ર! કદી આગળ ચાલો છો તો કદી પાછળ, એનું કારણ શું છે?!'

હઝરત અબૂબક્ર (રદિ.)એ જવાબ આપ્યો,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)! જ્યારે એવો વિચાર આવે છે કે, પાછળથી કોઈ દુશ્મન તૂટી ન પડે તો પાછળ ચાલવા લાગું છું. અને જ્યારે આ વિચાર આવે છે કે, સામેથી કોઈ દુશ્મન આક્રમણ ન કરી દે તો આગળ ચાલવા લાગું છું.'

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'તો શું તમે એમ ચાહો છો કે, હું સલામત રહું ને તમે કત્લ થઈ જાવ!'

જવાબ આપ્યો,

'હા, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)! ખુદાના સોગંદ, મારી એ જ તમન્ના છે.'[૧]

□

● ૧ 'સીરતુલ મુસ્તફા' જિલ્દ ૧ પા. ૨૬૯
હવાલો : 'સીરતે સરકારે મદીના' ભાગ ૧ પા. ૫૨૫

હવે ચાલતાં ચાલતાં સોર પર્વતના એક માઈલ ઊંચા શિખરની ધૂંધળી આકૃતિ આકાશ સાથે વાતો કરતી દેખાઈ. અહીં આવતા આપના મુબારક પગો ઝખમી થઈ ગયા. હજી પર્વતની ઊંચી ગુફા સુધી પહોંચવા માટે આકરી ચઢાઈ કરવાની હતી.

જ્યાં ત્યાં નોકીલા ને અણીદાર પથ્થરો પડેલા હતાં. ઉપર ચઢવાની કોઈ ખાસ પગદંડી પણ ન હતી. ચઢાઈ શરૂ થતાં થાક અને ઝખમોના કારણે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ચાલવામાં મુશ્કેલી જણાવા લાગી. અંધારું હોવા છતાં આપની બદલાએલી ચાલથી હઝરત અબૂબક્ર (રદિ.) મૂળ હાલત પામી ગયા. તેમણે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પોતાના ખભા ઉપર ઊંચકી લીધા.[1]

સૌર પર્વતની બુલંદી પર એક ગુફા આવેલી છે. તેને 'ગારે સૌર' કહે છે. છેવટે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) પોતાના આકાને ઉપાડીને એ ગુફાના મુખ સુધી પહોંચી ગયા.

વિચાર કરો. ડગલે પગલે જ્યાં ત્યાં વિખરાએલા અણીદાર પથ્થરોએ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના માર્ગમાં કેટલી અટકાયત ઊભી કરી હશે! પણ આ જિગરજાન રફીક મરણિયા થઈને વધુ ને વધુ ચુસ્તીથી આગળ કદમ બઢાવતા ચાલ્યા ગયા હશે. ખુદા જ બેહતર જાણે કે, આ જિગરજાન રફીકે કેટલો પથરાળી વિસ્તાર આ હાલતમાં કાપ્યો હશે અને કેવી કેવી વિટંબણાઓનો સામનો કર્યો હશે!

પણ આ વાત વિના સંકોચે કહી શકાય કે, અબૂબક્રની આ ચાલના એક એક ડગલાં પર, જિંદગીભરની ઈબાદતો કુરબાન કરી દેવાય, તો યે તેમના એક ડગલાંના સવાબની તોલે નહિ પહોંચી શકાય!

□

● ૧ 'રહમતુલ લિલ આલમીન' જિલ્દ ૧ પા. ૯૫
'પૈગમ્બરે ઈન્સાનિયત' પા. ૨૪૬
હવાલો : 'સીરતે સરકારે મદીના' ભા. ૧ પા. ૫૨૫

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ગુફાના મુખ આગળ બેસાડીને પ્રથમ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ) પોતે ગુફાની અંદર ગયા. ગુફાને સાફ કરી. સાફ કરતી વેળા તેમના હાથો ઝખમી થઈ ગયા. ગુફામાં ઘોર અંધકારના કારણે કશું દેખાતું ન હતું. સાપ, વીંછી વગેરે ઝેરીલા જંતુઓનો ડર હતો.

હઝરત અબૂબક્ર (રદિ.)એ પોતાના પ્રાણને હોડમાં મૂકીને હાથના સ્પર્શથી જ્યાં જ્યાં છિદ્રો દેખાયાં તેને પોતાની ચાદર ફાડીને કપડાંથી બંધ કીધાં. ગુફાને સારી રીતે વાળીઝુડીને સાફ કરવા બાદ રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને અંદર લઈ આવ્યા. રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ બહુ થાકી ગયા હતા જેથી પોતાના રફીકના ખોળામાં માથું મૂકીને સૂઈ ગયા.

□

ઈસ્લામી ઈતિહાસમાં બે જ ગુફાઓને મહત્ત્વ મળેલું છે.

એક 'હિરાની ગુફા' જ્યાં પ્રથમ વહી ઊતરી હતી ને બીજી આ 'સૌરની ગુફા' જ્યાં રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતાના રફીક સાથે ત્રણ દિવસ રહ્યા.

'ગારે હિરા'નું કોઈ વર્ણન કુર્આનમાં નથી જ્યારે 'ગારે સૌર'નું વર્ણન કુર્આનમાં થયેલું છે.

'સૂરએ તૌબા'ના છઠ્ઠા રૂકૂઅમાં છે:

'ઈઝ હુમા ફીલ ગારિ...'
'જ્યારે તે બંને ગુફામાં હતા...'

□

સંજોગોવશાત્ ગુફાનો એક દર બંધ થવા વગરનો રહી ગયો હતો. એમાંથી એક ઝેરીલા સાપે માથું બહાર કાઢ્યું. પરંતુ હઝરત અબૂબક્ર (રદિ.)એ પોતાના આકાના આરામમાં ખલેલ ન પડે એટલા માટે પોતાના પ્રાણને હોડમાં મૂકીને દરમાંથી માથું કાઢેલા સાપને પોતાના પગ વડે દબાવી દીધો!

સાપે પગમાં દંશ માર્યો. સખ્ત દર્દના કારણે આંખોમાંથી આંસુ

વહેવા માંડ્યા. પરંતુ આ વફાદાર સાથીએ પોતાના આકાની આંખો ખૂલી ન જાય એ માટે પોતાના શરીરને જરા જેટલુંયે હલવા ન દીધું. અનાયાસે આંસૂનું એક ટીપું હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના મુબારક ચહેરા ઉપર પડ્યું જેથી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જાગી ગયા.

પોતાના પ્રિય મિત્રની વ્યાકૂળતા જોઈ પૂછ્યું,

'અબૂબક્ર! શી વાત છે?!'

અર્ઝ કરી,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)!
મારા માતા-પિતા આપ પર કુરબાન!
સાપે મને ડંશ માર્યો છે!'

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એ જ પળે દંશની જગાએ (પોતાનું પવિત્ર) થુંક લગાવી દીધું એથી ઝેર ઊતરી ગયું.'[૧]



## મક્કાવાસીઓની દોડધામ

મક્કાના કુરેશ ગુસ્સાથી પાગલ થઈ ગયા. તેઓને રહી રહીને આ વાત પર ગુસ્સો આવતો હતો કે, આબાદ કતલની રાતે જ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) છટકી ગયા. હવે તેઓ ટોળીઓ બનાવીને આપની શોધમાં નીકળી પડ્યા. કેટલાક માણસો મદીનાના રસ્તા તરફ દોડી ગયા.

એક ટોળી હઝરત અબૂબક્ર (રદિ.)ના ઘર તરફ ઉપડી. તેઓને ખબર હતી કે, અબૂબક્ર આપના પાકા દોસ્ત છે. ત્યાંથી આપનો પત્તો મળવાની તેઓને આશા હતી. આ ટોળીનો નેતા અબૂ જહલ હતો. ઘરે પહોંચીને બારણું ઠોક્યું.

હઝરત અબૂબક્ર (રદિ.)નાં બેટી અસ્મા બહાર આવ્યાં. અબૂ જહલે ગુસ્સાથી ધ્રૂજતા અવાજે ત્રાડ પાડી,

● ૧ 'ખુલફાએ રાશિદીન' પા. ૨૮

'છોકરી! તારો બાપ ક્યાં છે?'

બીબી અસ્મા બોલ્યાં, 'મને ખબર નથી.'

આ લોકોને ખાતરી થઈ ગઈ કે, હઝરત અબૂબક્ર (રદિ.) પણ રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સાથે ચાલ્યા ગયા છે. બીબી અસ્માનો જવાબ સાંભળીને અબૂ જહલ ગુસ્સાથી પાગલ થઈ ગયો. એ જ પળે તેણે બીબી અસ્માના ગાલ ઉપર એવો જોરદાર તમાચો ચોડી દીધો કે, બીબી અસ્માના એક કાનનું એરીંગ નીકળીને દૂર જઈ પડ્યું ![1]

□

## અલ્લાહ આપણી સાથે છે

કેટલાક લોકો એક પગીને પકડી લાવ્યા. પગલાંનાં નિશાન જોઈને ખોજ મેળવનારાઓને પગી અથવા ખોજી કહેવામાં આવે છે. આ પગી પોતાની કળામાં પારંગત હતો.

તે રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને હઝરત અબૂબક્ર (રદિ.)ના પગલાંના નિશાન લેતો ચાલવા લાગ્યો. કુરૈશનું એક ટોળું પણ એની પાછળ ચાલવા લાગ્યું. ચાલતાં ચાલતાં આ લોકો મક્કાથી બહાર નીકળી ગયા.

અચાનક પગી દક્ષિણ દિશાએ વળી ગયો. સૌર પર્વતની તરફ આગળ વધવા લાગ્યો. કુરૈશના લોકોને સમજાતું ન હતું કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ કઈ દિશાએ ગયા છે! દક્ષિણ તરફ કે ઉત્તર તરફ! તેઓ ચોક્કસ માનતા હતા કે, તેઓ અવશ્ય મદીનાના રસ્તે જ ગયા છે. મદીના ઉત્તર દિશામાં છે, ત્યારે પગી દક્ષિણ દિશામાં ક્યાં ચાલ્યો! એક શખ્સે કંટાળીને પૂછી નાખ્યું,

● ૧ 'ઈબ્ને હિશામ કામિલ' જિલ્દ ૧ પા. ૪૯૯
'સીરતુલ મુસ્તફા' જિલ્દ ૧ પા. ૨૮૮
'રહમતુલ લીલ આલમીન' જિલ્દ ૧ પા. ૭૧
[હવાલો : 'સીરતે સરકારે મદીના' ભા. ૧ પા. ૫૨૮]

'અલ્યા! આ તરફ ક્યાં ચાલ્યો. મદીનાનો રસ્તો તો ઉત્તર તરફ છે!'

પગીએ કંઈ જવાબ નહિ આપ્યો ને પગલાંનાં નિશાન લેતા સૌર પર્વત સુધી પહોંચી ગયો. પછી તે બધાંને લઈને ઉપર ચઢવા લાગ્યો. અંતે તેઓ પહાડની ટોચે પહોંચી ગયા. ગુફાનું મુખ અહીંથી માત્ર બસો હાથ રહી ગયું. સામે ઢોળાવ તરફ ગુફા દેખાતી હતી. પગી બધાંને લઈને તે તરફ વળ્યો. હવે ગુફાથી લગભગ પચાસ હાથનો ફાસલો રહી ગયો!

હવે પગી મુંઝાયો. આગળ ક્યાં જવું ને શું કરવું તે સમજાતું ન હતું. એક શખ્સે અધીરાઈથી પૂછ્યું,

'કહો ભાઈ! હવે ક્યાં જવું?'

પગીએ ચોંકીને કહ્યું,

'આ પથ્થર સુધી તો બંને આવ્યા છે. પછી ક્યાં ગયા તેની ખબર નથી!'

બધાં રમૂજમાં ખડખડાટ હસી પડ્યા. તેઓના હાસ્ય અને વાતચીતનો અવાજ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ સાંભળી લીધો. તેઓ ગભરાઈ ગયા. તેમને પોતાની નહિ, રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ચિંતા હતી. તેમણે શ્વાસ થંભાવી દીધો ને ટગર ટગર રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સામે જોઈ રહ્યા. તેમના દિલમાં આ તમન્ના ઉછાળા મારતી હતી કે, આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પોતાના દિલમાં છુપાવી લે ને જિગરમાં સમાવી લે!

તેમણે ભારે દુઃખી દિલે રડતાં રડતાં કાનમાં કહ્યું,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)! દુશ્મનો નજીક આવી ગયા છે. જો તેઓ વાંકા વળશે તો આપણને જોઈ લેશે.'

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ગંભીર સ્વરે શાંતિથી ફરમાવ્યું,

'આપણે માત્ર બે જ જણા નથી. એક ત્રીજો પણ આપણી સાથે છે અને તે ખુદા છે :

લા તહઝન ઈન્નલ્લાહ મઅના
'ચિંતા ન કરો, ખુદા આપણી સાથે છે!'



'સૂરએ તૌબા'માં છઠ્ઠા રૂકૂઅમાં એ જ બનાવનું વર્ણન કરવામાં આવ્યું છે :

'ઈઝ હુમા ફિલગારિ ઈઝયકૂલુ લિ સાહિબીહી
લા તહઝન ઈન્નલ્લાહ મઅના'

'જ્યારે તે બંને ગુફામાં હતા તો પૈગમ્બરે, પોતાના સાથીને કહ્યું હતુ કે, ચિંતા ન કરે! ખુદા આપણી સાથે છે.'



હઝરત અનસ (રદિ.), હઝરત ઝૈદ (રદિ.) અને હઝરત મુગીરહ (રદિ.)થી રિવાયત છે કે,

'અલ્લાહના હુકમથી ગુફાના મુખ સામે એક ઝાડ ઊગી નીકળ્યું. પછી જંગલી કબૂતરના એક જોડાંએ આ ઝાડ પર આવીને માળો બાંધ્યો ને તેમાં ઈંડાં મૂકયાં.

મુશરિકો જ્યારે શોધતાં શોધતાં ગુફાના મુખ પાસે આવી લાગ્યા તો કબૂતરનો માળો જોઈને પાછા ચાલ્યા ગયા.'



હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે,

'ખુદાએ એક કરોળિયાને હુકમ ફરમાવ્યો કે, ગુફાના મુખ ઉપર જાળું વણી દે. જ્યારે મુશરિકો શોધતાં શોધતાં ગુફાના મુખ પાસે આવ્યા તો કરોળિયાનું જાળું જોઈને બોલી ઉઠયા, કોઈ અંદર ગયું હોત તો આ જાળું

સલામત નહિ રહેતે !'[1]

□

હઝરત બીબી અસ્મા (રદિ.)થી રિવાયત છે કે,

'જ્યારે કુરેશ આપને શોધતા શોધતા ગુફા સુધી પહોંચી ગયા તો અબૂબક્રે વિનંતી કરી,

યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)! જે શખ્સ ગુફાની સામે ઉભેલો છે તે આપણને અવશ્ય જોઈ લેશે.

આપે ફરમાવ્યું,

હરગિઝ નહિ. ફરિશ્તાઓએ આપણને પોતાની પાંખોમાં છુપાવી રાખ્યા છે.

એટલામાં પેલો શખ્સ ગુફાની સામે બેસીને પેશાબ કરવા લાગ્યો.

આપે અબૂબક્રને ફરમાવ્યું,

આ માણસ આપણને જોતે તો સામે બેસીને પેશાબ ન કરતે !'[2]

□

## મદીના તરફ પ્રયાણ

કુરેશના દુશ્મનો નિષ્ફળ થઈને ત્યાંથી ચાલ્યા ગયા અને અલ્લાહના આ સૂરજ તથા ચાંદ ત્રણ દિવસ સુધી ગુફામાં રહ્યા.

● ૧ કુરઆન શરીફમાં કરોળિયાના જાળાને 'અવ હનલ બુયૂત' (સૌથી વધારે કમજોર ઘર) ફરમાવ્યું છે, પરંતુ એ જ કમજોર જાળાએ અલ્લાહના હુકમથી, પોલાદના સંગીન કિલ્લાથી પણ વધીને આપનું રક્ષણ કર્યું. [ 'સીરતે સરકારે મદીના' ભા. ૧ પા. ૫૩૨ ]

૨ 'સીરતુલ મુસ્તફા' જિલ્દ ૧ પા. ૨૯૨
'ફત્હુલ બારી' જિ. ૭ પા. ૧૮૭
'ખસાઈસે કુબ્રા' જિ. ૧ પા. ૧૮૫
'ઝુરકાની અલલ મવાહિબ' જિ. ૧૦ પા. ૮૮
(હવાલો : 'સીરતે સરકારે મદીના' ભા. ૧ પા. ૫૩૧)

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ના પ્રબંધ પ્રમાણે ભોજન, દૂધ વગેરે ગુફામાં જ મળતાં રહ્યાં. હઝરત અબૂબક્ર (રદી.)ના પુત્ર હઝરત અબ્દુલ્લાહ દિનભર મક્કામાં રહેતા ને મોડી રાતે ગુફામાં આવીને કુરેશની હિલચાલની બાતમીઓ આપતા.

ત્રણ રાત દિવસ પસાર થયા બાદ મક્કાના કાફિરોનો જોશ નરમ પડયો. હઝરત અબ્દુલ્લાહે ગુફામાં આવીને એની માહિતી આપી. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે હઝરત અબૂબક્ર (રદિ.) ને કૂચની તૈયારીનો હુકમ ફરમાવ્યો.

અગાઉથી નક્કી કર્યા મુજબ ચોથી રાતે અબ્દુલ્લાહ બિન ઉરૈકિત બંને ઊંટણીઓને લઈને આવી લાગ્યો. હઝરત અબૂબક્ર (રદિ.)ના આઝાદ ગુલામ હઝરત આમિર બિન ફુહૈરા પણ આવી ગયા. હઝરત અબૂબક્ર (રદિ.)એ એક ઊંટણી પેશ કરતાં કહ્યું,

'મારાં મા-બાપ આપના ઉપર કુરબાન યા રસૂલલ્લાહ! (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) આ ઊંટણી પર સવાર થઈ જાવ!'

આપે ફરમાવ્યું,

'મારી પોતાની સવારી ન હોય તેના ઉપર નહિ બેસું!'

હઝરત અબૂબક્ર (રદિ.)એ આગ્રહ કરતાં કહ્યું,

'યા રસૂલલ્લાહ! (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) આ સવારી આપની જ છે.'

રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'ના મને એની કિંમત કહો. પ્રથમ ખરીદી લઉં ને પછી બેસું.'

હઝરત અબૂબક્ર (રદિ.)એ કિંમત બતાવી તો આપે ફરમાવ્યું,

'વારુ એટલી જ કિંમતે મેં એને ખરીદી લીધી.'

□

અહીં સવાલ ઉત્પન્ન થાય છે કે, હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ આ ઊંટણીની કિંમતથી પણ વધુ દૌલત રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં વાપરી છે અને આપે તેનો સ્વીકાર પણ કરેલો છે જેમકે,

સહીહ બુખારીમાં છે,

'અબૂબક્રે પોતાની જાન અને માલથી મારા ઉપર જે ઉપકાર કર્યો છે તે બીજા કોઈએ કર્યો નથી.'

તિરમિઝી શરીફની હદીસ છે કે,

'કોઈ પણ શખ્સે મારા ઉપર કંઈ ઉપકાર કર્યો તો મેં તેના ઉપકારનો બદલો વાળી દીધો છે, સિવાય અબૂબક્રના કે તેમના ઉપકારનો બદલો અલ્લાહ જ કિયામતના દિવસે આપશે.'

જેથી કુદરતી રીતે સવાલ થાય છે કે, રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ઊંટણીની કિંમત ચુકવવાનો શા માટે આગ્રહ રાખ્યો ?

જવાબ એ છે કે,

હિજરત એક મહાન ઈબાદત છે જેનું વર્ણન અલ્લાહે ઈમાન બાદ કર્યું છે. જેથી આ મહાન ઈબાદતમાં આપ કોઈને ભાગીદાર બનાવવા માગતા ન હતા અને ચાહતા હતા કે ખુદાની રાહમાં હિજરત જેવી મહાન ઈબાદત માત્ર પોતાની જ જાન અને માલથી કરે.

□

રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે હઝરત અબૂબક્ર (રદિ.) પાસેથી જે ઊંટણી ખરીદી હતી તેનું નામ 'કસવાઅ' હતું. એના જ ઉપર બેસીને આપે હિજરત કરી અને એની જ ઉપર બેસીને આપે 'હજ્જતુલ વિદાઅ'નો ખુત્બો પણ આપ્યો હતો.

ઝુરકાનીના કથન મુજબ એની કિંમત ૪૦૦ (ચારસો) દિરહમ હતી. જેમકે બીબી આયશા (રદિ.)ની રિવાયતમાં છે :

'હઝરત અબૂબક્રે બન્ને ઊંટણીઓ ૮૦૦ દિરહમમાં ખરીદી હતી.'

□

સારાંશ કે રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતાની ઊંટણી પર સવાર થયા હઝરત અબૂબક્ર (રદિ.) પોતાની ઊંટણી પર સવાર થયા. અને પોતાની પાછળ ઊંટણી પર હઝરત આમિર બિન ફુહૈરાને બેસાડી લીધા. અબ્દુલ્લાહ બિન ઉરૈકિત પોતાની ઊંટણી પર સવાર થયો.

આમ આ મુબારક કાફલો મક્કાને છોડીને મદીના તરફ રવાના થયો. અબ્દુલ્લાહ બિન ઉરૈકિત આ કાફલાનો ભોમિયો હતો. આગળ આગળ ચાલીને રસ્તો દેખાડતો હતો. તેણે સરિયામ રસ્તાનો ત્યાગ કરીને સમુદ્ર કાંઠાનો રસ્તો લીધો.

## હાજર જવાબી

આ મુબારક સવારી આગળ ચાલી. રસ્તામાં એક દિલચસ્પ બનાવ બની ગયો. થોડે આગળ જતાં એક શખ્સ મળ્યો તે હઝરત અબૂબક્ર (રદિ.)ને ઓળખતો હતો પણ રસૂલે પાક સલ્લલાહુ અલૈહિ વસલ્લમને ઓળખતો ન હતો. મૂળ બનાવની તેને કશી ખબર ન હતી. તેણે સલામ કલામ બાદ હઝરત અબૂબક્ર (રદિ.)ને પૂછ્યું,

'તમારી સાથે આ કોણ છે?'

વિચાર કરો, હઝરત અબૂબક્ર (રદિ.) કેટલી મૂંઝવણમાં પડી ગયા હશે? ખોટું કહે તો જૂઠનો ગુનાહ લાગુ પડે ને સાચું કહે તો દુશ્મનોને ખબર પડવાની ધાસ્તી છે! પરંતુ હઝરત અબૂબક્ર (રદિ.)એ જરાયે સંકોચ કે મૂંઝવણ નહિ અનુભવતાં તેજ વેળા જવાબ આપી દીધો કે :

'હાજર રજુલુ યહદી નીસ સબીલ'

'આ એવા શખ્સ છે જેઓ મને રસ્તો બતાવે છે.'

હઝરત અબૂબક્ર (રદિ.)નો હેતુ એ હતો કે, રસૂલે પાક સલ્લલાહુ અલૈહિ વસલ્લમ અમારા માર્ગદર્શક એટલે હિદાયતનો રસ્તો

બતાવનારા છે ત્યારે પેલો શખ્સ એમ સમજ્યો કે, અબૂબક્ર (રદિ.)એ ભોમિયા તરીકે એમને સાથે લીધા છે.

કટોકટી અને અણીના પ્રસંગે બુદ્ધિબળથી કામ લેવું તે એક કળા છે. એને હાજર દિમાગી અને હાજર જવાબી કહે છે. દુનિયામાં આ ચાતુર્ય બુદ્ધિના અસંખ્ય દાખલા મોજૂદ છે પરંતુ હઝરત અબૂબક્ર (રદિ)ની હાજર દિમાગી અને હાજર જવાબીનો આ દાખલો ખરેખર લાજવાબ છે.

## મસ્જિદે નબવી માટે જમીન ખરીદી

મદીના પધારવા બાદ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મસ્જિદે નબવીની તામીરનું કામ શરૂ કર્યું. આપની ઊંટણી બેઠી હતી તે જગા સહલ અને સુહેલ નામના બે યતીમ બાળકોની માલિકીની હતી. તેમણે આ જમીન રાજીખુશીથી હદિયા તરીકે પેશ કરવા ઈચ્છા દર્શાવી પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે વગર કિંમતે સ્વીકારવા ના પાડી ને હઝરત અબૂબક્ર (રદિ.)ને હુકમ ફરમાવ્યો કે, એની જે કિંમત થાય તે ચૂકવી આપો!

એક રિવાયતમાં છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ દસ સોના મહોરની કિંમતે આ જમીન ખરીદી લીધી.[1]

આમ, મદીના પહોંચ્યા બાદ પણ સૌ પ્રથમ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ ઈસ્લામ માટે પોતાની હમેશાંની ફૈયાઝી અને સખાવતની વર્ષા વરસાવી.

મસ્જિદના ચણતર કાર્ય દરમિયાન પણ હઝરત અબૂબક્ર (રદિ.)એ બીજાઓની સાથે એક મજૂરની જેમ કામ કર્યું.

### ગઝવાઓ

મદીના તશરીફ લાવ્યા પછી પણ દુશ્મનોએ હુઝૂર સલ્લલ્લાહુ

● ૧ 'સીરતુલ મુસ્તફા' જિ. ૧ પા. ૩૧૯; 'ફત્હુલ બારી' જિ. ૭ પા. ૧૯૨ 'અસિહ હુસ સિયર' પા. ૫૬૩; 'સીરતુન્નબી' જિ. ૧ પા. ૨૮૦ [હવાલો : 'સીરતે સરકારે મદીના' ભા. ૧ પા. ૫૫૮]

અલૈહિ વસલ્લમને ચેનથી બેસવા ન દીધા. ઠેઠ મક્કાની ફતેહ સુધી એક પછી એક ખૂનખાર જંગોનો ક્રમ ચાલુ રહ્યો. આ તમામ જંગોમાં આપના જમણા હાથસમા હઝરત અબૂબક્ર (રદિ.) હમેશાં સાથે જ રહ્યા.

## નિસ્બતે ઇત્તિહાદી

હુદૈબિયામાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને મક્કાવાસીઓ વચ્ચે સુલેહના જે કોલકરાર થયા તેમાં મોટા ભાગની શરતો જાહેરમાં કાફિરોના લાભમાં જણાતી હતી.

તમામ સહાબા (રદિ.) અને ખાસ કરીને હઝરત ઉમર (રદિ.) આ બાબતથી ખૂબ જ વ્યાકુળ થઈ ગયા! હઝરત ઉમર (રદિ.) હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)! શું આપ નબી નથી?!'

ફરમાવ્યું : 'કેમ નહિ?'

અર્ઝ કરી : 'તો પછી આપણે આપણા દીન વિશે આટલી ઝીલ્લત શા માટે સહન કરીએ?'

ફરમાવ્યું : 'હું અલ્લાહનો રસૂલ છું. અને તે મારો મદદગાર છે. હું તેની નાફરમાની નથી કરી શકતો.'

અર્ઝ કરી : 'શું આપે અમારાથી એ વાયદો કર્યો ન હતો કે આપણે મક્કા જઈને તવાફ કરીશું?'

ફરમાવ્યું : 'જરૂર કર્યો હતો પરંતુ મેં ક્યારે કહ્યું હતું કે આજ વરસે તવાફ કરીશું?'

અર્ઝ કરી : 'હાં, એ તો ફરમાવ્યું ન હતું.'

આપે ફરમાવ્યું : 'ઉમર! હું હજી પણ એ કહું છું કે તમે મક્કા જશો, તવાફ કરશો.'

હઝરત ઉમર (રદિ.) અહીંથી ફારિગ થઈને હઝરત અબૂબક્ર (રદિ.)ની પાસે પહોંચ્યા અને આ જ વાતચીત ત્યાં જઈને કરી. હઝરત અબૂબક્ર (રદિ.)ના પણ તે જ જવાબો શબ્દશઃ હતા જે હુઝૂર (સલ.)એ આપ્યા હતા!

અંતે હઝરત અબૂબક્ર (રદિ.)એ ફરમાવ્યું :

'હે આદમી! એ અલ્લાહના રસૂલ છે. એમની લગામને મજબૂત પકડો!'

આ જ પ્રકારની ઘટનાઓના આધારે આરિફો અને આલિમો ફરમાવે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)ને હુઝૂર સલલ્લાહુ અલૈહિ વસલ્લમ જોડે નિસ્બતે ઈત્તિહાદી[1] હતી.

## શમ્એ નુબુવ્વતના પરવાના

હિ. સ. ૯માં રૂમનો બાદશાહ અરબ ઉપર ચઢી આવે છે એવા સમાચાર ફેલાયા. ઉપરા ઉપરી જંગોના કારણે મુસલમાનોના માટે આ સમય ઘણો જ તંગદસ્તી અને મુફલિસીનો હતો. એ કારણે રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાને લશ્કરી તૈયારીઓ માટે અલ્લાહના માર્ગે કંઈક ખરચવાની નસીહત કરી. તો હઝરત અબૂબક્ર (રદિ.)એ ઘરમાં જે કંઈ હતું તે સર્વ લાવીને આપ (સલ.)ની ખિદમતમાં પેશ કરી દીધું. હુઝૂર (સલ.)એ પૂછ્યું :

'ઘરમાં શું છોડ્યું?'

ફરમાવ્યું : 'અલ્લાહ અને એના રસૂલ (સલ.)ને!'

ડો. ઈકબાલના શબ્દોમાં કહીએ તો—

પરવાનેકો ચિરાગ હય બુલબુલકો ફૂલ બસ,
સિદ્દીકકે લિયે હય ખુદાકા રસૂલ બસ.

## હ. જિબ્રઈલ (અલ.) સિદ્દીકી લિબાશમાં

કહે છે કે એ વેળા હઝરત અબૂબક્ર (રદિ.)એ પોતાનાં વસ્ત્રો પણ અલ્લાહની રાહમાં આપી દીધાં હતા અને શરીર પર માત્ર

• ૧ 'નિસ્બતે ઈત્તિહાદી' : એની સમજૂતી પા. ૩૦ ઉપર આવી ગઈ છે.

એક ફાટેલ તૂટેલ કામળો ઓઢી લીધો હતો જેમાં ફાટેલા ભાગોને સાંધવા માટે ઝાડના કાંટા લગાડેલાં હતાં.

હુઝૂર (સલ.)એ પૂછ્યું :

'હે અબૂબક્ર (રદિ.) ! આ શી હાલત છે ?'

એમણે હજી જવાબ આપ્યો ન હતો કે એટલામાં હઝરત જિબ્રઈલ (અલ.) પણ એ જ સ્વરૂપમાં તશરીફ લાવ્યા. એથી હુઝૂર (સલ.)ને વધારે નવાઈ લાગી. એમનાથી એનું કારણ પૂછ્યું.

હઝરત જિબ્રઈલ (અલ.)એ કહ્યું :

'આજે અલ્લાહ તઆલાએ અમને (ફરિશ્તાઓને) હુકમ ફરમાવ્યો છે કે, જેવી રીતે જમીન પર અબૂબક્ર (રદિ.)એ પોતાનું સ્વરૂપ બનાવ્યું છે; તમે આસમાન પર બનાવો! અને મને અલ્લાહે આપની પાસે મોકલ્યો છે કે અબૂબક્ર (રદિ.)થી મારા સલામ કહો અને પૂછો કે આ હાલતમાં તમે મારાથી ખુશ છો ?'

આ સાંભળીને હઝરત અબૂબક્ર (રદિ.)એ ત્રણ વખત જોરથી નઅરો લગાવ્યો કે :

'હું મારા રબથી ખૂશ છું, હું મારા રબથી ખૂશ છું, હું મારા રબથી ખૂશ છું.'[1]

## હજજના અમીર

એ જ વરસે આં હઝરત (સલ.)એ 'અમીરે હજજ'ના પદ ઉપર હઝરત અબૂબક્ર (રદિ.)ને નિયુક્ત કર્યા અને હિદાયત કરી કે, મિનાના અઝીમુશ્શાન હજજ–સમ્મેલનમાં એલાન કરી દેવામાં આવે કે, આ વરસ પછી કોઈ પણ મુશરિક હજજ નહિ કરી શકે અને ન કોઈ નગ્ન હાલતમાં ખાનએ કઅબાનો તવાફ કરી શકશે.[2]

● ૧ 'મશાઈખે નકશબંદિયા' : પા. ૭૩
'જવાહરે અલવિયા' : પા. ૨૭
૨ બુખારી શરીફ

## નબવી સંકેત

'હજ્જતુલ વિદાઅ' પછી એક દિવસે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :

> 'જો હું કોઈ ઈન્સાનને દોસ્ત બનાવતે તો તે અબૂબક્ર (રદિ.) હોત કિંતુ અબૂબક્ર (રદિ.) મારા દીની ભાઈ છે.'

આમ ફરમાવીને હુકમ આપ્યો કે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના મકાનની બારી સિવાય બાકીની તમામ બારીઓ, જે મસ્જિદના તરફ ખૂલે છે તેને બંધ કરી દેવામાં આવે!

ઉલમાએ લખ્યું છે કે આ હુકમથી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની ખિલાફત તરફ ઈશારો છે.

## હુઝૂર (સલ.)ની હયાતીમાં ઈમામત

હુઝૂર (સલ.)ની બીમારી જ્યારે ઘણી વધી ગઈ અને મસ્જિદમાં આવવાથી તકલીફ થવા માંડી તો આપે હઝરત અબૂબક્ર (રદિ.)ને કહેવડાવ્યું કે તેઓ ઈમામત કરે.

હઝરત આયશા (રદિ.)એ અર્ઝ કરી :

> 'યા રસૂલલ્લાહ! (સલ.) અબૂબક્ર ઘણા કોમળ હૃદયના છે. આપની જગા ખાલી જોઈ શકશે નહિ. માટે એ ખિદમત હઝરત ઉમર (રદિ.)ને સોંપો. તેઓ મજબૂત દિલના છે.'

હઝરત હફસા (રદિ.)એ પણ એને ટેકો આપ્યો જેથી આપ (સલ.)એ બંનેને ધમકાવ્યા અને ફરમાવ્યું :

> 'અલ્લાહ અને મુસલમાન અબૂબક્ર સિવાય બીજા કોઈને કબૂલ કરશે નહિ. માટે અબૂબક્રને કહી દો કે તેઓ નમાઝ પઢાવે.'

જેથી હઝરત અબૂબક્ર (રદિ.)એ આપ (સલ.)ની હયાતીમાં

સત્તર વખતની નમાઝો પઢાવી.[1] એ વખત આપ (સલ.) બીમારીની હાલતમાં મસ્જિદમાં તશરીફ લઈ ગયા. એક વખત હઝરત સિદ્દીક (રદિ)ના પાછળ નમાઝ પઢી અને એક વખતે એમની પાસે ઊભા રહ્યા હતા.[2]

## સ્વસ્થતા

હુઝૂર (સલ.)ની વફાત વેળા હઝરત ઉમર (રદિ.) જેવા શૂરવીર અને દિલેરના દિલ અને દિમાગ પણ કાબૂમાં રહ્યા ન હતા અને તલવાર હાથમાં લઈને પોકારી રહ્યા હતા કે,

'જે કોઈ કહેશે કે આપ (સલ.) વફાત પામ્યા છે, એનું માથું ધડથી છૂટું કરી નાખીશ !'

પરંતુ આવા કપરા કાળમાં પણ હઝરત અબૂબક્ર (રદિ.) સ્વસ્થ રહ્યા અને પરિસ્થિતિ સંભાળી લેતા લોકો સમક્ષ ખુત્બામાં ફરમાવ્યું :

> 'લોકો અગર તમે મુહમ્મદ (સલ.)ની પૂજા કરતા હતા, તો બેશક એ મરણ પામ્યા છે અને અગર ખુદાને પૂજતા હતા તો બેશક એ ઝિન્દા છે અને કદી પણ મરશે નહિ. ખુદાએ બરતર ફરમાવે છે : મુહમ્મદ (સલ.) માત્ર એક રસૂલ છે, જેમના અગાઉ ઘણા રસૂલો થઈ ગયાં છે.'

આ પ્રભાવશાળી અને અસરકારક ખુત્બો સાંભળીને લોકોના દિલો દિમાગ ઠેકાણે આવ્યા !

## ઈસ્લામના પ્રથમ ખલીફા

હુઝૂર (સલ.)ની વફાત પછી ઈસ્લામના પ્રથમ ખલીફા બનવાનું બહુમાન હઝરત અબૂબક્ર (રદિ.)ને મળ્યું પરંતુ ખિલાફત-પદ ઉપર આવતાંવેંત જ પોતાની સમક્ષ મુશ્કેલીઓ, ખતરાઓ અને કાવતરાંઓના એક પહાડ નઝરે પડ્યો. છતાં આપે પોતાની

● ૧ તારીખે મશાઈખે ચિશ્ત : પા. ૧૭
૨ મશાઈખે નક્શબંદિયા : પા. ૧૭

દિવ્ય સૂઝ-સમજ, દીર્ઘદૃષ્ટિ અને દિલેરીથી, માત્ર બે વરસ અને થોડાક માસના ખિલાફત કાળમાં એવો કુશળતાથી વહીવટ સંભાળ્યો કે ઈસ્લામના માર્ગમાંના તમામ કાંટાઓને વીણી વીણીને ફેંકી દીધાં અને ઈસ્લામના ભાવી વિકાસ માટેનો માર્ગ મોકળો કરી આપ્યો.

□

હુઝૂર (સલ.)એ પોતાની હયાતીમાં હુકમ આપ્યા પ્રમાણે, હઝરત ઉસામા (રદિ.)ને સિપેહસાલાર બનાવી શામ ઉપર ચઢાઈ કરવા રવાના કરી દીધાં. તેઓ કામયાબી સાથે ચાલીસ દિનમાં પાછાં આવ્યા.

□

હુઝૂર (સલ.) પછી નુબુવ્વતના ઘણા દાવેદારો પૈદા થઈ ગયા હતા. દિનપ્રતિદિન તેઓની તાકાત અને અસર વધતી જતી હતી- તેઓ લોકોને ગુમરાહ કરી રહ્યા હતા. હઝરત અબૂબક્ર (રદિ.)એ સખત હાથે કામ લઈને એ સૌનું નિકંદન કાઢી નાંખ્યું.

□

અરબના ઘણાં સરદારો ઈસ્લામથી ફરી જઈને પોતાના વિસ્તારોમાં બાદશાહ બની બેઠા હતા. એ સૌની પણ આપે ખબર લીધી.

□

પોતાને મુસલમાન કહેવડાવતાં કેટલાક લોકો ઝકાત અદા કરવાથી ઈન્કાર કરતા હતા તેમને પણ આપ ઠેકાણે લાવ્યા.

□

હઝરત ઉમર (રદિ.)ના મશ્વેરાથી હઝરત અબૂબક્ર (રદિ.)એ હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) મારફતે કુરઆન શરીફના વિખરાયલા ભાગોને એકત્ર કરીને ક્રમવાર ગોઠવ્યા અને કિતાબી સૂરતમાં લઈ આવ્યા. એટલે કે એનું સંકલન અને સંપાદન કર્યું.

□

ઈરાક અને શામ ઉપર ચઢાઈઓ કરવામાં આવી.

□

તોજ, મકરાન અને ઝાર્ંહ તેમ જ એની આસપાસના વિસ્તારોને ફતેહ કરીને ઈસ્લામી હકુમતમાં શામેલ કરી દીધાં.

□

નાણા ખાતું, કાયદો-વ્યવસ્થા અને સઝા, લશ્કરી તંત્ર, લશ્કરી સરંજામ, બિદઅતોનો અટકાવ, હદીસની ખિદમત, ફત્વાખાતુ, ઈસ્લામ પ્રચાર, ઝિમ્મીઓના હકની રક્ષા, વગેરે વિવિધ વિભાગોને આપે સુવ્યવસ્થિત અને સુસજ્જ બનાવ્યાં !

□

આમ, માત્ર સવા બે વરસની પોતાની ખિલાફતના ખૂબ જ ટૂંકા ગાળામાં પણ આપે દંગ દંગ અને મહાન કામોને અંજામ આપ્યો.

## ઇન્તેકાલ

હુઝૂર (સલ.)ના ઈન્તેકાલના આઘાતથી આપ દિનપ્રતિદિન ઝઈફ અને કમજોર થતાં જતા હતા. ઉપરાંત આપને ખોરાકમાં આપવામાં આવેલા ઝેરના કારણે પણ છેલ્લા એક વરસથી બીમાર રહેતા હતા.

શઅબી કહે છે કે આ ઝલીલ દુનિયાથી શી ઉમ્મીદ રાખીએ કે હુઝૂરેપાક (સલ.)ને પણ ઝેર આપવામાં આવ્યું અને હઝરત અબૂબક્ર (રદિ.)ને પણ.

□

તિબરાની એ હઝરત ઈમામ હસન (રદિ.)થી નકલ કર્યું છે કે હઝરત અબૂબક્ર (રદિ.)એ મૃત્યુ વખતની બીમારીમાં હઝરત આયશા (રદિ.)થી ફરમાવ્યું કે,

> 'દૂધ આપનારી આ બે ઊંટણીઓ, શાકનો પ્યાલો અને ચાદર જે ખિલાફતના કારણે મને આપવામાં આવી હતી તે મારા મરવા પછી હઝરત ઉમર (રદિ.)ના હવાલે કરી દેજો.'

ઈન્તેકાલ પછી આ તમામ ચીઝો હઝરત ઉમર (રદિ.)ના હવાલે કરી દેવામાં આવી. એ વખતે હઝરત ઉમર (રદિ.)એ

ફરમાવ્યું :

> 'અબૂબક્ર ! અલ્લાહ તમારા પર રહમ કરે કે તમે તમારા પછી આવનારા ખલિફાઓને ભારે તકલીફમાં નાખી દીધા !'

(કારણ કે આટલી બધી કાળજી રાખવી બીજાઓ માટે મુશ્કેલ છે.)

લોકો આપની અયાદત માટે (ખબર-અંતર પૂછવા) આવ્યા અને કહેવા લાગ્યા :

'આપના માટે કોઈ તબીબને બોલાવીયે ?'

ફરમાવ્યું : 'તબીબ તો મને જોઈ ચૂક્યો છે.'

લોકોએ પૂછ્યું : 'તબીબે શું કહ્યું ?'

ફરમાવ્યું : 'તેણે કહ્યું કે હું જે ચાહું તે કરું, હું કોણ ?'

□

૭ જમાદિલ આખિર હિ. સ. ૧૩ના રોજ આપે ગુસલ કર્યું. ઠંડી ભારે હતી જેથી આપને તાવ ચઢ્યો. પંદર દિવસ સુધી સખત તાવ રહ્યો. ૨૨ જમાદિલ આખિર હિ. સ. ૧૩ના દિવસે આપે ઈન્તેકાલ ફરમાવ્યો. ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલૈહિ રાજિઊન. ઈન્તેકાલ વખતે આપની વય હુઝૂર (સલ.) જેટલી ૬૩ વર્ષની હતી !

## કફન

કફન સંબંધમાં ફરમાવ્યું :

> 'આ વખતે જે કપડું મારા શરીર ઉપર છે, એને જ ધોઈને બીજા' બે કપડાં સાથે મને કફન આપજો.'

હઝરત આયશા (રદિ.)એ અર્ઝ કરી :

> 'એ તો પુરાણા કપડાં છે, કફન માટે નવાં કપડાં હોવા જોઈએ.'

આપે ફરમાવ્યું :

> 'મુર્દાઓ કરતાં જીવતાંઓ નવા કપડાંના વધારે હકદાર છે. મારા માટે આ ફાટેલાં જૂનાં કપડાં પૂરતાં છે.'[૧]

● ૧ 'ખુલફાએ રાશિદીન' : પા. ૭૫

### દફન

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે, જ્યારે મારા વાલિદ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) બીમાર થયા તો વસીયત ફરમાવી કે :

> 'મારા ઈન્તેકાલ પછી મારી લાશને રોઝએ અકદસ (સલ.) પર લઈ જઈને અર્ઝ કરી દેજો કે આ અબૂબક્ર છે, આપના કરીબ દફન થવાની તમન્ના ધરાવે છે. જો ત્યાંથી પરવાનગી મળી જાય તો મને ત્યાં દફન કરી દેજો અને પરવાનગી ન મળે તો (મદીના શરીફના કબ્રસ્તાન) "બકીઅ"માં દફન કરી દેજો.'

આપના ઈન્તેકાલ પછી, વસીયત પ્રમાણે જનાઝો ત્યાં લઈ જઈને કબર શરીફની નજીક એ પ્રમાણે અર્ઝ કરી દેવામાં આવી. ત્યાંથી એક અવાજ અમને સંભળાયો. કહેનાર માણસ અમને દેખાતો ન હતો :

> 'માન અને સન્માન સહિત અંદર લઈ આવો!'



હઝરત અલી (ક.વ.) ફરમાવે છે કે, જ્યારે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના ઈન્તેકાલનો સમય નજીક આવ્યો તો મને પોતાના સિરહાના આગળ બેસાડીને ફરમાવ્યું :

> 'જે હાથો વડે તમે હુઝૂરે અકદસ (સલ.)ને ગુસલ આપ્યું હતું તે જ હાથો વડે મને ગુસલ આપજો. ખૂશબૂ લગાડજો અને મને તે હુજરાના કરીબ લઈ જઈને જ્યાં હુઝૂર (સલ.)ની કબર છે, પરવાનગી માંગજો. જો પરવાનગી માંગવાથી હુજરાનો દરવાજો ખુલી જાય તો મને ત્યાં દફન કરી દેજો નહિતર મુસલમાનોના સાર્વજનિક કબ્રસ્તાન (બકીઅ)માં દફન કરી દેજો.'

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે :

> 'જનાઝો તૈયાર કર્યા પછી સૌથી પ્રથમ હું આગળ વધ્યો અને મેં જઈને અર્ઝ કરી :

"યા રસૂલલ્લાહ (સલ.)! આ અબૂબક્ર અહીં દફન થવાની પરવાનગી માંગે છે."

"મેં જોયું કે તરત જ હુજરાના બારણાં ખૂલી ગયાં અને એક અવાજ સંભળાયો કે દોસ્તને દોસ્તની પાસે પહોંચાડી દો.""

અલ્લામા સુયૂતી (રહ.)એ 'ખસાઈસે કુબ્રા'માં આ બન્ને ઘટનાઓ વર્ણવી છે. મુહદ્દિસાના હૈસિયતથી આ રિવાયતને મુન્કિર દર્શાવી છે પરંતુ ઐતિહાસિક હૈસિયત તો બાકી છે જ.[૧]

આમ સરવરે કાએનાત (સલ.)ની ઝિન્દગીના રફીકને આપના પેહલૂમાં જ દફન કરવામાં આવ્યા.

## કેટલાક અન્ય પ્રસંગો

એક વખતે આપની પુનીત પત્નીએ કોઈક મીઠી ચીઝ ખાવાની ઇચ્છા કરી.

આપે ફરમાવ્યું :

'મારી પાસે તો પૈસા નથી કે ખરીદીને ખવડાવું.'

પત્નીએ અર્ઝ કરી :

'આપણે આપણા દરરોજના ભોજનમાંથી થોડું થોડું કંઈક બચાવતા રહીશું. થોડા દિવસમાં એટલી રકમ થઈ જશે.'

આપે પરવાનગી આપી દીધી. પુનીત પત્નીએ કેટલાયે દિવસની કરકસર પછી થોડાક પૈસા ભેગા કર્યા. એ જોઈને હઝરત અબૂબક્ર (રદિ.)એ ફરમાવ્યું :

'અનુભવથી આ વાત જાણવા મળી કે આપણને બૈતુલ માલ (સરકારી ખઝાના)માંથી આટલી રકમ વધારે મળે છે.'

એટલું ફરમાવીને પત્નીએ જે કંઈ બચાવ્યું હતું તે બૈતુલ માલમાં જમા કરાવી દીધું અને કહેવડાવી દીધું કે હવે પછી મારા પગારમાંથી આટલી રકમ ઓછી કરી દેવામાં આવે!

□

● ૧ 'ફ્ઝાઈલે હજ્જ' : પા. ૧૩૮, ૧૩૯

એક વખતે પોતાની ખિલાફતના કાળમાં શામદેશ તરફ એક લશ્કર રવાના કર્યું. તેને વિદાય કરવા માટે ઘણે દૂર સુધી સાથે ગયા.

સાથીઓએ અર્જ કરી:

> 'હે રસૂલલ્લાહ (સલ.)ના ખલીફા ! આપ પગપાળા ચાલી રહ્યા છો અને અમે લોકો સવાર છીએ!'

ફરમાવ્યું:

> 'હું આ પગલાંઓથી મારી ખતાઓને માફ કરાવી રહ્યો છું. મારા આ કદમ અલ્લાહના રસ્તામાં ઉપડી રહ્યાં છે.'

□

આપના પુત્ર અબ્દુર્રહમાન બદરના જંગમાં કાફિરો તરફથી લડતા હતા કારણ કે તે વખતે મુસલમાન થયા ન હતા. મુસલમાન થયા પછી પોતાના પિતા હઝરત અબૂબક્ર (રદિ.)થી અર્જ કરી કે,

> 'જંગે બદરમાં આપ મારી સામે આવી ગયા હતા પરંતુ બાપ હોવાના એહતિરામથી હું મુખ ફેરવીને ચાલ્યો ગયો હતો.'

આપે ફરમાવ્યું:

> 'અગર તું મારી સામે આવી જતે તો હું ન ખસતે.'

(યાને અલ્લાહના રસ્તામાં તારી પરવાહ ન કરતે અને તારા પર હુમલો કરી દેતે.)

□

એક વેળા આપના એક ગુલામે ખાવાની કોઈ વસ્તુ આપી. ખાધા પછી ગુલામે દર્શાવ્યું કે તેણે જહાલત કાળમાં કોઈની ફાલ જોઈ હતી તેના બદલામાં એ વસ્તુ મળી છે. આપે મોઢામાં આંગળા નાંખીને જે કંઈ ખાધું હતું, એ ઊલટી કરીને બહાર કાઢી નાખ્યું.

આપ (રદિ.) ફરમાવતા હતા કે:

'જે શરીર હરામ ખાણાથી પરવરિશ પામે છે, જહન્નમ એના માટે સર્વોત્તમ રહેઠાણ છે!'

□

મદીનાની આસપાસ એક વૃદ્ધ આંધળી સ્ત્રી રહેતી હતી. હઝરત ઉમર ફારૂક (રદિ) રોજ વહેલી સવારે એની ઝૂંપડીમાં જઈને એના કામો કરી આપતા. થોડા દિવસો પછી એમને માલૂમ પડયું કે કોઈક બીજો શખ્સ એમનાથી પણ પહેલાં આવીને કામો કરી જાય છે!

એક દિવસ તપાસની નેમથી વહેલા આવી ગયા. જોયું તો ખલીફાએ અવ્વલ હઝરત અબૂબક્ર (રદિ) ઝૂંપડીમાંથી બહાર નીકળી રહ્યા છે. હઝરત ઉમર (રદિ.) બોલ્યા: 'ખલીફાએ રસૂલલ્લાહ (સલ.)! શું રોજ આપ જ મારા ઉપર સરસાઈ લઈ જાઓ છો?!'

□

એક વેળા હુઝૂર (સલ.)એ સહાબા (રદિ.)થી પૂછ્યું:

'આજે તમારામાંથી કોણ રોઝાથી છે?'

હઝરત અબૂબક્ર (રદિ.)એ અર્ઝ કરી: 'હું છું.'

ફરમાવ્યું:

'આજે કોઈ જનાઝા સાથે ગયું છે?

કોઈએ મિસ્કીનને ખાણું ખવરાવ્યું છે?

કોઈએ બીમારપૂસી કરી છે?'

આ બધા પ્રશ્નોનો હકારમાં જવાબ આપનાર માત્ર હઝરત અબૂબક્ર (રદિ.) હતા!

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું:

'જેણે એક દિનમાં આટલી બધી નેકીઓ પોતાના નામ ઉપર એકઠી કરી હોય, એ અવશ્ય જન્નતમાં જશે.'

□

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) રાતભર નમાઝો પઢ્યા કરતા. દિવસે બહુધા રોઝા રાખતા હતા. ખાસ કરીને ઉનાળો રોઝામાં જ વિતી જતો. નમાઝમાં આપના ઝબ્ત અને શાંતની એ હાલત હતી કે લાકડાની જેમ હાલ્યા ચાલ્યા વગર સિજદામાં પડેલા દેખાતા અને ડુસ્કે ડુસ્કે રોતાં હિચકી બંધાઈ જતી. મેહશરના ડર અને ઈબરતથી હમેશાં ઝાડનાં પાંદડાંની જેમ કાંપતા હતા!

□

કોઈએ આપને ગાળ આપી.

આપે ફરમાવ્યું :

'મારી હાલત તારાથી છૂપી છે. બાકી હું તો એના કરતાંયે વધારે (ખરાબ) છું!'[1]

## કરામતો

હઝરત જિબ્રઈલ (અલ.) હુઝૂર (સલ.) જોડે ધીમી રીતે જે વાતો કરતા હતા તેને હઝરત અબૂબક્ર (રદિ.) સાંભળતા હતા, પણ તેમને નજરે જોતા ન હતા.

□

હુદૈબિયામાં સુલેહના જે કોલ કરાર થયા તે વિશે હઝરત ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.)ને જે પ્રશ્નો પૂછ્યા અને આપે એના જે જવાબો આપ્યા તે જ જવાબો હઝરત અબૂબક્ર (રદિ)એ પણ અક્ષરશઃ આપ્યા, જો કે હુઝૂર (સલ.)એ શું જવાબો આપ્યા તેની આપને ખબર ન હતી!

આ ઘટનાનો ઉલ્લેખ આગળ 'નિસ્બતે ઈત્તિહાદી'ના શીર્ષક હેઠળ આવી ગયો છે. આ આપ (રદિ.)ની સ્પષ્ટ કરામત છે. (જુઓ પા. ૭૬)

□

ઈન્તેકાલથી પહેલાં હઝરત અબૂબક્ર (રદિ.)એ હઝરત આયશા (રદિ.)ને ફરમાવ્યું :

● ૧ 'મશાઈખે નક્શબંદિયા' : પા. ૯૨

'તમારા બે ભાઈ અને બે બહેનો છે; માટે તેને (વારસાના માલને) ખુદાપાકની કિતાબ મુજબ વહેંચી લેજો!'

હઝરત આયશા (રદિ.)એ અર્જ કરી :

'હે પિતાજી! મારી તો એક જ બહેન અસ્મા છે, બીજી કઈ?'

ફરમાવ્યું :

(મારી પત્ની) બિન્તે ખારીજહના પેટમાં છે. મને (ઈલહામથી) જણાવવામાં આવ્યું છે કે તેણીનો હમલ (પુત્રી) નો છે!'

આખરે બિન્તે ખારિજહએ (પુત્રી) ઉમ્મે કુલસૂમને જન્મ આપ્યો.

હઝરત આયશા (રદિ.)ની બહેન પૈદા થવાનો ઈલ્હામ અને તે મુજબ જ દીકરી પૈદા થવું એ હઝરત સિદ્દીક (રદિ.)ની કરામત છે.

□

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની વફાત આપે દર્શાવેલા સમયે જ થઈ એ પણ આપ (રદિ.)ની કરામત છે.

□

હઝરત અબૂબક્ર (રદિ.)ની મદિના શ.માં વફાત થઈ તો મક્કા મોઅઝઝમા કંપી ઉઠ્યું. મક્કામાં રહેતા આપના પિતા અબૂ કુહાફાએ કહ્યું :

'આ શું છે?' (એટલે કે આ મુબારક શહેરમાં ધરતીકંપ કેમ થયો?)

લોકોએ કહ્યું : 'આપના પુત્રની વફાત થઈ ગઈ!'

આપની વફાતના કારણે ખાસ મક્કામાં ધરતીકંપ થયો એ પણ આપની કરામત છે.[૧]

□

● ૧ 'કરામાતે સહાબા (રદિ.)' : પા. ૧૩, ૧૫, ૧૬

ફઝીલતો

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે સૂરએ 'અહકાફ' ની આયત :

'હત્તા ઈઝા બલગ અશુદ્દહુ વ બલગ અર્બઈન'
'એટલે સુધી કે જ્યારે તે પોતાની યુવાવસ્થાએ પહોંચે છે અને ચાલીસ વર્ષની વયે પહોંચે છે...'

હઝરત અબૂબક્ર (રદિ.)ની શાનમાં ઉતરેલી છે.[૧]

□

સૂરએ તૌબાની આયત :

'સાનિયસ્નૈનિ ઈઝહુમા ફિલગારિ ઈઝ યકૂલુ લિ સાહિબીહી લા તહઝન ઈન્નલ્લાહ મઅના, ફઅન ઝલલ્લાહો સકીનહ...'

'તો બે માણસોમાંનો એક તે પોતે હતો જ્યારે કે તે બન્ને (સૌર નામની) ગુફામાં હતા તે વેળા તે રસૂલ (સલ.) પોતાના સાથીને કહી રહ્યો હતો કે તું (કંઈ પણ) ચિંતા ન કર, બેશક અલ્લાહ આપણી સાથે છે. ફરી અલ્લાહે તેના ઉપર પોતાની શાંતિ ઉતારી....'

એના પ્રત્યેક વાક્ય અને શબ્દમાં હઝરત અબૂબક્ર (રદિ.)ની ઉચ્ચ શાન, હુઝૂર (સલ.) જોડે આપના ખાસ સંબંધ અને મુહબ્બતની તરફ સ્પષ્ટ ઈશારા મોજૂદ છે.

□

સૂરએ 'વલ્લૈલ'માં અલ્લાહની રાહમાં ખર્ચ કરવાની તારીફ અને તૌસિફ બયાન કરવામાં આવી છે. અને સાથોસાથ આ બશારત પણ મળી કે હઝરત સિદ્દીક (રદિ.) આ સર્વ કંઈ અલ્લાહની રઝા હાસિલ કરવા માટે કરે છે અને એ પણ બશારત મળી કે (ટૂંકમાં જ) જન્નતમાં તેઓ ખુશખુશાલ થઈ જશે.

□

● ૧ 'મશાઈખે નકશબંદિયા' : પા. ૭૧

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, અલ્લાહ તઆલાનો ઈરશાદ:

'શાવરહુમ ફિલ અમ્ર'[1]

'અને કામમાં તેમની સલાહ પણ લેતા રહો!'

હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ની શાનમાં નાઝિલ થયેલો છે.

□

જ્યારે આયત:

'ઈન્નલ્લાહ વ મલાઈકતહુ યુસલ્લૂન અલન્નબી યા અય્યુહલ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વસલ્લિમૂ તસ્લીમા'[2]

'બેશક અલ્લાહ અને એના ફરિશ્તાઓ દુરૂદ મોકલે છે નબી (સલ.) પર, હે મોમિનો! તમે પણ આપ (સલ.) પર દુરૂદ અને સલામ મોકલો.'

નાઝિલ થઈ તો હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ અર્ઝ કરી:

'અલ્લાહ તઆલાએ જે કંઈ આપ પર નાઝિલ ફરમાવ્યું તેમાં અમને જરૂર શરીક ફરમાવ્યા પરંતુ આમાં (શરીક) ફરમાવ્યા નથી!'

તે પછી આ આયત નાઝિલ થઈ:

હુવલ્લઝી યુસલ્લી અલયકુમ વ મલાઈકહ...'[3]

'તે એવો (દયાળુ) છે કે તે (પોતે) તથા તેના ફરિશ્તા તમારા ઉપર રહમત મોકલે છે...'

□

પ્રથમ આયત શરીફમાં 'અલન્નબી' (નબી (સલ.) ઉપર શબ્દ વપરાયો હોવાથી માત્ર નબી (સલ.) માટે જ દુરૂદ મખ્સૂસ છે જ્યારે

● ૧ 'સૂરએ આલે ઈમ્રાન' આયત : ૧૫૯, પારો : ૪
૨ 'સૂરએ અહઝાબ' આયત : ૫૬, પારો : ૨૨
૩ 'સૂરએ અહઝાબ' આયત : ૪૨, પારો : ૨૨

બીજી આયત શરીફમાં 'અલયકુમ' (તમારા ઉપર) શબ્દ હોવાથી સહાબા '(રદિ.) પણ શરીક થઈ ગયા.

□

એક મોકા પર અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ (અલ.) સહિત તમામ ફરિશ્તાઓને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) જેવો લિબાશ ધારણ કરવાનો હુકમ ફરમાવ્યો હતો. વળી આપને સલામ પાઠવ્યા હતા અને પૂછાવ્યું હતું કે શું આવી હાલતમાં મારાથી રાઝી છે? એનો વિગતવાર ઉલ્લેખ આગળ પા. ૭૮ પર આવી ગયો છે.

□

- ૧૮ હદીસો ખાસ હઝરત અબૂબક્ર (રદિ.)ના ફઝાઈલમાં રિવાયત થયેલી છે.
- ૮૮ હદીસો એવી છે જેમાં હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) બંનેના નામો છે.
- ૧૭ હદીસોમાં હઝરત અબૂબક્ર (રદિ.); હઝરત ઉમર (રદિ.) અને હઝરત ઉસ્માન (રદિ.) એ ત્રણેનો ઉલ્લેખ છે.
- ૧૪ હદીસોમાં ચારેય ખલિફાઓનો ઝિક્ર છે.
- ૧૬ હદીસોમાં ચારેય ખલિફાઓની સાથે બીજા સહાબાએ કિરામ (રદિ.) પણ ફઝાઈલમાં શરીક છે.

આમ બધું મળીને ૩૧૬ હદીસોમાં હઝરત અબૂબક્ર (રદિ.)નું મુબારક નામ ફઝાઈલમાં મોજૂદ છે.[૧]

નમૂના પૂરતી થોડીક હદીસો નીચે લખી છે:

આપની શાનમાં નબીયે કરીમ (સલ.)એ ફરમાવ્યું છે:

'મા સબ્બલ્લાહો ફી સદ્રી સયઅલ
લા સબબતોહુ ફિ સદ્રી અબી બક્ર'

'અલ્લાહ તઆલાએ કોઈ ચીઝ મારા સીનામાં (એવી) નથી નાંખી કે જે મેં અબૂબક્રના સીનામાં ન નાખી દીધી.'

□

● ૧ 'મશાઈખે નકશબંદિયા' : પા. ૧૪ [મ. મુસ્તફા આઝમી]

બીજી જગાએ ઈરશાદે નબવી (સલ.) છે:

'ઉમર (રદિ.)ની તમામ ઉમરની નેકીઓ કરતાં અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની એક નેકી બેહતર છે!'

□

વળી ઈરશાદ ફરમાવ્યો છે કે:

'તમામ ઉમ્મતનું ઈમાન એક પલ્લામાં મૂકવામાં આવે અને અબૂબક્ર (રદિ.)નું ઈમાન બીજા પલ્લામાં મૂકવામાં આવે તો ભારી થશે ઈમાન અબૂબક્ર (રદિ.)નું.'

□

હઝરત સરવરે કાએનાત (અલ.)એ ફરમાવ્યું છે:

'મેં સૌના એહસાનોનો બદલો ચૂકવી દીધો છે; પરંતુ અબૂબક્ર (રદિ.) બાકી છે. કિયામતના દિવસે અલ્લાહપાક એનો અજર આપશે. અબૂબક્રથી વધારે મારી ઝાત પર કોઈનો એહસાન નથી. અબૂબક્રે પોતાની જાનથી વધારે ગમખ્વારી કરી, માલ અર્પણ કર્યો, પોતાની સાહબઝાદી જોડે નિકાહ કરાવ્યા. જો મારા દિલમાં સિવાય મોહબ્બતે ખુદાના ગુંજાઈશ હોત તો હું મોહબ્બત રાખતે અબૂબક્રની.'

'હે સહાબાઓ! તમારા પર અબૂબક્રને (જે) સરસાઈ (છે તે) વિપુલ નવાફિલ, યા તિલાવતે કુરઆન, યા રાત્રિ જાગરણ, યા માલ ખર્ચ કરવાના કારણે નથી બલ્કે અલ્લાહે અબૂબક્રના દિલમાં પોતાની મોહબ્બત એવી આપી છે કે જેનાથી એમને સરસાઈ છે.'

□

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું:

'ખૈરની ત્રણસો ખસલતો છે. જ્યારે ખુદાવંદ તઆલા કોઈ બંદાની સાથે નેકીનો ઈરાદો કરે છે તો એમાંથી કોઈ ખસલત એને આપે છે. અને તે એ ખસલતના જ સબબથી (તેને) જન્નતમાં દાખલ કરશે.'

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ અર્ઝ કરી:

'યા રસૂલલ્લાહ (સલ.)! એમાંની કોઇ ખસલત મારા પણ છે કે નહિ?'

ફરમાવ્યું : 'તમારામાં સર્વે (ખસલતો) છે!'

□

## મુબારક ઈરશાદાત

આપ (રદિ.) એક વખતે બાગમાં તશરીફ લઇ ગયા. ત્યાં એક પક્ષીને વૃક્ષની છાયામાં બેઠેલું જોઇને ઠંડી આહ ભરી અને ફરમાવ્યું :

'હે પક્ષી તને મુબારક હો! તું ઝાડના ફળ ખાય છે, છાયામાં બેસે છે અને હિસાબ–કિતાબ વગર કિયામતમાં નજાત પામશે. કાશ! અબૂબક્ર પણ તારા જેવો હોત!'

□

ઘણીવાર ફરમાવતા :

'કાશ! હું કોઈ મુસલમાન બંદાના સંગાથમાં એનો વાળ બનીને રહેતે!'

ક્યારેક ફરમાવતા :

'કાશ! હું ઝાડ હોત, અને મને કાપવામાં આવતે અને પછી ખાય લેવામાં આવતે!'

વળી ક્યારેક ફરમાવતા :

'હું ઘાસ હોત, જેને જાનવરો ચરી જતે!'

□

કોઈ આપની તારીફ કરતું તો ફરમાવતા!

'હે અલ્લાહ! તું મારા કરતાં વધારે મારો હાલ જાણે છે અને હું મારો હાલ આ પ્રશંસકના કરતાં વધારે જાણું છું!

હે અલ્લાહ! મને એની ધારણાથી સારો બનાવી દે અને મારી જે બૂરાઈને એ જાણતો નથી તેને માફ કરી દે, અને એના કહેવાથી મારી પકડ કરીશ નહિ.'

□

'જે શખ્સ અલ્લાહની મુહબ્બતની મઝા ચાખી લે છે, પછી તેને દુનિયાની તલબની ફુરસદ નથી મળતી. ઈન્સાનોથી એને વહશત (ગભરામણુ) થાય છે.'

□

એક વખતે એક શિકાર આપની સમક્ષ લાવવામાં આવ્યો તો ફરમાવ્યું કે:

'જ્યારે કોઈ શિકાર મારવામાં આવે છે, યા કોઈ ઝાડ કાપવામાં આવે છે તો એનું કારણુ એજ હોય છે કે તેણે અલ્લાહની તસ્બીહ છોડી દીધી !'

□

'મારા હબીબ (સલ.)એ મને હુકમ આપેલો છે કે કોઈ પણુ ઈન્સાનથી કંઈ પણુ માંગવું નહિ.'

□

ક્યારેક ખુત્બામાં ઈન્સાનની પૈદાઈશનું વર્ણન કરતાં ફરમાવતા કે:

'ઈન્સાન બે વખત નજાસત (ગંદકી)ના સ્થાનેથી નીકળ્યો છે. (યાને એક વખતે પિતાની શર્મગાહમાંથી અને એક વખત માતાની શર્મગાહમાંથી)

□

'હે લોકો ! ખુદાના ખોફથી રડો ! જો રડવું ન આવે તો રડવાની સૂરત બનાવો !'

□

એક દિવસે પોતાના ખુત્બામાં ફરમાવ્યું કે:

'તે હસીન ક્યાં ગયાં જેમના ચેહરા ખૂબસૂરત હતા !
તે યુવાનો ક્યાં છે જેમને પોતાની જવાની પર ગર્વ હતો !
તે બાદશાહો ક્યાં ગયા જેમણે શહેરો વસાવ્યા હતા !
તે બહાદુરો ક્યાં ગયા જેઓ જંગના મેદાનમાં હમેશાં વિજેતા થતા હતા !

મોતે તેઓને હલાક કરી નાખ્યા!
તેઓ કબરના અંધારામાં પડેલાં છે!'

□

'ખબરદાર! કોઈ શખ્સ કોઈ મુસલમાનને હકીર (તુચ્છ) ન સમજે કારણ કે નાના દરજ્જાનો મુસલમાન પણ અલ્લાહની નઝદીક મોટો છે.'

□

'મેં બુઝુર્ગીને તકવા (પરહેઝગારી)માં જોઈ,
તવંગરીને યકીન (આસ્થા)માં જોઈ અને
ઈઝ્ઝતને તવાઝોઅ (વિનમ્રતા)માં જોઈ.'

□

ઘણીવાર દુઆ માગ્યા કરતા હતા કે!

'યા અલ્લાહ!
મને હક દર્શાવ અને હકની પૈરવીની તૌફિક આપ!
મને બાતિલની ઓળખ આપ અને એનાથી બચવાની તૌફિક આપ!
હક અને બાતિલને મારા પર શંકાસ્પદ ન બનાવ!
મને નફસની ઇચ્છાઓને તાબે ન કર!'

□

સૌથી મોટી સમજદારી તકવો (પરહેઝગારી) છે,
સૌથી મોટી મૂર્ખાઈ નકામાં કામો છે,
સૌથી વધીને સચ્ચાઈ અમાનત છે અને
સૌથી વધીને જુઠાણું ખયાનત છે.

□

'જ્યારે આદમી દુનિયાની શોભામાંથી કોઈ શોભાની ચીઝ પર ઈતરાવા માંડે છે તો અલ્લાહ તઆલા તેનાથી ત્યાં સુધી નારાઝ રહે છે જ્યાં સુધી તે આ શોભાની ચીઝથી બિલકુલ અલગ ન થઈ જાય.'

□

'જે શરીર હરામ ખાણાથી પરવરિશ પામે છે, જહન્નમ એના માટે સર્વોત્તમ રહેઠાણ છે.'

□

હઝરત સલમાન ફારસી (રદિ.) આપની અયાદત (ખબર-અંતર પૂછવા) માટે તશરીફ લાવ્યા અને કહ્યું:

'હે અબૂબક્ર (રદિ.) મને કંઈક વસીયત કરો!'

આપે ફરમાવ્યું:

'ખુદા તમારા માટે દુનિયા ફતેહ કરનાર છે. તેમાંથી જરૂરત પૂરતું લેજો. યાદ રાખો! જે કોઈ સવારની નમાઝ અદા કરે છે તે અલ્લાહ તઆલાની જામીનગીરીમાં જાય છે. એવું ના કરતા કે અલ્લાહ તઆલાથી વચનભંગ કરો. અને એ વચનભંગ તમને ઊંધા મોંએ દોઝખમાં નાંખી દે.'

□

'જે શખ્સ દાખલ થયો કબરમાં ભાથા વિના, જાણે સવાર થયો દરિયા પર કિશ્તી વિના.'
(ભાથાથી મુરાદ નેક અઅમાલ છે.)

□

'જેની ફાસિદ થઈ ઝબાન, રડે છે તેના પર જિન્નાત અને જાનવરો;

જેનું ખરાબ થયું દિલ, રડે છે તેના પર ફરિશ્તાઓ.'

□

'ત્રણ ચીઝો એવી છે, જે ત્રણ ચીઝો વડે પ્રાપ્ત થતી નથી:
દોલતમંદી ખ્વાહીશોથી,

જુવાની ખિઝાબથી. (સફેદ વાળોને રંગીને કાળા કરવાથી);
અને તંદુરસ્તી દવાઓથી.'

□

'પસંદ છે મને દુનિયાની ત્રણ ચીઝો:
જોતો રહું રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક ચેહરા તરફ;

ખર્ચ કરું પોતાનો માલ રસૂલુલ્લાહ (સલ.) પર; અને મારી બેટી રસૂલુલ્લાહ (સલ.)ની બીબી રહે.'



અંધકાર પાંચ છે અને એના ચિરાગ પાંચ છે;

દુનિયાની મુહબ્બત અંધકાર છે અને એનો ચિરાગ પરહેઝ-ગારી છે;

ગુનાહ અંધકાર છે અને એનો ચિરાગ તોબા છે;

કબર અંધકાર છે અને એનો ચિરાગ કલમએ 'લા ઈલાહ ઈલ્લલ્લાહો મુહમ્મદુર્રસૂલુલ્લાહ' છે;

આખિરત અંધકાર છે અને એનો ચિરાગ અમલ છે;

પુલસિરાત અંધકાર છે અને એનો ચિરાગ યકીન છે.



આઠ ચીઝો શોભા છે આઠ ચીઝોની:
પરહેઝગારી શોભા છે ફકીરીની;
શુક્ર શોભા છે નેઅમતની;
સબ્ર શોભા છે મુસીબતની;
સહનશીલતા શોભા છે ઈલ્મની;
વિનમ્રતા શોભા છે શીખનારા (વિદ્યાર્થી)ની;
રુદનની વિપુલતા શોભા છે ખૌફની;
એહસાન ન જતાવવું શોભા છે એહસાનની; અને
નિયાઝ (આજીઝી) કરવી શોભા છે નમાઝની.



# હઝરત સલમાન ફારસી

## રદ્દિયલ્લાહુ અન્હુ

□

પાક કર દે મેરે દિલકો
હર ખતાઓ ઐબસે,
કુમ્મલે અસ્હાબે સલમાં
બા ખુદા કે વાસ્તે.

□

હઝરત ઉમર (રદિ.)નો ખિલાફત કાળ છે. ઈરાનમાં ઈસ્લામી શાસન સ્થપાઈ ચૂકયું છે. ઈરાનના પાટનગર મદાઈનના બજારમાં એક શખ્સ ઘાસનો ભારો ખરીદીને એને ઘરે ઉપાડી જવા માટે મજૂરની શોધમાં આમ તેમ નજર દોડાવી રહ્યો છે. તેની નજર થોડે દૂર બિલકુલ સામૂલી કપડાં પહેરી ઊભેલા એક માણસ પર પડી. પેલાએ હાક મારી :

'હે મજૂર! અહીં આવ! ચાલ આ ઘાસનો ભારો મારા ઘરે ઉપાડી લે!'

પેલા માણસે નજીક આવી ઘાસનો ભારો માથે ઉપાડી લીધો અને તે શખ્સની સાથે ચાલવા માંડયો. રસ્તામાં કેટલાંક શહેરીજનો દોડી આવ્યા અને અત્યંત વિનમ્રતાપૂર્વક આગ્રહ કરવા લાગ્યા :

'અરે આપ આ શું કરી રહ્યા છો! લાવો ભારો અમને આપો અમે ઉપાડી લઈએ!'

ઘાસ ખરીદનાર શખ્સને નવાઈ લાગી. તેણે એકને પૂછયું :

'તમે શાને આટલો આગ્રહ કરો છો? એ કોણ છે?'

પેલા માણસે નવાઈથી તેની તરફ જોઈને ઉત્તર આપ્યો :

'તમે આ શહેરમાં નવા લાગો છો! તમે ઓળખતા નથી? એ આપણા શહેરના હાકિમ (ગવર્નર) છે!'

પેલા માણસને પોતાની ભૂલ સમજાઈ. તે કરગરવા લાગ્યો :

'સાહેબ, મને માફ કરો. મારી ભૂલ થઈ. મેં આપને ઓળખ્યા નહિ. લાવો ઘાસનો ભારો મને આપી દો. હું કોઈક મજૂર જોડે ઘરે લઈ જાઉં.'

આપે ભારો માથેથી ઉતાર્યા વિના જવાબ આપ્યો :

'મેં આ કામ અલ્લાહના માટે કર્યું છે. જ્યાં સુધી એને આપના ઘરે પહોંચાડી દઈશ નહિ ત્યાં સુધી એને માથેથી ઉતારીશ નહિ.'

અને ખરેખર આપે એ ઘાસનો ભારો પેલા શખ્સના ઘરે પહોંચ્યા પછી જ માથેથી ઉતાર્યો. આ ઘટનાથી ઘાસ ખરીદનાર માણસ શરમથી પાણી પાણી થઈ ગયો.

એ ગવર્નર કોણ હતા?

એ હતા રસૂલુલ્લાહ (સલ.)ના મહાન સહાબી હઝરત સલમાન ફારસી (રદિ.).

□

## ઈસ્લામ સ્વીકાર

રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ હિજરત કરીને મદીના પધાર્યા તો પ્રથમ થોડા દિવસ આપે કુબામાં થોભીને આરામ ફરમાવ્યો હતો. એ દરમ્યાન ફારસ (ઈરાન)ના વતની સલમાન આપની સેવામાં આવ્યા અને બાદમાં મુસલમાન બની ગયા.

એ ઈરાન દેશના વતની હતા. સત્યની શોધમાં મા-બાપ, ઘરબાર, વૈભવ-વિલાસને લાત મારીને વતનથી નીકળી પડ્યા હતા. ધૂનના પાકા હતા. સ્વભાવે પરાક્રમી અને સાહસવીર હતા. પ્રવાસની પારાવાર યાતનાઓ વેઠતાં, ઝમાનાની બેશુમાર લીલી-સૂકીઓ જોતાં અંતે મદીના પહોંચવામાં સફળ થયા.

એની વિગતો દિલચસ્પ અને બોધપ્રદ હોવા ઉપરાંત ભારે રોમાંચકારી અને હેરતઅંગેઝ છે. ખુદ હઝરત સલમાન ફારસીએ મુસલમાન બનવા બાદ રસૂલે પાક સલલાહુ અલૈહિ વસલ્લમને પોતાની આ આત્મકથા કહી સંભળાવી છે.

### આત્મકથા

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, સલમાન ફારસીએ પોતાની આત્મકથા વર્ણવતા અમને કહ્યું :

> 'હું ઈરાન દેશનો વતની છું. ઈસ્ફહાન પ્રાંતમાં જેઅ નામનું એક નાનકડું સુંદર ગામ છે. એ જ ગામમાં મારો જન્મ થયો. માબાપે લાડકોડથી મારું લાલન પાલન કર્યું. મારા પિતાનું નામ બૂઝખશાન છે. તેઓ ગામના પટેલ

અને બહુ મોટા ખેડૂત હતા. અમે પારસી (જરથોસ્તી) ધર્મ પાળતા હતા. આગને ખુદા માનીને તેની બંદગી કરતા હતા.

પિતાનો હું લાડકવાયો હતો. તેઓ મને બહુ ચાહતા હતા. પોતાની નજરથી કદી મને અળગો થવા દેતા ન હતા. કુંવારી કન્યાઓ પેઠે મારા પર ચાંપતી નજર રાખતા હતા. હું ઘરમાંથી બહાર નીકળું તે તેમને પસંદ ન હતું. આ રીતે હું હર વખત ઘરમાં જ ગોંધાઈ રહેતો.

## આગના પૂજારી

અમારા ઘરમાં એક અગ્નિકુંડ હતો. રાત દિવસ એમાં આગ બળ્યા કરતી હતી. આગ બાળવી એ જ અમારી પૂજા હતી. હું પણ રાત દિવસ એ જ ઈબાદતમાં લાગેલો રહેતો.

એક દિવસે અમારા ઘરમાં સમારકામ ચાલતું હતું. મજૂરો તેમાં રોકાયેલા હતા. મારા પિતાથી ખેતરે જવાય એમ ન હતું. તેમણે મને ખેતરના કામની બધી સમજણ પાડી અને મને ખેતરે મોકલ્યો. હું ખેતર તરફ ઉપડ્યો.

ઘરમાંથી બહાર નીકળવાનો બહુ ઓછો પ્રસંગ મળતો હતો તેથી આજે મારા આનંદનો પાર ન હતો. ખુશીઓની લાગણીથી ઝુમતો ને દરેક વસ્તુને ધ્યાનથી જોતો હું મારો રસ્તો કાપતો હતો.

## ખ્રિસ્તીઓના દેવળમાં

આગળ જતાં એક સુંદર ઈમારત પર મારી નજર પડી. એ ખ્રિસ્તીઓનું એક દેવળ હતું. હું નજીક ગયો. અંદરથી કોઈના ગાવાનો સ્વર સંભળાયો. હું કાન માંડીને ત્યાં જ ઊભો રહી ગયો. ઘણાં માણસો સાથે મળીને કંઈક ગાઈ રહ્યા હતા. તેઓનો અવાજ બહુ દિલકશ અને મધુરો હતો.

હું દેવળમાં દાખલ થયો. શું જોઉં છું કે, નૂરાની ચહેરાવાળા કેટલાક લોકો સફ બાંધીને ઉભેલા છે ને કોઈ અણદેખ્યા ખુદાના ગુણગાન ગાઈ રહ્યા છે. તેઓની ઈબાદતનો આ તરીકો

મને ગમી ગયો. તેઓના ગીતનો દિલકશ સ્વર મારા દિલની આરપાર નીકળી ગયો.

આ તેઓની નમાઝ હતી. હું તેઓની નમાઝનું આ દૃશ્ય જોવામાં એવો તલ્લીન બની ગયો કે, ખેતરે જવાનું ને જલ્દી ઘેર પાછાં ફરવાનું પણ ભૂલી ગયો. જ્યારે તેઓની નમાઝ પૂરી થઈ ત્યારે મેં કહ્યું,

'મને તમારો ધર્મ ગમી ગયો છે. ખાસ કરીને બંદગી કરવાની તમારી આ રીત મને બહુ પસંદ પડી છે. બતાવો તમારા ધર્મનું મુખ્ય મથક ક્યાં છે?'

મારી વાતથી તેઓ બહુ ખુશ થયા. એક પાદરી બોલ્યો,

'અમારા ધર્મનું મુખ્ય મથક સીરીયામાં છે. ત્યાં જ અમારા વડા પાદરીઓ રહે છે.'

### પિતાએ કોઠડીમાં પૂરી દીધો

સૂરજ આથમી ગયો હતો. ચારે તરફ અંધારું છવાઈ ગયું હતું. તેઓ સાથે થોડી વાર વાતચીત કરીને હું ઘર તરફ ઉપડયો. પિતાજી મારી ચિંતામાં બેચેનીથી આંટા મારતા હતા. મારી શોધમાં તેમણે ચોતરફ માણસોને દોડાવી દીધા હતા.

હું ઘરમાં દાખલ થયો. પિતાજીએ દોડીને મને કોટે વળગાવી લીધો. પછી પ્રેમથી પૂછ્યું,

'બેટા! તમે ક્યાં હતા? મેં તમને કહ્યું ન હતું કે સાંજ પહેલાં આવી લાગજો!!'

હું તો આજે કોઈ અનેરી જ ધૂનમાં હતો. મેં કહ્યું,

'પિતાજી! ખેતરને રસ્તે ખ્રિસ્તીઓનું દેવળ છે ત્યાંથી પસાર થતાં ગાવાનો અવાજ આવ્યો. હું ત્યાં થોભી ગયો. ગાયનનો અવાજ બહુ પ્યારો ને દિલકશ હતો. હું બેધડક અંદર ચાલ્યો ગયો. કેટલાક નૂરાની ચહેરાવાળા લોકો ઊભા ઊભા નમાઝ પઢતા હતા. આ દૃશ્ય જોવામાં હું એવો તલ્લીન

બની ગયો છે, ખેતરના કામકાજનું પણ મને ભાન નહિ રહ્યું. સૂરજ ડૂબી ગયો ને અંધારું છવાઈ ગયું ત્યારે મને હોશ આવ્યા : મારા આત્માએ પુકાર પાડી છે, એજ ધર્મ સાચો છે. આપણો ધર્મ ખોટો છે.'

પિતાજીએ કહ્યું,

'ખબરદાર બેટા! આમ બોલવું નહિ. અગ્નિ દેવતા સાંભળી લેશે તો તને જહન્નમની આગમાં નાખી દેશે! ધર્મ તો આપણો જ સાચો છે. ખ્રિસ્તીઓના ધર્મમાં શું ધર્યું છે. એ તો સાવ ખોટો ધર્મ છે.

મેં જુસ્સાથી કહ્યું,

'પિતાજી! આપણો ધર્મ સાચો કેવી રીતે હોઈ શકે! આપણા ધર્મમાં આગની પૂજા થાય છે! આગને આપણે પોતાના હાથે સળગાવીએ છીએ. એ ખુદા કેવી રીતે હોઈ શકે?! ધર્મ તો મને ખ્રિસ્તીઓનો જ સાચો લાગે છે. માત્ર એક ખુદાની બંદગી. અણદેખ્યા ખુદાની નમાઝ. એવો ખુદા જેણે આખા જગતનું સર્જન કર્યું. જેનો કોઈ ભાગીદાર નથી. મારો આત્મા આગને ખુદા માનવાનો ઈન્કાર કરે છે. હવે હું આગની પૂજા નહિ કરું. બસ અણદેખ્યા ખુદાની બંદગી કરીશ. તેની મહાનતાનાં ગીતો લલકારીશ. પાક પરવરદિગારના સોગંદ ખ્રિસ્તીઓનો ધર્મ આપણા ધર્મથી ઉત્તમ છે.'

□

ધર્મ વિરુદ્ધ બળવાના વિચારો જાણીને પિતાજી બહુ નારાજ થયા. તેમણે મારા પગોમાં બેડીઓ પહેરાવીને મને ઘરની એક કોઠડીમાં પુરી દીધો.

## સીરીયા પહોંચ્યો

હું શાંતિ અને ધીરજથી અલ્લાહના ભરોસે કોઠડીમાં પુરાઈને પોતાના દિવસો વિતાવવા લાગ્યો. મારી રૂહ પાંજરામાં પુરાએલા પંખી પેઠે બેચેન હતી. ઊડીને ખ્રિસ્તીઓ પાસે જવા માટે પાંખો

ફફડાવતી હતી! મેં ભારે સાવચેતીથી ઘરના એક નોકરને પોતાનો રાઝદાર બનાવી લીધો. એ મારો વફાદાર માણસ સાબિત થયો. મેં એના મારફતે દેવળના ખ્રિસ્તીઓને સંદેશો મોકલાવ્યો કે, સીરીયાથી વેપારીઓનો કાફલો આવે તો છૂપી રીતે મને તેના સમાચાર આપવા!

થોડા જ દિવસો બાદ સીરીયાનો કાફલો ઈસ્ફહાન આવ્યો. ખ્રિસ્તીઓએ મને જાણ કરી. મેં પોતાના છૂટકારા માટે અગાઉથી જ બધું ગોઠવી રાખ્યું હતું. પ્રવાસની બધી તૈયારીઓ સંપૂર્ણ કરી લીધી હતી. યોજના મુજબ પૂરી સાવચેતી અને સાવધાનીથી મેં મારી બેડીઓ કપાવી નાખી. રાતના અંધારામાં ચુપચાપ ઘરમાંથી નીકળ્યો ને લપાતો છુપાતો કાફલાવાળાઓને જઈ મળ્યો.

આ કાફલો સીરીયા તરફ જતો હતો. હું એમાં શામિલ થઈ ગયો. સત્યની શોધમાં આ મારો પ્રથમ પ્રવાસ હતો. ઘરબાર, માબાપ, ભાઈબહેન, એશઆરામ અને વતન દરેક વસ્તુને છોડીને હું જતો હતો. પરંતુ મને એનો કશો ગમ ન હતો. સાચા ખુદા સુધી પહોંચી જવાની મને ધૂન લાગી હતી. મંઝીલો પર મંઝીલો વટાવતાં થોડા જ દિવસોમાં સીરીયાની ધરતી પર અમે પગ મૂક્યો.

## પાદરીના વેશમાં શેતાન

મેં લોકોને પૂછ્યું,

'ખ્રિસ્તીઓનો સૌથી વડો પાદરી કોણ છે?'

તેઓએ કહ્યું કે,

'ફલાણા દેવળમાં આ નામનો જે પાદરી રહે છે તે જ અહીંનો સૌથી મોટો પાદરી છે.'

આ સાંભળતાં જ હું ત્યાંથી ચાલી નીકળ્યો. દેવળ આવતાં સીધો બેધડક દેવળની અંદર ચાલ્યો ગયો. શું જોઉં છું કે, લાંબી દાઢીવાળા નૂરાની ચહેરાવાળા એક ધર્માત્મા ત્યાં બેઠેલા છે. કેટલાંક બીજા લોકો પણ તેમની સાથે બેઠેલાં છે. હું પણ સલામ કરીને ત્યાં બેસી ગયો. મારા દિલમાં કશો ડર ન હતો.

અદબપૂર્વક મેં કહ્યું,

'મહાત્માજી! હું ઈરાન દેશમાં આવેલા ઈસ્ફહાન પ્રાંતનો વતની છું. મને આપનો ધર્મ બહુ પસંદ પડયો છે. એના જ ખાતર માબાપ અને વતનનો ત્યાગ કરીને અહીં આવ્યો છું. ચાહું છું કે, આપની સેવામાં રહું. આપના ધર્મની વાતો શીખું. આપની સાથે નમાઝ પઢું. એક ખુદાની બંદગી કરીને પોતાના દિલ અને આત્માને શાંતિ આપું !'

□

પાદરી સાહેબ મારી વાતોથી બહુ ખુશ થયા. તેમણે રાજી-ખુશીથી મને દેવળમાં રહેવાની પરવાનગી આપી દીધી. મારા આનંદનો પાર નહિ રહ્યો. હું મનની શાંતિ સાથે દેવળમાં રહેવા લાગ્યો. રાત દિવસ અણદેખ્યા ખુદાની ઈબાદત કરતો. નમાઝ પઢતો, પાદરીની સેવા કરતો ને ધર્મની વાતો શીખતો.

પરંતુ થોડા જ દિવસોમાં મને ખબર પડી ગઈ કે, આ પાદરી સારો માણસ નથી. બડો મક્કાર અને લુચ્ચો છે. દુનિયાનો લોભી ને પૈસાનો પૂજારી છે. લોકોને દાન ખૈરાતની પ્રેરણા આપતો ને પોતે બધું હજમ કરી જતો. આ રીતે દોલત ભેગી કરતાં કરતાં તેણે સાત મોટાં મોટાં માટલાં સોના ચાંદીના ભરી લીધાં હતાં. મારા દિલમાં એના પ્રત્યે ધિક્કારની લાગણી ઉત્પન્ન થઈ ગઈ. પણ મેં મારા કામ સાથે કામ રાખ્યું. એની કરણી એની સાથે.

દિવસો પસાર થતાં રહ્યા ને આ મક્કાર પાદરી તરફ મારી નફરત વધતી રહી. છેવટે એની જિંદગીના દિવસો પૂરા થયા ને મરી ગયો. લોકોએ એક નવા પાદરીની દેવળમાં નિમણુક કરી.

## નવો પાદરી

આ પાદરી બહુ નેક અને સદાચારી હતો. ખુદાએ વાહિદનો સાચો પૂજારી હતો. રાત દિવસ અલ્લાહની ઈબાદતમાં લાગેલો રહેતો. દરેક કામ પૂરી પાબંદી સાથે કરતો. મેં આજ સુધી આવો નેક અને શરીઅતનો પાબંદ ઈન્સાન જોયો ન હતો. હું

તેના પાકસાફ જીવન અને નિખાલસ ધર્મપાલનથી બહુ જ પ્રભાવિત થયો. તેની મુલાકાત મારા દિલમાં ઘર કરી ગઈ, રાત-દિન પડછાયા પેઠે તેની સાથે લાગેલો રહેતો. દિલોજાનથી તેની સેવા કરતો. તેની પાસેથી ધર્મની વાતો શીખતો.

અફસોસ કે વધુ સેવા કરવાનો ને તેના જીવનથી લાભ લેવાનો મને પ્રસંગ નહિ મળ્યો. તેનો સમય પણ પૂરો થઈ ગયો હતો. મને થયું કે, હવે તે આ દુનિયમાં થોડાક જ કલાકોનો મેહમાન છે. હું દુઃખી દિલે તેની સેવામાં ગયો ને રડતા સ્વરે બોલ્યો,

'ગુરુજી! દુનિયામાં કોઈ રહ્યું નથી ને સદા રહેવાનું નથી. આપ મારા ગુરુ છો. મેં આપની પાસેથી ઘણું શીખ્યું છે. આપનો વિયોગ મારા માટે અતિ વસમો થઈ પડશે. હવે મને બતાવો કે, આપના બાદ મારે ક્યાં જવું ને શું કરવું? દીનનો ઈલ્મ હાસિલ કરવાની તરસ કોની સેવામાં જઈને બુઝાવું?'

વૃદ્ધ પાદરીએ નિસાસો નાખતા કહ્યું,

'બેટા! હું હેરાન છું કે, તમને શું વસિયત કરું ને કોની સેવામાં મોકલાવું! નેક લોકો દુનિયાથી ઊઠતાં જઈ રહ્યાં છે. ખુદાના સાચા પૂજારી, ને ધર્મના સાચા અનુયાયી બહુ જ ઓછા રહી ગયા છે. હઝરત ઈસા (અલે.)ના આકાશી ધર્મમાં લોકોએ નવી નવી વાતો ઉમેરી દીધી છે. આમ છતાં અલ્લાહના નેક બંદા દુનિયાથી મટી ગયા નથી. મૂસિલ શહેરમાં અલ્લાહનો એક બંદા રહે છે. તે ખુદાનો સાચો પૂજારી છે. મૂળ આકાશી ધર્મ પર ચાલનારો છે. મારા મરણ બાદ તમે તેની સેવામાં રહીને ધર્મની વાતો શીખજો!'

## મૂસિલ શહેરના પાદરીની સેવામાં

મારા આ મુરબ્બી નેકદિલ પાદરીના અવસાન પછી હું મૂસિલ શહેર તરફ ઉપડ્યો. તેમણે બતાવેલા નવા પાદરીની

મુલાકાત લીધી ને મારી પૂરી કથા મેં તેને સંભળાવી. મારી કથા સાંભળીને તેમની આંખોમાંથી દડ દડ આંસુ વહેવા લાગ્યાં.

મૂસિલના આ પાદરી સાહેબ પણ એક ખુદા રસીદા બુઝુર્ગ હતા. બહુ પાકબાઝ ને પરહેઝગાર હતા. હું દિલોજાનથી તેમની સેવામાં લાગી ગયો ને દીનની વાતો શીખવા લાગ્યો. તેમણે બહુ પ્યાર અને સ્નેહથી મને કેળવવા માંડયો. પરંતુ અફસોસ કે, તેમના જીવનનો જામ પણ છલકાઈ ગયો. ટૂંક મુદતમાં તેમની અંતિમ પળો પણ આવી લાગી.

જ્યારે તેમની દશા વધુ બગડી ગઈ ને મને થયું કે, આ એમનો આખરી વખત છે તો હું આંસુભીની આંખે તેમની સેવામાં ગયો ને દર્દભર્યા સ્વરે બોલ્યો,

> 'મહાત્મા ! મને કંઈ વસિયત કરો ને ફરમાવો કે, આપના બાદ મારે કયાં જવું ને શું કરવું ?'

મારી વાત સાંભળીને તેમનું હૈયું ભરાઈ આવ્યું. એક પળ માટે તેઓ ખામોશ રહ્યા ને પછી મસ્તક ઉપાડીને કરુણ સ્વરે બોલ્યા,

> 'બેટા ! હેરાન છું કે, તમને શું સલાહ આપું ? દુનિયામાં ચારે કોર ગુમરાહીનો અંધકાર ફેલાયેલો છે. હઝરત ઈસાએ આણેલા આકાશી ધર્મ પર ચાલનારા બહુ જ ઓછા લોકો રહી ગયા છે. અલબત્ત નસીબૈન શહેરમાં એક ખુદા રસીદા બુઝુર્ગ રહે છે. તેઓ ખુદાના સાચા પૂજારી ને મૂળ આકાશી ધર્મના અનુયાયી છે. બની શકે તો ત્યાં જશો ને તેમની સેવામાં રહીને ખુદાએ વહદહુ લાશરીકની બંદગી કરજો !'

## નસીબૈનના પાદરીની સેવામાં

એમના અવસાન પછી મેં નસીબૈનનો રસ્તો લીધો. પ્રવાસની મંઝિલો વટાવતો જલ્દી ત્યાં પહોંચી ગયો. મેં મારી પૂરી આત્મકથા તેમને સંભળાવી દીધી. તેઓ બહુ ખુશ થયા ને રાજીખુશી-

થી મને પોતાની પાસે રહેવાની પરવાનગી આપી દીધી. આ બુઝુર્ગ પણ ખરેખર બહુ પહોંચેલા હતા. હું મારી આ ખુશનસીબી પર અલ્લાહનો આભાર માનતો આ મહાત્માની સેવામાં રહેવા લાગ્યો.

પરંતુ થોડા જ દિવસો બાદ એમના મૃત્યુનો સંદેશો પણ આવી લાગ્યો. બહુ મોટી ઉંમરના બુઝુર્ગ હતા. હાલત વધુ બગડી ગઈ. હું ધડકતા દિલે ને રડતી આંખે તેમના ચરણોમાં બેસી ગયો.

મેં કહ્યું,

'મહાત્મા! કુદરતના ખેલ ન્યારા છે. તેના ભેદને કોણ પામી શક્યું છે! ઈરાનથી રખડતો રઝળતો સીરીયા પહોંચ્યો. ત્યાંથી મૂસિલ ગયો ને પછી આપની સેવામાં નસીબૈન આવ્યો. હવે આપ પણ અમને રડતા છોડીને ખુદાના દરબારમાં સીધાવવાની તૈયારી કરી રહ્યા છો. કૃપા કરીને મને વસિયત ફરમાવો કે, આપના અવસાન પછી મારે ક્યાં જવું ને કોની સેવામાં રહીને ધર્મની વાતો શીખવી?'

તેમણે રડતાં રડતાં કહ્યું,

'બેટા! દુનિયામાં ગુમરાહીનો અંધકાર ફેલાઈ રહ્યો છે. લોકો મઝહબથી દૂર થઈ ગયા છે. ખુદાને છોડીને શૈતાનની તાબેદારી કરી રહ્યા છે. આકાશી ધર્મ તેના મૂળ સ્વરૂપે બાકી રહ્યો નથી. હઝરત ઈસાને માનનારા તો ઘણાં છે પણ તેમના પગલે ચાલનારા દેખાતા નથી. મારી જાણ મુજબ દુનિયામાં એક જ શખ્સ એવો છે જે આકાશી ધર્મનો સાચો અનુયાયી છે. એ મહાત્મા રોમ દેશના "ઉમૂરિયા" શહેરમાં રહે છે. તમારાથી બની શકે તો તેમના દર્શનથી પાવન થજો ને તેમની સેવામાં રહેજો!'

## રોમના પાદરીની સેવામાં

આ પાદરીના અવસાન પછી હું વિના વિલંબે રોમ તરફ ઉપડ્યો. સતત પ્રવાસ ખેડતો ને મંઝિલો વટાવતો હું રોમ

પહોંચી ગયો. ઉમુરિયા પહોંચી હું ધડકતા દિલે સીધો દેવળમાં દાખલ થઈ ગયો. એક નૂરાની ચહેરાના બુઝુર્ગ કેટલાક માણસો સાથે ત્યાં બેઠેલા હતા. હું સલામ કરીને અદબથી એક તરફ બેસી ગયો.

બુઝુર્ગે પ્યાર અને મીઠાશથી પૂછ્યું,
'બેટા! ક્યાંથી આવો છો?'

મેં મારી પૂરી કથા પ્રથમથી છેવટ સુધી સંભળાવી દીધી. આ રોમાંચકારી અને સાહસથી ભરપૂર કથા સાંભળીને તેઓ દંગ થઈ ગયા. મારી હિંમતની દાદ આપતાં તેઓ કહેવા લાગ્યા,

'બેટા! તમે ખરા ધર્મપ્રેમી છો. દીન ખાતર તમે અનેક તકલીફો વેઠી છે. બહુ મોટા ભોગ આપ્યો છે. હું તમને ખરા દિલથી આવકાર આપું છું. તમને રાજી ખુશીથી અહીં રહેવાની પરવાનગી આપું છું.'

ખરેખર આ બુઝુર્ગ બહુ મોટા મહાત્મા હતા. રાત દિવસ અલ્લાહની યાદમાં મશગૂલ રહેતા હતા. એમની ઈબાદતો અને દુઆઓમાં એટલું દર્દ, એટલું આકર્ષણ હતું કે, દિલ અનાયાસે તેમના તરફ ખેંચાતું હતું. એમનો નૂરાની ચહેરો જોઈને જ ખુદા યાદ આવતો હતો. મારા ઉપર એમણે માયા અને પ્યારનો ધોધ વહાવી મૂક્યો. રાતની ઈબાદતો અને દુઆઓમાં પણ હું તેમની સાથે શામિલ રહેતો. સમય મળતાં કંઈક મહેનત મજૂરી પણ કરી લેતો. આ રીતે ટૂંક મુદતમાં મારી પાસે ગાય બકરાંની સારી જેવી સંખ્યા થઈ ગઈ.

આખરે એમણે પણ માંદગીનો ખાટલો પકડી લીધો. હું દુઃખી દિલે તેમની સેવામાં ગયો ને આંસૂ નિગળતી આંખે બોલ્યો,

'મહાત્માજી! આપને તો ખબર છે કે, હું ક્યાં ક્યાંની ઠોકરો ખાતો ને કેવી કેવી યાતનાઓ વેઠતો આપની સેવામાં આવ્યો છું. હવે આપ પણ અમને રડતા છોડીને ખુદાના દરબારમાં જવાની તૈયારી કરો છો. મારા મુરબ્બી! મને

વસિયત કરો કે, આપની વફાત બાદ મારે ક્યાં જવું ને શું કરવું!'

અલ્લાહનો આ નેક બંદો બહુ ધ્યાનથી મારી વાતો સાંભળતો રહ્યો. પછી બહુ પ્યાર અને દર્દની લાગણીથી કહેવા લાગ્યો,

'વહાલા પુત્ર! ખુદાના સોગંદ, હવે દુનિયામાં એક પણ શખ્સ એવો નથી જે હઝરત ઈસાના આકાશી ધર્મનો સાચો અનુયાયી હોય! તમે જ બતાવો, હું તમને કોની પાસે જવાની સલાહ આપું? જગતમાં ચારે તરફ અંધારું જ અંધારું છે. લોકો ખુદાને ભૂલાવી બેઠાં છે. સાચા ધર્મને છોડી ચૂક્યા છે. વાસનાઓના ગુલામ અને દુનિયાના પૂજારી બની ગયા છે!

અલબત્ત હું તમને એક ખુશખબરી સંભળાવું છું. હું તો દુનિયાથી રૂખ્સત થઈ જઈશ. ખુદાએ ચાહ્યું તો તમે નેકબખ્તીનો આ સોનેરી યુગ મેળવી લેશો. સાંભળો, ખુદાના આખેરી નબીની પધરામણીનો સમય પાકી ગયો છે. અરબની પવિત્ર ભૂમિમાં તેમનો જન્મ થશે. તેઓ "દીને ઈબ્રાહિમ"ના ઝંડાધારી હશે. લોકોને એક ખુદાની બંદગી તરફ બોલાવશે. કેટલાક બદનસીબ લોકો તેમના દુશ્મન બની જશે. તરહ તરહથી તેમને સતાવશે; ને છેવટ વતનથી તેમને હાંકી કાઢશે.

અલ્લાહના આ આખરી નબી પોતાનું વતન છોડીને એવા શહેર તરફ હિજરત કરી જશે જે બે કાળા પહાડો વચ્ચે આવેલું છે. ત્યાં ચારે તરફ ખજૂરીઓ જ ખજૂરીઓ હશે. તેમની નુબુવ્વતની નિશાનીઓ છુપાએલી નહિ હશે. મારી દુઆ છે કે ખુદાવંદે કુદ્દુસ તમને પોતાના નબીની ઝિયારતથી પાવન કરે!'

આમ કહીને આ બુઝુર્ગ થોડીવાર માટે ખામોશ થઈ ગયા. તેમનું હૈયું ભરાઈ આવ્યું હતું. મેં જોયું તો તેમની આંખોમાંથી દડ દડ આંસુ વહેતાં હતાં. જાણે પોતે આ નબીના દર્શનથી

મહરૂમ રહી જવાનો ભારે ગમ હતો. થોડીવાર પછી જુસ્સાથી તેઓ કહેવા લાગ્યા,

'વહાલા પુત્ર! આ ઉમ્મી (નિરક્ષર) નબીની ત્રણ નિશાનીઓ હું તમને બતાવું છું તેને બરાબર યાદ રાખજો :

૧ તે સદકાનો માલ નહિ ખાશે.
૨ તે ભેટ સોગાતની વસ્તુઓનો સ્વીકાર કરશે.
૩ તેના બંને ખભાઓની વચ્ચે નુબુવ્વતની મુહર હશે.

બેટા! તમે હિંમતવાન છો. ખતરાઓમાં કૂદી પડવાનું જાણો છો. નસીબ યારી આપે તો જરૂર તેમની સેવામાં જજો ને તેમના દર્શનથી પાવન થજો!'

□

વૃદ્ધ પાદરીથી આગળ બોલાયું નહિ. અચાનક તેમને હિચકી આવી ને તેમનો પવિત્ર આત્મા પરલોક તરફ પ્રવાસ કરી ગયો. મારી આંખોમાંથી જાણે આંસુઓની નદી વહી નીકળી. જેમ તેમ કરીને એમના કફન દફનની ક્રિયા પૂર્ણ કરી.

□

મારું દિલ અરબની ભૂમિમાં જવા માટે ઉછાળા મારતું હતું. થોડા દિવસો પછી ખબર પડી કે, એક કાફલો અરબની સરઝમીન તરફ જઈ રહ્યો છે. હું કાફલાના લોકો પાસે પહોંચ્યો.

મેં ભારે અધીરાઈથી તેઓને કહ્યું,

'મારે તમારી સાથે આવવું છે. મારાં આ તમામ ઘેટાં, બકરાં ને ગાયો હું તમને આપી દઈશ. મને પોતાના દેશમાં લઈ ચાલો!'

આ બની કલ્બ કબીલાના વેપારીઓનો કાફલો હતો. મેં પોતાની તમામ પૂંજી તેઓને આપી દીધી. તેઓએ મને પોતાની સાથે લીધો ને કાફલો અરબની સરઝમીન તરફ રવાના થયો. મારી કુલ પૂંજી આપી દેવા છતાં મારું દિલ ખુશ હતું. જેમ બને તેમ જલદી અરબની ભૂમિ પર પગ મૂકવાની મને ધૂન લાગી હતી. અમે મંઝીલો પર મંઝીલો વટાવી રહ્યા હતા. જ્યારે 'વાદિલકુરા'

નામના સ્થળે પહોંચ્યા તો કાફલાના લોકોએ મારી સાથે દગો કર્યો. તેઓ પોતાના વચનથી ફરી ગયા. મારાં ઘેટાં, બકરાં ને ગાયો પણ લઈ લીધી ને મને એક યહૂદીને હાથે વેચી માર્યો.

□

## મદીનામાં

આ યહૂદી મને ગુલામ તરીકે ખરીદીને પોતાને ઘેર લઈ ગયો. એની કેટલીક વાડીઓ હતી. હું દિનભર તેમાં કામ કરતો ને રાતે ખુદાના દરબારમાં ઊભો થઈને દુઆઓ માંગતો કે,

> 'પરવરદિગાર! મને તારા આખેરી નબીની સેવામાં પહોંચાડી દેજે! મને આ મુસીબતથી છુટકારો આપજે!'

આ રીતે યહૂદીની ગુલામીમાં મારા દિવસો વીતવા લાગ્યા. એક દિવસે એવું બન્યું કે, આ યહૂદીનો એક પિત્રાઈ ભાઈ મદીનાથી આવ્યો અને મારા વિશે વાતચીત કરવા લાગ્યો. પછી મને ખબર પડી કે, તેણે મને ખરીદી લીધો છે ને હવે અમારે મદીના જવાનું છે.

હું મારા આ નવા આકા સાથે મદીના તરફ ઊપડ્યો. જલ્દી અમે મદીના પહોંચી ગયા. આ શહેર મને બહુ જ પસંદ પડ્યું. અહીંની એક એક વસ્તુ પ્રત્યે મારા દિલમાં પ્યાર પેદા થવા લાગ્યો. મારા ઝહેનના પર્દા ઉપર એક એક કરીને તે બધી નિશાનીઓ તાઝી થવા લાગી જે ઉમૂરિયાના મહાન પાદરીએ બતાવી હતી. 'એ કાળી પહાડીઓ, ખજૂરીની વાડીઓ...' વગેરે.

આ બધું વિચારીને હું ખુશીની લાગણીઓથી ઝૂમી ઝૂમી ઊઠ્યો મને યકીન તો ન હતો કે, આ તે જ શહેર છે જ્યાં ખુદાના આખેરી નબી હિજરત કરીને પધારવાના છે પરંતુ મારું દિલ ગવાહી આપતું હતું કે, આ તે જ શહેર છે જ્યાં ખુદાના નબી હિજરત કરીને પધારવાના છે. દુનિયાનો દરેક શખ્સ પોતાની આશા પર જીવી રહ્યો છે. હું પણ મારી આશા પર ગુરીબથી રીતે જિંદગીના દિવસો પસાર કરવા લાગ્યો.

આ તે દિવસો હતા જ્યારે અરબના નબી મક્કામાં પોતાની પૈગમ્બરીની જાહેરાત કરી ચૂક્યા હતા; ને ઈસ્લામની તબ્લીગમાં પરોવાયલા હતા. પરંતુ મને કશી ખબર ન હતી. ખબર પડતે પણ કેવી રીતે? હું તો રાતદિન ગુલામીના ધંધાઓમાં લાગેલો હતો. મારી હાલત ખેતીના બળદ જેવી હતી.[1]

## અલ્લાહના રસૂલ કુબા પધાર્યાના સમાચાર

જ્યારે રસૂલે પાક (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) હિજરત કરીને મદીના પધાર્યા અને કુબામાં કુલસૂમ બિન હિદમના મકાને થોભ્યા તો એક દિવસે અજીબો ગરીબ બનાવ બની ગયો. હું મારા યહૂદી શેઠની વાડીમાં કામ કરતો હતો ને એક ખજૂરીની ટોચે ચઢેલો હતો. મારો શેઠ એ જ ખજૂરીની છાયામાં બેઠેલો હતો. શું જોઉં છું કે, તેનો પિત્રાઈ ભાઈ લાંબા લાંબા ડગ ભરતો આવી રહ્યો છે.

તેણે આવતાં જ કહ્યું, 'ભાઈ તમે કાંઈ સાંભળ્યું?'
તે બોલ્યો, 'ના ભાઈ, મેં તો કંઈ સાંભળ્યું નથી.'
તેણે કહ્યું,

'ખુદા આ આરબોનું સત્યાનાશ કરે! મોટા બેવકૂફ ને જાહિલ છે. મને તો તેઓની જહાલત પર હસવું આવે છે!'

મારા શેઠે પૂછ્યું, 'કેમ શું થયું?!'
તે બોલ્યો,

'હું હમણાં કુબા તરફ ગયો હતો. ત્યાં એક માણસ મક્કાથી આવેલો છે. તે કહે છે કે, હું ખુદાનો પૈગમ્બર છું. મારા ઉપર આકાશથી વહી આવે છે. મારા ઉપર ઈમાન લાવો! ને એક ખુદાની બંદગી કરો...ખુદા જાણે બીજું શું શું કહે છે!

● ૧ સહીહ બુખારીની એક રિવાયતમાં હઝરત સલમાન ફારસી (રદિ.) પોતે ફરમાવે છે કે, હું આ રીતે દસથી વધુ વાર ગુલામ તરીકે વેચાયો છું. જુઓ : 'સીરતુલ મુસ્તફા' જિલ્દ ૧ પા. ૩૧૬

અહીંના આરબો પણ કેટલા નાદાન અને જાહિલ છે કે,
તેની આસપાસ ટોળું વળીને બેઠેલા છે ને આવા અજાણ્યા
મુસાફિરને પૈગમ્બર તરીકે અપનાવી રહ્યા છે!'

□

આ સાંભળતાં જ મારા તન બદનમાં સનસનાટી પ્રસરી ગઈ. જાણે મારા બદનમાં વીજળીની લહેર દોડી ગઈ. જેનાથી મારી બોટી બોટી ઝણઝણી ઊઠી. મારું આખું બદન ધ્રૂજવા લાગ્યું. સાથે ખજૂરી પણ થરથરી ઊઠી. મને થયું કે, હમણાં હું મારા યહૂદી શેઠના માથા ઉપર ધબ દઈને ગબડી પડીશ. એ જ ગભરાટની દશામાં હું જલ્દી જલ્દી ખજૂરી ઉપરથી ઉતરવા લાગ્યો. મારો શ્વાસ ફૂલી ગયો. હાથપગ ધ્રૂજવા લાગ્યા. જેમતેમ કરીને નીચે ઉતર્યો ને પેલા યહૂદી પાસે જઈને કાંપતા સ્વરે બોલ્યો,

'મહાશય! આપ શું ખુશખબરી સંભળાવતા હતા?'

મારી આ ગુસ્તાખીથી મારા શેઠને બહુ ખોટું લાગ્યું. તેણે ગુસ્સામાં આવીને પૂરી તાકાતથી મને એક તમાચો લગાવી દીધો ને મને ધમકાવતાં બોલી ઊઠ્યો,

'જા, પોતાનું કામ કર! તને આ વાતો સાથે શું સંબંધ?!'

પરંતુ હું હોશમાં જ ક્યાં હતો? હું એક યહૂદીનો ગુલામ છું તે વાત પણ ભૂલી ગયો હતો. શેઠની હું વધુ નજીક ગયો. ઠાવકું મોં કરીને ગંભીરતાથી મેં કહ્યું,

'શેઠજી! મારે પણ જાણવું હતું કે, આપના ભાઈ શું ખુશખબર લઈને આવ્યા છે!'

મામલો રફેદફે થઈ ગયો. હું પોતાના કામમાં લાગી ગયો. ભારે બેચેનીથી ઈન્તેઝારની ઘડીઓ ગણવા લાગ્યો. ક્યારે સાંજ પડે ને મને પોતાના કામથી નવરાશ મળે! દિવસ પહાડ જેવો લાગતો હતો. સૂરજ જાણે થંભી ગયો હતો. હું એક એક ઘડી ગણતો હતો.

## ત્રણ નિશાનીઓની ચકાસણી અને ઈસ્લામનો સ્વીકાર

ખુદા ખુદા કરી સાંજ પડી. મેં પોતાનું કામ છોડ્યું. મારી અંધારી ઝૂંપડીમાં ગયો. ખાવા પીવાની થોડીક વસ્તુઓ ભેગી કરી. રાતના અંધારામાં કુબા તરફ ચાલી નીકળ્યો. હું ચાલીને નહિ દોડીને કુબા પહોંચી ગયો.

રસૂલે પાક (સલ.) કુબાની વસ્તીમાં કુલસૂમ બિન હિદમના મકાનમાં થોભેલા હતા. હું મકાનમાં દાખલ થયો. મેં જોયું કે, રસૂલે પાક (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) પોતાના કેટલાક સહાબા સાથે ત્યાં બેઠેલા છે. હું પણ સલામ કરીને ત્યાં બેસી ગયો. મેં ખાવા-પીવાની વસ્તુઓ આપની સેવામાં પેશ કરતાં વિનંતી કરી,

> 'હુઝૂર! મેં સાંભળ્યું છે કે, આપ મક્કાથી પધારેલા છો. આપની સાથે બીજા મુસાફિરો પણ છે. મેં વિચાર્યું, ચાલો આપ લોકોની મદદ કરું. આ સદકાની થોડીક વસ્તુઓ લાવ્યો છું. આપ લોકોથી વધુ એનો હકદાર બીજો કોણ હોઈ શકે? લ્યો એનો સ્વીકાર કરો!'

આપે હાથ લંબાવીને મારી પાસેથી એ વસ્તુઓ લઈ લીધી ને પોતાના સાથીઓની સામે મૂકતાં ફરમાવ્યું,

> 'લ્યો ખાવ! અમે પૈગમ્બરો સદકાની વસ્તુ ખાતા નથી.'

આપે એમાંથી કોઈ વસ્તુ ચાખી સુધ્ધાં નહિ. હું મનમાં ને મનમાં ખુશ થયો ને ખુદાનો શુક્ર અદા કર્યો કે, ચાલો એક નિશાની તો મળી ગઈ! થોડી વાર ત્યાં બેસીને હું ચાલ્યો આવ્યો.



એક જ ધૂન મારા મસ્તક પર સવાર હતી કે, જેમ બને તેમ જલ્દી ફરી વાર આપની સેવામાં પહોંચી જાઉં. એ જ ઉમંગમાં પીવાની કેટલીક વસ્તુઓ મેં ભેગી કરવા માંડી. થોડા દિવસ બાદ આ વસ્તુઓ લઈને હું રવાના થયો. હવે આપ કુબાથી મદીના પધારી ચૂક્યા હતા. હું આપની સેવામાં હાજર થયો. આપ

પોતાના સહાબા સાથે બેઠેલા હતા. સલામ બાદ પેલી વસ્તુઓ આપના ચરણોમાં મૂકતાં મેં કહ્યું,

'હુઝૂર! સદકાનો માલ તો આપ ખાતા નથી; જેથી આ કેટલીક વસ્તુઓ હદિયા તરીકે લાવ્યો છું. એનો સ્વીકાર કરો!'

આપે બહુ ખુશીથી આ બધી વસ્તુઓનો સ્વીકાર કર્યો. પોતે પણ ખાધી ને પોતાના સાથીઓને પણ ખવડાવી. આ જોઈને મારા આનંદનો પાર નહિ રહ્યો. મેં મનમાં જ અલ્લાહનો આભાર માન્યો કે, ચાલો બીજી નિશાની પણ મળી ગઈ. એ પછી હું ત્યાંથી ચાલ્યો આવ્યો.

□

થોડા દિવસો પછી ત્રીજી વાર હું આપની સેવામાં પહોંચી ગયો. આ વેળા આપ 'બકીઉલ ગરકદ' (જન્નતુલ બકીઅ)માં પોતાના કોઈ સહાબીના જનાઝા સાથે પધારેલા હતા. આપે પોતાના પવિત્ર અંગ ઉપર બે ચાદરો ઓઢેલી હતી. આજુબાજુ આપના સહાબા બેઠેલા હતા.

મેં આગળ વધીને આપને સલામ કરી અને બેસવાના બદલે આપની પીઠ પાછળ ચાલ્યો ગયો. ત્યાંથી ફરીવાર આગળ આવ્યો. ફરી પાછળ ગયો. થોડી વાર આ રીતે આપની ફરતે આંટા ફેરા મારતો રહ્યો. મારો હેતુ એ હતો કે, કોઈ રીતે આપની પીઠ ઉપર નજર પડે તો 'મુહરે નુબુવ્વત'ના દર્શન કરીને મારી આંખો ઠંડી કરું ને દિલની મુરાદ પૂરી કરું.

આપ (સલ.) મારો હેતુ સમજી ગયા. આપે ધીરેથી ચાદર પોતાના ખભા પરથી નીચે સરકાવી દીધી. હું તો વાર જ જોતો હતો. 'મુહરે નુબુવ્વત' પર નજર પડતાં જ હું પાગલો પેઠે ધસી ગયો. તેને ચુંબન આપવા લાગી ગયો. હું મુહરે નુબુવ્વતને ચુંબન આપતો જતો હતો ને રડતો જતો હતો.

આપે પ્યારથી ફરમાવ્યું, 'અહીં મારી સામે આવીને બેસો!'

હું આપની સામે જઈને અદબથી બેસી ગયો!

હે અબ્દુલ્લાહ બિન અબ્બાસ !

અત્યારે જેવી રીતે હું મારી આત્મકથા આપને સંભળાવું છું તેવી જ રીતે સહાબાની મજલિસમાં બેસીને મેં રસૂલે પાક (સલ.)ને પોતાની આત્મકથા પ્રથમથી છેવટ સુધી સંભળાવી દીધી. કલેમએ શહાદત પઢીને મુસલમાન બની ગયો. મારી આત્મકથા સાંભળીને રસૂલેપાક સલલાહુ અલૈહિ વસલ્લમ બહુ જ ખુશ થયા. મેં અલાહ તઆલાનો શુક્ર અદા કર્યો કે, તેણે પોતાની કૃપાથી મને ઈસ્લામ અને ઈમાનની દોલતથી માલામાલ કરી દીધો.

□

## ગુલામીમાંથી મુક્તિ

એ પછી હું મારા યહૂદી માલિકની ગુલામીમાં મશગૂલ રહ્યો એ જ કારણે હું બદ્ર અને ઉહદની લડાઈઓમાં શરીક ન થઈ શકયો.

એક દિવસે આપે મને ફરમાવ્યું,

'પોતાના આકા સાથે મુકાતબત કરાવી લો !'[1]

આપનો હુકમ મળતાં હું મારા માલિક પાસે ગયો. તેને આ વાત કરી. તે બોલ્યો,

'તારે આઝાદ થવું હોય તો મને વાંધો નથી. ૪૦ ઊકીયહ[2] સોનું લાવી આપ ને ત્રણસો છોડવા ખજૂરીના રોપી આપ. સોનું મળતાં ને ખજૂરીઓ પર ફળ લાગતાં તું આઝાદ છે.'

□

મેં રસૂલેપાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને આ વાત કરી. આપે ફરમાવ્યું, 'મંજૂર કરી લો !'

મેં તરત જ માલિક પાસે જઈને આ શર્તોના બદલામાં આઝાદીનું લખાણુ કરાવી લીધું.

● ૧ પોતાના માલિક સાથે અમુક શર્તો નક્કી કરીને અથવા ઠરાવેલી કિંમત ચૂકવીને તેની ગુલામીમાંથી આઝાદ થવાને 'મુકાતબત' યા કિતાબત કહે છે.

૨ લુગત (શબ્દકોષ)માં એક ઊકીયા વજન બરાબર સાત મારાથી લઈને ત્રણ તોલા સુધી વજન બતાવ્યું છે.

એ પછી આપે પોતાના સહાબાને ફરમાવ્યું,

'પોતાના ગરીબ ભાઈની મદદ કરો!'

દરેક મુસલમાને મારી બનતી મદદ કરી. કોઈએ ખજૂરીના ત્રીસ રોપા મને આપ્યા. કોઈએ વીસ, કોઈએ પંદર તો કોઈએ દસ. આ રીતે પૂરા ત્રણસો રોપા મારી પાસે ભેગા થઈ ગયા.

પછી આપે મને ફરમાવ્યું,

'સલમાન! જાવ ખાડા તૈયાર કરો ને મને ખબર કરો. હું પોતે ત્યાં આવીને મારા હાથથી બધા છોડવા રોપીશ.'

□

હું વાડીમાં ગયો ને ખાડા ખોદવા લાગ્યો. મારા સાથીઓએ પણ મારી મદદ કરી. ખાડા તૈયાર થતાં હું રસૂલેપાક (સલ.)ને બોલાવી લાવ્યો. આપ વાડીમાં પધાર્યા. અમે આપની સામે એક એક છોડવો મૂકતા જતાં ને આપ પોતાના મુબારક હાથ વડે રોપતા જતા. આપ છોડવાને જમીનમાં રોપીને માટી સરખી કરી દેતા. આમ પૂરા ત્રણસો છોડવા આપે પોતાના મુબારક હાથ વડે યહૂદીની વાડીમાં રોપી દીધા.

ખુદાના સોગંદ ખાઈને કહું છું કે, આમાંનો એક પણ છોડવો સુકાવા પામ્યો નહિ. બધા જ લીલાછમ થઈ ગયા ને એક જ વરસમાં દરેક ઝાડને ફળ પણ લાગી ગયા.

ત્રણસો ખજૂરીઓનું કરજ તો અદા થઈ ગયું. હવે માત્ર ૪૦ ઊકીયહ સોનું આપવાનું બાકી હતું. ખુદાની કુદરત જુઓ કે, રસૂલેપાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના એક સહાબી એક દિવસે મરઘીના ઈંડા જેવડું સોનું લઈ આવ્યા. આ સોનું તેમને કોઈ ખાણમાંથી મળ્યું હતું. તેમણે રસૂલેપાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં આ સોનું પેશ કર્યું.

આપે સોનું લઈને ફરમાવ્યું,

'પેલો મિસ્કીન સલમાન ક્યાં છે?'

હું આપની સેવામાં હાજર થયો તો આપે મને સોનું આપતાં

ફરમાવ્યું,

'હે સલમાન ! આ લો ! તમારા ઉપર જે કરજ બાકી છે તેના બદલામાં આ ચૂકવી દો !'

મેં સોનું હાથમાં લીધું તો તે મને બહુ જ નજીવું લાગ્યું. મેં નિરાશાથી કહ્યું,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) ! આ તો બહુ જ નજીવું સોનું છે. આટલાથી મારું કરજ અદા થઈ શકશે નહિ. ક્યાં ૪૦ ઊકીયા સોનું ને ક્યાં આ મરઘીના ઈંડા જેટલું સોનું !'

આપ મુસ્કુરાયા ને પછી ફરમાવ્યું,

'તમે એને લઈ લો. આટલાથી જ અલ્લાહ તમારું કર્ઝ અદા કરાવી દેશે.'

મેં સોનું લઈ લીધું અને તેને તોલ્યું તો, સોગંદ છે તે ઝાતના, જેના અધિકારમાં સલમાનનો જીવ છે, એ પૂરા ૪૦ ઊકીયા સોનું હતું ! એ સોનું મેં મારા યહૂદી માલિકને આપી દીધું અને તેની ગુલામીમાંથી આઝાદ થઈ ગયો.

□

એ પછી ખન્દકની લડાઈનો પ્રસંગ બન્યો ને હું લડાઈમાં રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સાથે રહ્યો. તે પછી તો દરેક લડાઈમાં હું આપની સાથે ને સાથે જ રહ્યો.

## હું ઈસ્લામનો બેટો છું

એક વેળા એવું બન્યું કે, હું રસૂલેપાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની મજલિસમાં બેઠેલો હતો. મક્કાના મુહાજિર અને મદિનાના અન્સાર આપની સેવામાં બેસી દીનની વાતો કરતા હતા. અચાનક વાતચીતનો વિષય મારા તરફ પલટાયો. તેઓમાં મીઠી તકરાર થવા લાગી. આ દિલચસ્પ તકરારનો વિષય એ હતો કે,

'સલમાન કોનો બેટા છે ને કયા ખાનદાનનો છે !'

મક્કાના મુહાજિર કહેતા હતા કે,

'સલમાન (ઈરાનથી હિજરત કરીને આવેલા હોવાથી) મુહાજિર છે જેથી તે અમારો આદમી છે!'

મદીનાના અન્સાર કહેતા હતા,

'(હુઝૂર (સલ.) મદીનામાં તશરીફ લાવ્યા તે) અગાઉથી જ સલમાન મદીનામાં રહેતા હતા જેથી તે અમારો આદમી છે!'

તેઓની મીઠી તકરાર સાંભળીને રસૂલેપાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'સલમાનુ મિન્ના અહલલ બૈત!'
'સલમાન અમારા અહલે બૈતમાંથી છે!'

□

જ્યારે મને કોઈ પૂછતું કે,
'તમે કોના બેટા છો?'

તો હું જવાબ આપતો કે,
'હું ઈસ્લામનો બેટો છું!'

□

હઝરત સલમાન ફારસી (રદિ.)ની આત્મકથા અહીં પૂરી થાય છે.

હઝરત સલમાન ફારસી (રદિ.) તરફથી યહૂદીની વાડીમાં રસૂલેપાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પોતાના મુબારક હાથ વડે જે ૩૦૦ છોડવા રોપી આપ્યા હતા અને જે એક જ વરસમાં મોટા થઈને ફળ આપતા થઈ ગયા હતા, એમાંથી બે ખજૂરીનાં ઝાડો આજે ૧૪૦૦ વરસ પછી પણ મોજૂદ છે ને આજે પણ દર વરસે એના ઉપર ખજૂર લાગે છે! મદીનાથી આશરે બે કિલોમીટર દૂર આ વાડી આવેલી છે. આજે આ વાડી સરકારના કબજામાં છે.[૧]

● ૧ 'સીરતે સરકારે મદીના' ભાગ-૨ પા. ૧૩૨થી ૧૫૩ના આધારે

## હઝરત અબૂ દરદા (રદિ.) જોડે ભાઈચારો

ગુલામીમાંથી મુકત થવા પછી હઝરત સલમાન (રદિ.)નું નિવાસસ્થાન મસ્જિદે નબવીનો ચબૂતરો (સુફ્ફહ) હતો. એટલે આપ (રદિ.)ની ગણના અસ્હાબે સુફ્ફહમાં પણ થાય છે. તે પછી જેવી રીતે હુઝૂર (સલ.)એ મક્કાના મુહાજિરો અને મદીનાના અનસારો વચ્ચે ભાઈચારો કરાવી આપ્યો હતો તે જ પ્રમાણે મદીનાના મશહૂર અનસારી હઝરત અબૂદરદા (રદિ.) જોડે હઝરત સલમાન (રદિ.)નો ભાઈચારો કરાવી આપ્યો એટલે હવે હઝરત સલમાન (રદિ.) પોતાના દીનીભાઈ હઝરત અબૂદરદા (રદિ.)ના મકાનમાં રહેવા લાગ્યા.

### લડાઈઓ

કુરૈશ મુસલમાનોના કટ્ટર દુશ્મનો હતા. તેર વરસ સુધી મક્કા મુઅઝ્ઝમામાં તેઓએ ભારે પરેશાન કર્યા. અંતે લાચાર થઈને મુસલમાનો હિજરત કરીને મદીના ચાલી આવ્યા. પરંતુ અહીં પણ કાફિરોએ ચેનથી બેસવા ન દીધાં. બલકે મદિના ઉપર ચઢાઈ અને હુમલા કરવા માંડયા અને લડાઈઓની એક ઘટમાળ ચાલુ થઈ ગઈ. સૌથી પ્રથમ 'બદર'ની લડાઈ થઈ; તેના બે જ વરસ પછી 'ઉહદ'ની લડાઈ થઈ એ બંનેમાં મુસલમાન જોકે ઓછી સંખ્યામાં હતા પરંતુ અલ્લાહે પોતાના દીને ઇસ્લામને કાફિરો પર વિજય આપ્યો. તમામ સહાબા (રદિ.)એ આ લડાઈમાં ભાગ લીધો પરંતુ હઝરત સલમાન (રદિ.) પોતાની ગુલામીના કારણે શરીક થઈ શકયા નહિ.

### ખંદકનું યુદ્ધ

હઝરત સલમાન (રદિ.) જ્યારે આઝાદ થયા તો સૌથી પ્રથમ ખંદકનું યુદ્ધ થયું. આ વેળા મક્કા અને તેની નજીક તેમ જ દૂરના તમામ કાફિરો નક્કી કરીને આવ્યા હતા કે મુસલમાનોને કચડી નાંખીશું વળી હુમલો સીધો જ મદીના શહેર પર કરવાની એમની યોજના હતી. મુસલમાનો ઘણા પરેશાન હતા કારણ કે એક તો એમની સંખ્યા ખૂબ નાની હતી; બીજું મદીનાની ફરતે કોઈ કિલ્લો પણ ન હતો જેમાં ભરાઈને મુકાબલો કરે.

હઝરત સલમાન (રદિ.) ઈરાની હતા એટલે ત્યાંની યુદ્ધ પદ્ધતિઓથી માહિતગાર હતા. એમણે આં હઝરત (સલ.)ને કહ્યું કે આવા વખતે ઈરાનમાં શહેરના ચોતરફ ખૂબ ઊંડી અને પહોળી ખંદક (ખાઈ) ખોદવામાં આવે છે કે જેથી દુશ્મન એને પાર કરીને શહેરમાં આવી ન શકે. અહીં પણ એ જ કરવું જોઈએ.

હુઝૂર (સલ.)ને આ યુક્તિ ઘણી પસંદ પડી. તમામ સહાબા (રદિ.) ખંદક ખોદવામાં લાગી ગયા. રસૂલુલ્લાહ (સલ.) પણ તેઓ સાથે શરીક હતા. હઝરત સલમાન ફારસી (રદિ.) દરરોજ પાંચ ચોરસગજ ખંદક ખોદતાં હતા !

## અલ્લાહની ગેબી મદદ

જ્યારે ખંદક ખોદાઈને તૈયાર થઈ ગઈ તો કાફિરોનું લશ્કર જેની સંખ્યા દશ હઝાર કરતાં પણ ઘણી વધારે હતી તે આવી પહોંચ્યું. તેમણે કદી આ રીતનું યુદ્ધ જોયું ન હતું. તેઓ બહાર ઊભા હતા. સામે ખાઈ ખોદેલી હતી. અને સામે પાર મુસલમાનો મુકાબલો કરવા માટે તૈયાર ઊભા હતા.

જ્યારે કાફિરો શહેરમાં આવી શક્યા નહિ તો તેઓએ મદીનાને ઘેરો ઘાલ્યો જેથી જરૂરતની કોઈ પણ વસ્તુ શહેરમાં જઈ શકે નહિ. વીસ-બાવીસ દિવસ સુધી તેઓ ઘેરો ઘાલીને પડી રહ્યા. અંતે એક રાતે અલ્લાહે સખત આંધી અને વાવાઝોડું મોકલ્યું. કાફિરોના તંબૂઓ ઊડી ગયા, દેગો ઊંધી વળી ગઈ, સાધન સામગ્રી વેર વિખેર થઈ ગઈ અને તેઓ ગભરાઈને ભાગી ગયા.

હઝરત સલમાન (રદિ.)ની આ પ્રથમ લડાઈ હતી જેમાં એમની યુક્તિ અને ખુદાની મહેરબાની તેમ જ ગેબી મદદથી મુસલમાનોને આટલા મોટા લશ્કર પર ફતેહ મળી.

## ઈરાન પર ચઢાઈ

ખંદકની લડાઈ પછી આં હઝરત (સલ.)ની જિન્દગીમાં જેટલી પણ નાની મોટી લડાઈઓ થઈ તે સઘળીમાં હઝરત સલમાન (રદિ.) શરીક થયા અને બહાદુરીથી લડતા રહ્યા.

બીજા ખલીફા હઝરત ઉમર ફારૂક (રદિ.)ના ખિલાફત કાળમાં પણ હઝરત સલમાન (રદિ.) જિહાદમાં બરાબર શરીક થતા રહ્યા. એક વખતે જ્યારે મુસલમાનોનું લશ્કર ઈરાન પર ચઢાઈ કરવા માટે ગયું તો હઝરત સલમાન (રદિ.) પણ તેમની સાથે ગયા. જોકે હઝરત સલમાન (રદિ.) પણ વંશના હિસાબે ઈરાની હતા પરંતુ હવે મુસલમાન થઈ ચૂકયા હતા. એમની નજરમાં બધાં જ કાફિરો એક સરખા હતા.

આપે ઈરાનીઓથી કહ્યું :

> 'હું પણ ઈરાની હતો પરંતુ હવે મુસલમાન છું. જો તમે પણ ઈસ્લામ કબૂલ કરો તો અમારા ભાઈ છો; અથવા જો જઝિયા વેરો આપો તો અમારા રક્ષણમાં રહેશો. જો બે પૈકી કોઈ પણ શરત કબૂલ ન હોય તો પછી યુદ્ધ માટે તૈયાર થઈ જાઓ!'

જ્યારે ઈરાનીઓ ઈસ્લામ સ્વીકારવા કે જઝિયાવેરો આપવા તૈયાર ન થયા તો હઝરત સલમાન (રદિ.)એ જંગનું એલાન કરી દીધું.

## પાણી પર ઘોડા દોડાવી મૂકયા

ઇતિહાસ બોલે છે કે:

ઈરાનીઓ કાદિસિયાના યુદ્ધ વખતે 'બહેરહશેર'થી નાસીને કિસ્રાના પાટનગર મદાઈન ખાતે ચાલ્યા ગયા અને નાસતાં નાસતાં બહેરહશેર તથા મદાઈનની વચ્ચે આવેલી ટાઈગ્રીસ નદીના પૂલને તેમણે એવા આશયે તોડી-ફોડી નાખ્યો કે ઈસ્લામી સૈન્ય ટાઈગ્રીસ નદી પાર કરી ન શકે.

ઈસ્લામી સૈન્યના સરસેનાપતિ હઝરત સઅદ બિન વકકાસ (રદિ.) જ્યારે પોતાના સૈન્યને લઈને ટાઈગ્રીસ નદીના કિનારે પહોંચ્યા અને તેમણે પૂલને ધીકતી ધરાનો ભોગ બનેલો જોયો ત્યારે તેઓ નિરાશ નહિ થયા. હઝરત સઅદ (રદિ.) અને હઝરત સલમાન ફારસી (રદિ.)ની આગેવાની હેઠળ સૌ 'અલ્લાહો

અકબર'ના નઅરા (સૂત્રો) ઉચ્ચારતા પોતાના ઘોડાઓ સહિત પાણીથી છલોછલ વહેતી નદીમાં કૂદી પડયા. અને થોડા સમયમાં નદી પાર કરીને સામેના કાંઠે પહોંચી ગયા.

ઈરાનીઓના લશ્કરી દળોએ જ્યારે મુસલમાનોને આ રીતે આવી પહોંચેલા જોયાં ત્યારે તેમને લાગ્યું કે આ સૈનિકો ઈન્સાન હોઈ શકતાં નથી પણ જિન્ન અથવા દાનવો (રાક્ષસો) છે. તેથી તેઓ અવિરતપણે:

દેવાં આમદન્દ, દેવાં આમદન્દ
દાનવો આવી પહોંચ્યા ! દાનવો આવી પહોંચ્યા !

ના ચિત્કારો કરતા નાસી છૂટયા ![૧]

ઈસ્લામના મુજાહિદોની આવી જ શૂરવીરતાના પ્રસંગોને અનુ-લક્ષીને ડૉ. ઈકબાલે કહ્યું છે:

દશ્ત તો દશ્ત હય, દરિયાભી ન છોડે હમને;
બહરે ઝુલમાત મેં, દૌડા દિયે ઘોડે હમને.

ઈસ્લામી સૈન્યના આ રીતે ટાઈગ્રીસ નદી પાર કરવાના સમાચાર સાંભળીને શહેનશાહ યઝદેજર્દ પણ મદાઈન શહેર છોડી ફરાર થઈ ગયો.[૨]

## આપ (રદિ.)ની ફઝીલતો

હઝરત સલમાન (રદિ.) આં હઝરત (સલ.)ની ઘણી સેવા-ચાકરી કરતા હતા. ખુદ આં હઝરત (સલ.) પણ તેમને ઘણા ચાહતા હતા. દુનિયામાં ઘણા ઓછાં લોકો હઝરત સલમાન (રદિ.) જેવા ખુશનસીબ અને બુઝુર્ગ હશે.

ગઝવએ ખંદકના મોકા પર અનસારો અને મુહાજિરોમાં આ વાત પર ચર્ચા ચાલી કે હઝરત સલમાન (રદિ.) કોનામાંથી

● ૧ અલફારૂક અને નશેમન.
સૈયદ ઈમામુદ્દીન દરગાહવાલા કૃત: 'હઝરત સલમાન ફારસી (રદિ)' પા. ૧૯
૨ 'અલ-ફારૂક'

છે! મુહાજિરો કહેતા હતા કે તેઓ અમારા સમૂહમાં છે કારણ કે ઈરાનથી હિજરત કરીને આવ્યા છે. અનસારીઓ કહેતા હતા કે ના, હઝરત સલમાન (રદિ.) અનસારી છે કારણ કે આં હઝરત (સલ.)ના મદિના આવવાથી પહેલાંજ તેઓ અહીં આવી ગયા હતા!

આ ચર્ચા અને વાદ-વિવાદ સાંભળી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું,

> 'સલમાન (રદિ.) ન તો મુહાજિરોમાંથી છે અને ન જ અનસારી છે બલ્કે તેઓ "અહલે બૈત" છે અને અમારા ખાનદાનમાંથી છે!'

અલ્લાહો અકબર! આપની ખુશનસીબી અને બુઝુર્ગીનો આથી વિશેષ પુરાવો શું હોઈ શકે!

યહ રુત્બા બુલંદ મિલા જીસકો મિલ ગયા.

□

ઘણી વેળા રાતના સમયે આં હઝરત (સલ.) એટલે મોડે સુધી હઝરત સલમાન (રદિ.) જોડે વાતો કરતા રહેતા કે 'અઝવાજે મુતહિહરાત' (પુનીત પત્નીઓ)ને એવો આભાસ થતો કે ક્યાંક રાત પૂરી ન થઈ જાય!

□

અનસ બિન માલિક (રદિ.) કહે છે કે, નબીયે કરીમ (સલ.)એ ફરમાવ્યું છે કે:

> 'જન્નતને ત્રણ આદમીઓનો ઈન્તેઝાર છે; અને તે ત્રણ આદમી અલી (રદિ.), અમ્માર (રદિ.) અને સલમાન (રદિ.) છે.'

□

હઝરત સલમાન (રદિ.)ની ફઝીલતની ઓળખ એ છે કે જેનાથી આપ નારાઝ થઈ જાય તેનાથી અલ્લાહ તઆલા નારાઝ થઈ જાય!

એક વેળા હઝરત બિલાલ (રદિ.), હઝરત સુહેબ (રદિ.) અને હઝરત સલમાન (રદિ.) એક જગાએ બેસીને વાતો કરતા

હતા. એટલામાં તે તરફથી અબૂ સુફિયાન (રદિ.) પસાર થયા. અબૂ સુફિયાન ત્યારે ઈમાન લાવ્યા ન હતા.

ત્રણે બોલ્યા,

'અલ્લાહની કોઈ તલવાર અલ્લાહના આ દુશ્મન (અબૂ સુફિયાન) પર પડી નથી!'

હઝરત અબૂબક્ર (રદિ.)એ આ સાંભળ્યું તો કહ્યું:

'તમે લોકો કુરેશના સરદાર વિશે આમ બોલો છો!'

આટલું કહીને ચાલ્યા ગયા અને આં હઝરત (સલ.)ની પાસે આવીને આ બનાવ કહી સંભળાવ્યો.

એ સાંભળીને આપે ફરમાવ્યું:

'અબૂબક્ર! એમ લાગે છે કે તમે તે લોકોને નારાઝ કરી દીધા. એ સમજી લો કે જેનાથી એ લોકો નારાઝ થઈ ગયા તેનાથી અલ્લાહ નારાઝ થઈ ગયો!'

હઝરત અબૂબક્ર (રદિ.) આ સાંભળીને ગભરાઈ ગયા; દોડતાં ત્યાં આવ્યા અને જ્યાં સુધી એ બુઝુર્ગોને રાઝી કરી ન લીધા ત્યાં સુધી સંતોષ ન થયો.

□

હુઝૂર (સલ.) હઝરત સલમાન (રદિ.)ને ખૂબ ચાહતા હતા એટલે સહાબાએ કિરામ (રદિ.) પણ આપ (રદિ.)ની ઘણી ઈઝઝત કરતા હતા.

એક વખતે હઝરત સલમાન (રદિ.) હઝરત ઉમર (રદિ.)ને મળવા માટે ગયા. હઝર ઉમર (રદિ.) એક તકિયાને ટેક લગાવીને બેઠા હતા. એમને જોતાં જ ઊભા થયા અને તકિયો તેમની તરફ સરકાવી દીધો![1]

□

● ૧ હ. સલમાન ફારસી (રદિ.) : કર્તા : મશીઉલ હક બદરી આબાદી પા. ૧૮ થી ૨૧

સૈયદના ઈમામ જઅફર સાદિક (રદિ.) ફરમાવે છે કે :

'ઈમાનના દશ દરજ્જાએ છે.
હઝરત સલમાન (રદિ.) દશમા દરજ્જામાં છે;
અબૂઝર (રદિ.) નવમા દરજ્જે છે; અને
મિકદાદ (રદિ.) આઠમા દરજ્જામાં છે.'

(એટલે કે એ બધામાં હઝરત સલમાન ફારસી (રદિ.) ચઢિયાતા છે.)[1]



## સાદાઇ અને વિનમ્રતા

આરંભમાં આપ એ ઘટના વાંચી ગયા છો કે હઝરત સલમાન ફારસી (રદિ.) મદાઈનના ગવર્નર હોવા છતાં એવા સાદા અને સામાન્ય કપડાં પહેરીને બજારમાં ફરતા હતા કે ઘાસનો ભારો ખરીદનાર એક માણસે આપને મજૂર માની લીધા હતા.

વળી એજ ઘટનામાંથી આપ (રદિ.)ની વિનમ્રતા પણ સ્પષ્ટ પ્રગટ થાય છે કે શહેરના ગવર્નર હોવા છતાં આપે ઘાસનો ભારો વિના સંકોચે પોતાના માથે ઉપાડી લીધો અને પેલા માણસના ઘરે પહોંચાડીને જ જંપ્યા.



આપ (રદિ.) જ્યારે મદાઈનના ગવર્નર હતા ત્યારે આપને માસિક પાંચ હજાર દિર્હમ પગાર મળતો હતો! પરંતુ પગારની રકમ મળતાં જ આપ તે રકમ ગરીબો, મિસ્કીનો અને હદીસે નબવી (સલ.)ના આશિકો અને વિદ્યાર્થીઓ પર ખર્ચી નાખતા હતા. અને પોતે ચટાઈઓ અને ટોપલીઓ વણીને તેના વેચાણની આવકમાંથી પોતાનો જીવનનિર્વાહ ચલાવતા હતા.

નુઅમાન બિન હમીદ (રહ.) કહે છે કે,

મેં મદાઈનના બજારમાં હઝરત સલમાન (રદિ.)ને જોયા.

● ૧ હ. સલમાન ફારસી (રદિ.) કર્તા : સૈયદ ઈમામુદ્દીન દરગાહવાલા પા. ૨૫

તે વખતે તેઓ ત્યાંના ગવર્નર હતા. પરંતુ ખજૂરની ચટાઈઓ વેચતા હતા અને ફરમાવતા હતા કે:

> 'આ ચટાઈને હું ત્રણ દિરહમમાં વેચું છું. જેમાંથી એક દિરહમની ખજૂરની પટીઓ ખરીદીને ચટાઈ વણું છું; એક દિરહમ સદકો કરી દઉં છું; અને એક દિરહમમાંથી પોતાનો અને પોતાના કુટુંબ પરિવારનો જીવન નિર્વાહ કરું છું!'[1]

□

એક વખતે એક માણસ આપને મળવા આવ્યો. જોયું તો આપ બેસીને આટો ગુંદે છે. તેણે ખૂબ જ નવાઈ પામીને પૂછ્યું:

> 'સાહેબ! આપનો નોકર ક્યાં ગયો? આપ શાને આટો ગુંદો છો?'

હઝરત સલમાન (રદિ.)એ જવાબ આપ્યો:

> 'નોકર અત્યારે કામસર બહાર ગયો છે. મને એ ઠીક લાગતુ નથી કે હું તો બેકાર બેઠેલો રહું અને નોકર પાસે બે કામ કરાવું.'

□

હઝરત સલમાન (રદિ) દુનિયાનો ક્યારેય મોહ કરતા ન હતા. માત્ર આખિરતનો ખયાલ રાખતા હતા. આપ જાણતા હતા કે દુનિયામાં ઘણા ઓછા દિવસ રહેવાનું છે એટલે અહીં સાધન સામગ્રી જમા કરવાની શી જરૂર છે! આપે મકાન સુદ્ધાં બનાવ્યું ન હતું. ક્યારેક વૃક્ષની નીચે સૂઈ જતા ક્યારેક મસ્જિદમાં રાત વિતાવી દેતા!

● ૧ આ ૫,૦૦૦ દિરહમ પગાર આજથી ૧,૪૦૦ વર્ષ પહેલાંનો છે. જે જમાનામાં માત્ર એક દિરહમ (લગભગ ચાર આના)માં પોતાના આખા કુટુંબનો આખો મહિનો જીવન નિર્વાહ ચલાવી શકાતો હોય ત્યારની સોંઘવારીની આજની અસહ્ય મોંઘવારી સાથે તુલના કરીએ તો આજે ૫,૦૦૦ દિરહમ પાંચ લાખ રૂપિયા થવા જાય! આજે કોઈ માણસને માસિક પાંચ લાખ રૂપિયા પગાર મળતો હોય તો તેના મગજનો પારો ન જાણે કેટલો ઊંચો ચઢી જાય!

એક વખતે એમના એક અકીદતમંદ માણસે પરવાનગી માંગી કે આપના માટે એક મકાન બનાવી દેવામાં આવે. પરંતુ આપ રાઝી ન થયા. જ્યારે પેલા માણસે ખૂબ આગ્રહ કર્યો તો આપે પૂછ્યું,

'મકાન કેટલું મોટું બનાવશો ?'

તેણે કહ્યું :

'એટલું ઊંચું કે તમે ઊભા થાઓ તો તમારું માથું છતમાં લાગી જાય; અને એટલું પહોળું કે તમે આડા પડીને સૂઓ તો તમારા પગ દીવાલમાં લાગી જાય !'

આપે કહ્યું : 'ઠીક છે, એટલું મોટું મકાન બનાવી શકો છો !'

□

એક વખતે કુરૈશના સરદારો આપની સામે બેસીને પોતપોતાના કુળ અને ખાનદાન પર ગર્વ કરી રહ્યા હતા. હઝરત સલમાન (રદિ.) ચૂપચાપ બેસીને સાંભળતા રહ્યા. જ્યારે તેઓની વાત પૂરી થઈ તો આપે માત્ર એટલું જ ફરમાવ્યું :

'હું તો માટીમાંથી પૈદા કરવામાં આવ્યો છું અને માટીમાં જ મળી જઈશ. હાં, કિયામતના દિવસે જો મારી નેકીઓનું પલ્લું ભારી થયું ત્યારે તો હું કરીમ અને બુઝુર્ગ છું નહિતર પછી ઝલીલ થઈશ !'

□

### અલ્લાહ અને રસૂલ (સલ.)નો ખ્યાલ

હઝરત સલમાન ફારસી (રદિ.) હમેશાં એ વાતનો ખ્યાલ રાખતા હતા કે એમનાથી કોઈ એવું કામ ન થઈ જાય જે અલ્લાહ અને રસૂલ (સલ.)ના હુકમોના ખિલાફ હોય. રસૂલુલ્લાહ (સલ.) એ એક વેળા ઈરશાદ ફરમાવ્યો હતો કે દુનિયામાં જિન્દગી એવી રીતે વિતાવવી જોઈએ જેવી રીતે એક મુસાફર જિન્દગી વિતાવે છે.

હઝરત સલમાન (રદિ.) હમેશાં ડરતા રહેતા હતા કે મારી પાસે સાધન સામગ્રી વધારે ન થઈ જાય. જોકે આપની વફાત

વખતે આપની તમામ સાધન સામગ્રીની કુલ કિંમત લગભગ વીસ દિરહેમ (લગભગ પાંચ રૂપિયા) કરતાં વધારે ન હતી! એક મામૂલી બિછાનું હતું અને તકિયા માટે બે ઈંટો રાખેલી હતી! એ છતાંયે આપ (રદિ.) ડરતા હતા અને રડતા હતા કે હું મારા મિત્ર આં હઝરત (સલ.)ને કેવી રીતે મોં દેખાડીશ!

□

કોઈ વેળા કોઈથી કોઈ કામ હઝરત સલમાન ફારસી (રદિ.)ની ઈચ્છા વિરુદ્ધ પણ થઈ જતું તો આપ એ વિચારે એના વિશે કોઈ શબ્દ ઉચ્ચારતા ન હતા કે અલ્લાહની એવી જ મરજી હશે.

એક વખતે આપ બની લૈસ કબીલાની એક સ્ત્રી જોડે શાદી કરવા ચાહતા હતા. પોતાના દીની ભાઈ હઝરત અબૂ દરદા (રદિ.)ને માંગુ લઈને ત્યાં મોકલ્યા. તેઓ ત્યાં ગયા. પ્રથમ હઝરત સલમાન (રદિ.)ની ફઝીલતો બયાન કરી. એ પણ દર્શાવ્યું કે આપ ઈરાનીઓમાં સૌથી પ્રથમ મુસલમાન છે.

પછી મૂળ મકસદની વાત કરી, કે તેઓ તમારી ફલાણી છોકરી જોડે શાદી કરવા ચાહે છે. તે લોકોએ જવાબ આપ્યો કે અમે હઝરત સલમાન (રદિ.)થી શાદી કરાવીશું નહિ. અલબત્ત, અગર તમારી ઈચ્છા હોય તો તમારી જોડે શાદી કરાવી આપીએ.

હઝરત અબૂ દરદા (રદિ.)એ જોયું કે આ લોકો હઝરત સલમાન (રદિ.)ને છોકરી આપવા રાજી નથી તો ખુદ પોતે શાદી કરી લીધી. નીકાહ પછી જ્યારે ઘરે આવ્યા તો હઝરત સલમાન (રદિ.)એ પૂછ્યું કે શી વાત નક્કી થઈ? હઝરત અબૂ દરદા (રદિ.) ચૂપ રહ્યા. ભલા, જવાબ પણ શું આપે! જ્યારે હઝરત સલમાન (રદિ.)એ ઘણો આગ્રહ કર્યો તો બોલ્યા:

> 'જો તમે ન પૂછતે તો સારું થાત; કારણ કે મેં એવું કામ કર્યું છે કે તમને બતાવતાં શરમ આવે છે!'

હઝરત સલમાન (રદિ.)એ કહ્યું:

'નહિ, બતાઓ!'

તેમણે જવાબ આપ્યો:

'તે લોકો આપની જોડે શાદી કરાવવા માટે રાઝી ન હતા એટલે મેં શાદી કરી લીધી છે!'

આ સાંભળીને હઝરત સલમાન (રદિ.) બિલકુલ નારાઝ ન થયા બલ્કે ખુદ પોતે જ શરમિંદા થયા અને બોલ્યા :

'હવે તો મને પોતાને તમારાથી શરમ આવે છે; કારણ કે એ સ્ત્રીને અલ્લાહ તઆલાએ તો આપના માટે મુકર્રર કરી હતી (છતાં) મેં એની ઇચ્છા શાને કરી?!'

□

ખુશીનો મોકો હોય કે ગમનો, હમેશાં હઝરત સલમાન (રદિ.) આં હઝરત (સલ.)ના હુકમનો ખ્યાલ રાખતા હતા, અને તેના પર અમલ કરતા હતા. આપ (રદિ.)ની જ્યારે શાદી થઈ તો પોતાના મિત્રો જોડે સાસરે ગયા. જ્યારે ઘરમાં જવા માંડયા તો મિત્રોથી કહ્યું કે હવે આપ લોકો સિધાવો. અલ્લાહ આપ લોકોને જઝાએ ખૈર (નેક બદલો) આપશે. તેઓ પાછા ફરી ગયા.

ઘરમાં ગયા તો જોયું કે ઘર ખૂબ જ સજાવેલું છે. ચોતરફ પર્દા અને તોરણો લટકાવેલાં છે. આ જોઈને હઝરત સલમાન (રદિ.) ઘરમાંથી બહાર નીકળી આવ્યા, અને બોલ્યા :

'શું આ ઘર બીમાર છે કે આવી રીતે કપડાં ઓઢી મૂકેલાં છે! કે ખાનાએ કઅબા છે જે ગિલાફથી ઢંકાયેલ છે!'

લોકોએ બધી સજાવટ ઉતારી લીધી અને માત્ર દરવાઝાના પર્દા રહેવા દીધા ત્યારે હઝરત સલમાન (રદિ.) ઘરમાં ગયા. જોયું તો (દહેજનો) માલ-સામાન અને લોંડી–ગુલામ પુષ્કળ છે.

આપે પૂછયું :

'આ બધો માલ-સામાન, નોકર-ચાકર કોના માટે છે?'

ઘરવાળાઓએ કહ્યું કે તમારા માટે અને તમારી બીવી માટે છે.

આપે ફરમાવ્યું :

'મારા મિત્ર હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.)એ તો મને એની વસીયત કરી ન હતી. એમણે તો મને કહ્યું હતું કે

સલમાન! દુનિયામાં માત્ર એટલો સામાન રાખજો જેટલો એક મુસાફર રાખે છે. હું આમાંથી કંઈ પણ લઈશ નહિ. માત્ર આ બીવી મારી છે જેની સાથે મારા નીકાહ થયા છે.'

પછી આપે ત્યાં બેઠેલી સ્ત્રીઓથી કહ્યું કે તમે સૌ અહીંથી ચાલ્યા જાઓ તો મહેરબાની. તે બધી ત્યાંથી ચાલી ગઈ. હઝરત સલમાન (રદિ.) ઊભા થયા, દરવાજા બંધ કર્યાં અને પર્દા પાડીને બીવી પાસે આવ્યા અને કહ્યું :

'શું તમે મારી ઈતાઅત (આજ્ઞા પાલન) કરશો?'

તેણીએ કહ્યું :

'જી હાં! હું આપના હરેક હુકમનું પાલન કરીશ.'

હઝરત સલમાન (રદિ.)એ કહ્યું :

'રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે જ્યારે મીયાં-બીવી એક જગાએ (એકાંતમાં) મળે તો અલ્લાહને યાદ રાખવું જોઈએ. એટલા માટે આવો, નમાઝ પઢીએ!'

આમ લગ્નજીવનની શરૂઆત પ્રથમ નમાઝ પઢીને કરી.

સવારે જ્યારે હઝરત સલમાન (રદિ.) બહાર આવ્યા તો મિત્રો રાતની વાતો પૂછવા લાગ્યા. આપ ખામોશ રહ્યા. મિત્રોએ આગ્રહ કરવાનું શરૂ કર્યું તો આપે ફરમાવ્યું :

'ઈન્સાનને જોઈએ કે જે ચીઝો જાહેર છે તેના વિશે તો વાતચીત કરે પરંતુ જે ચીઝને અલ્લાહે છૂપાવી છે તેના વિશે કંઈ ન પૂછે. આં હઝરત (સલ.)એ ફરમાવ્યું છે કે, એવી બેશરમીની વાતો કરનારા ઝલીલ જાનવરો કરતાં પણ બદતર છે.'

□

### ઇલ્મ

હઝરત સલમાન (રદિ.)ની પૂરી જિન્દગી હકની તલાશમાં દેશ-વિદેશ ઘુમવામાં વિતી એટલે અલ્લાહ તઆલાએ આપને ઈલ્મ પણ ઘણો આપ્યો હતો.

હઝરત મઆઝ બિન જબલ (રદિ.) જે ઘણા મોટા આલિમ હતા તેમણે પોતાના શાગિર્દોથી એક વખતે ફરમાવ્યું કે,

'ઈલ્મ ચાર માણસો પાસેથી મેળવજો.'

એ ચારમાં હઝરત સલમાન (રદિ.)નું નામ પણ હતું.

□

ઘણી વેળા આં હઝરત (સલ.) હઝરત સલમાન (રદિ.)ના ઈલ્મની તારીફ કરતા હતા. એક વાર આપ (સલ.)એ ફરમાવ્યું કે,

'સલમાન (રદિ.) ઈલ્મથી છલોછલ છે.'

□

એક વખતે હઝરત સલમાન (રદિ.) પોતાના દીની ભાઈ હઝરત અબૂ દરદા (રદિ.)ના ઘેર ગયા. જોયું તો એમની બીબી ખૂબ જ અસ્તવ્યસ્ત અવસ્થામાં છે. કપડાં મેલા, વાળ હોળ્યા વિનાના વેરવિખેર.

આપે પૂછ્યું,

'તમે આ શી હાલત બનાવી રાખી છે?!'

તેણીએ જવાબ આપ્યો કે,

'તમારા ભાઈ [અબૂ દરદા (રદિ.)]ને ઈબાદત કરવામાંથી ફુરસદ જ નથી મળતી! હું કપડાં વગેરે કોના માટે બદલું?'

હઝરત સલમાન (રદિ.) આ સાંભળીને ત્યાં જ રોકાઈ ગયા. જ્યારે હઝરત અબૂ દરદા (રદિ.) આવ્યા તો હઝરત સલમાન (રદિ.)ના માટે જમવાનું આવ્યું. હઝરત સલમાન (રદિ.)એ હઝરત અબૂ દરદા (રદિ.)ને પણ જમવા માટે તેડચા. હઝરત અબૂ દરદા (રદિ.)એ કહ્યું :

'હું રોઝાથી છું!'

હઝરત સલમાન (રદિ.)એ કહ્યું :

'જ્યાં સુધી તમે ખાશો નહિ ત્યાં સુધી હું પણ ખાઈશ નહિ.'

જ્યારે વધારે મજબૂર કર્યા તો હઝરત અબૂ દરદા (રદિ.)એ રોઝો તોડી નાખ્યો કારણ કે મુસ્તહબ અને નફલ રોઝાને આવા

મોકા પર તોડી શકાય છે. તે પછી બંનેએ ખાધું.

જ્યારે રાત થઈ તો હઝરત સલમાન (રદિ.) ત્યાં જ સૂતા. હઝરત અબૂદરદા (રદિ.) નમાઝ પઢવા માટે ઊઠ્યા. આપે હાથ પકડીને સૂવડાવી દીધા અને કહ્યું કે સૂતેલા રહો. થોડા સમય પછી પાછા ઊઠ્યા. આપે ફરી પાછા સૂવડાવી દીધા. પાછલી રાતે હઝરત સલમાન (રદિ.)એ તેમને પોતે જગાડીને કહ્યું કે હવે નમાઝ પઢો.

પછી બોલ્યા :

'તમારા પર માત્ર અલ્લાહનો જ હક નથી. તમારા ઉપર તમારો જાન, તમારી બીવી, બાળકો, મહેમાન, સગાં-સ્નેહીઓ સર્વેના હકો છે. માત્ર અલ્લાહનો જ હક કેમ અદા કરો છો. બધાંના હક પૂરા કરો!'

સવારે આ બાબત આં હઝરત (સલ.)ની ખિદમતમાં રજૂ થઈ. આપ (સલ.)એ ફરમાવ્યું :

'સલમાન (રદિ.)એ સાચું કહ્યું.'

પછી અબૂદરદા (રદિ.)ની તરફ ઈશારો કરીને ફરમાવ્યું :

'તમારા કરતાં સલમાન વધારે જાણકાર (ઈલ્મવાળા) છે.'[૧]

□

એ જ પ્રમાણે એક દિવસે હઝરત સલમાન (રદિ.) જુમ્આના દિવસે હઝરત અબૂદરદા (રદિ.)ના ઘેર ગયા; તો જાણવા મળ્યું કે તેઓ સૂતેલા છે. આપે કારણ પૂછ્યું તો જણાવવામાં આવ્યું કે તેઓ જુમ્આની આખી રાત જાગીને ઈબાદત કરે છે અને જુમ્આના દિવસે રોઝો રાખે છે.

હઝરત સલમાન (રદિ.)એ હઝરત અબૂદરદા (રદિ.)ને જગાડ્યા. જ્યારે ખાવાનું આવ્યું તો હઝરત સલમાન (રદિ.)એ ફરી પાછું એમને ખાવા માટે કહ્યું. તેમણે પોતાની મજબૂરી દર્શાવી કે હું રોઝાથી છું. હઝરત સલમાન (રદિ.)એ આખરે આગ્રહ કરીને

● ૧ મશીરુલ હક્ક કૃત કિતાબ : 'હઝરત સલમાન ફારસી (રદિ.)' પા. ૩૧, ૩૨, ૩૩

તેમને ખવડાવ્યું. તે પછી આં હઝરત (સલ.)ની પાસે આવ્યા. આપ (સલ.)એ પૂરો કિસ્સો સાંભળીને ફરમાવ્યું :

'અબૂ દરદા! સલમાન તમારા કરતાં વધારે જાણકાર છે.'

આપ (સલ.)એ પોતાનો હાથ હઝરત અબૂ દરદા (રદિ.)ની ખંધ પર ત્રણ વખતે મારીને ફરમાવ્યું :

'સલમાન તમારા કરતાં ઈલ્મમાં ચઢિયાતા છે.'

પછી ફરમાવ્યું :

'માત્ર જુમ્આની જ રાતને જાગરણ માટે અને રોઝા રાખવા માટે મખ્સૂસ ન કરો!'

□

એક વખતે લોકોએ હઝરત અલી (રદિ.)ને પૂછ્યું કે :

'અમીરુલ મોમિનીન! હઝરત સલમાન (રદિ.)ના ઈલ્મ વિશે કંઈક દર્શાવો!'

હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું :

'હઝરત સલમાન (રદિ.) લુકમાન હકીમની કક્ષાના છે! એમણે દુનિયા અને આખેરત બંનેનો ઈલ્મ મેળવ્યો છે! એમનો ઈલ્મ એક એવો સાગર છે જે કહી સુકાતો નથી!'

□

હઝરત સલમાન (રદિ.) કુરઆન શરીફ, ઈંજિલ (બાઈબલ) અને તૌરાત એ ત્રણે આકાશી મહાગ્રંથોના ઊંડા અભ્યાસી હતા. એક વખતે હઝરત સલમાન (રદિ.)એ આં હઝરત (સલ.)ને કહ્યું કે :

'મેં તૌરાતમાં વાંચ્યું છે કે, ભોજન કર્યા પછી વુઝૂ કરી લેવાથી બરકત થાય છે.'

હુઝૂર (સલ.)એ એનું સમર્થન કર્યું.

□

હઝરત સલમાન (રદિ.) ઈસ્લામના મર્મજ્ઞ, હદીસવેત્તા અને ફકીહ હતા. હદીસોના સર્વમાન્ય સંગ્રહોમાં હઝરત સલમાન (રદિ.)

થી રિવાયત થયેલી સાઠ હદીસો મંઘસ્થ થયેલી છે. તેમ જ હુઝૂર (સલ.)ના જમાનામાં એમણે મુફતી તરીકેની પણ ફરજ બજાવેલી છે.[૧]

□

એક રિવાયત અનુસાર હુઝૂર (સલ.)એ હઝરત અબૂઝર ગફ્ફારી (રદિ.) જોડે હઝરત સલમાન ફારસી (રદિ.)નો ભાઈચારો સ્થાપિત કરી આપ્યો હતો; અને એ બન્ને મહાનુભાવો અસ્હાબે સુફ્ફા અને એહલે બાતિનના સરદાર હતા.[૨]

□

હુઝૂર (સલ.) પછી હઝરત સલમાન (રદિ.)એ બાતિની ફૈઝ હઝરત અબૂબક્ર સિદ્દિક (રદિ.)થી ગ્રહણ કર્યો; અને મોટા મોટા જલીલુલ કદ્ર તાબેઈન, ફુકહા, મુહદ્દિસીન, આબેદિન અને આરેફિને હઝરત સલમાન (રદિ.)થી જાહેરી અને બાતિની ફૈઝ પ્રાપ્ત કર્યો.

□

## ઈન્તેકાલ

હઝરત સલમાન (રદિ.)ની વફાતનો સમય જ્યારે નજીક આવ્યો તો લોકો અયાદત (ખબર-અંતર પૂછવા) માટે આવ્યા. જોયું તો આપ રડતા હતા અને આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી હતી. હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)એ કહ્યું :

> 'આપ શાને આ પ્રમાણે રડો છો જ્યારે કે રસૂલે કરીમ (સલ.) આપથી ખુશી ખુશી ગયા છે અને થોડા સમયમાં જ આપ હોઝે કોસર પર તેમનાથી મળશો !'

હઝરત સલમાન (રદિ.)એ ફરમાવ્યું :

> 'ન તો હું મોતના ડરથી રડું છું, ન મને દુનિયામાં રહેવાની ઇચ્છા છે, બલકે એટલા માટે રડું છું કે મારી પાસે દુન્યવી સામાન બેહદ જમા થઈ ગયો છે. આં હઝરત (સલ.)એ એની મનાઈ કરી હતી. હવે હું જઈને મારા મિત્રને શું મોઢું બતાવીશ !'

● ૧ 'મનાકુબાતે હઝરત અલી (રદિ.)'
૨ 'કશ્ફુલ મેહજૂબ'

જોકે જે માલના માટે હઝરત સલમાન (રદિ.) રડતા હતા તેની કુલ કિંમત તે વખતે ૧૫–૨૦ દિર્હમ (ચાર–પાંચ રૂપિયા)થી વધારે ન હતી!

□

એક વખતે કોઈક લડાઈમાં હઝરત સલમાન (રદિ.)ને મુશ્કનો એક ટુકડો માલે ગનીમતમાં મળ્યો હતો. તે આપે પોતાની બીવી પાસે મૂકાવી રાખ્યો હતો. બીવી પાસે આપે તે ટુકડો મંગાવ્યો અને કહ્યું :

> 'બધાં દરવાજા ખોલી દો અને મુશ્કને પાણીમાં પીગાળીને મારા ખાટલાની ચો-તરફ છાંટો કારણ કે અત્યારે મારી પાસે એવા મહેમાનો આવનાર છે જેઓ ન તો જિન્ન છે ન જ ઈન્સાન છે. એમને કોઈ જોઈ પણ નથી શકતું!'

જ્યારે આપના દર્શાવ્યા પ્રમાણે બધું કાર્ય કરી દેવામાં આવ્યું ત્યારે સૌને પોતાના ખંડમાંથી બહાર મોકલી દીધાં અને પોતે ચૂપચાપ સૂતેલા રહ્યા. થોડા સમય પછી લોકોએ આવીને જોયું તો આપની રૂહ પરવાઝ કરી ચૂકી હતી.

'ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલયહિ રાજિઊન.'

□

આપ એટલા ઈત્મેનાનથી સૂતેલા હતા કે ખબર સુદ્ધાં પડતી ન હતી કે આપનો ઈન્તેકાલ થઈ ગયો છે. બલકે એવું લાગતું હતું કે જાણે ખૂબ ગાઢ નિંદ્રામાં પોઢેલાં છે!

□

અમીરૂલ મોમિનીન હઝરત અલી મુર્તઝા (રદિ.) એક જ રાતમાં બતૌરે તયે અર્દ[1] મદીના શ.થી મદાઈન આવ્યા અને આપને ગુસલ આપીને તેજ રાત્રે ફરી પાછા મદીના શ. તશરીફ લાવ્યા.[2]

□

● ૧ તયે અર્દ : પળવારમાં અમાપ અંતર કાપવાની દિવ્ય શક્તિ.
૨ 'જવાહરે અલવિયા' : પા. ૨૯

આપનો ઈન્તેકાલ હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતના સમયમાં ૧૦, રજ્જબુલ મુરજ્જબ હિ. સ. ૩૭ માં થયો. આપનો મઝારે મુબારક ઈરાનના એક મહત્વના શહેર મદાઈનમાં આવેલો છે.

આપની ઉમર ઘણી મોટી થઈ હતી. કેટલાક ૨૫૦ અને કેટલાક ૩૫૦ વર્ષની ઉમર થઈ હોવાનું પણ જણાવે છે. અલ્લાહ બેહતર જાણનાર છે.

□

### કરામતો

ઈરાનની ચઢાઈ વખતે, જાણે ડામરની સડક પર ઘોડા દોડાવતાં હોય એ રીતે ટાઈગ્રીસ નદીના પાણી ઉપર ઘોડા દોડાવીને નદી પાર કરી જવી એ હઝરત સલમાન (રદિ.) અને એમના સાથીઓની સ્પષ્ટ કરામત છે.

□

'રવઝુર રયાહીન'માં છે કે હઝરત સલમાન (રદિ.) અને હઝરત અબૂ દરદા (રદિ.)ની વચ્ચે એક પ્યાલું મૂકેલું હતું તે પ્યાલાએ **'સુબ્હાનલ્લાહ'** કહ્યું એટલા સુધી કે બંને સાહેબોએ સાંભળી લીધું.

બંને સહાબીઓની રૂહાની તાસીર અને બરકતથી પ્યાલું પણ તસ્બીહ પઢવા લાગ્યું અને તેની તસ્બીહને બંનેએ સાંભળી પણ લીધી એ બંનેની મહાન કરામત છે.[1]

□

એક વખતે આપે જંગલમાં દોડી જતાં હરણને બોલાવ્યા તો તેઓ તરત જ આપની પાસે હાજર થઈ ગયા.[2]

□

એ જ પ્રમાણે એક વખતે ઊડતી ચકલીને હાંક મારી તો તે અવાજ સાંભળીને આપ (રદિ.) પાસે ઉતરી પડી[3]

□

● ૧ 'કરામાતે સહાબા (રદિ.)' પા. ૧૪૭
૨ 'મશાઈખે નકશબંદ' પા. ૧૬
૩ 'મશાઈખે નકશબંદ' પા. ૧૬

પોતાના ઈન્તેકાલનો સમય જાણી લેવો, તેમ જ ફરિશ્તાઓના આદર-સત્કાર માટે મુશ્ક મેળવેલું જળ છંટાવીને પૂર્વ તૈયારી કરી લેવી અને તેમના આગમન સમયે તમામ લોકોને ખંડની બહાર મોકલી આપવા એ હઝરત સલમાન (રદિ.)ની દેખીતી કરામત છે.

□

## મુબારક ઈરશાદાત

ઉંમર ખૂબ ઓછી છે અને ઈલ્મ ઘણો વધારે છે (માટે) જેટલો ઈલ્મ દીની જરૂરિયાતના માટે આવશ્યક છે તેને હાસિલ કરો, બાકીનો છોડી દો.

□

જો બૂરાઈ જાહેરમાં કરતાં હોય તો નેકી પણ જાહેરમાં કરો અને જો બૂરાઈ છૂપી રીતે કરતા હોય તો નેકી પણ છૂપી રીતે કરતા રહો કે બંનેના પલ્લાં સરખાં થાય.

□

એક શખ્સને આપે નસીહત કરી કે વાત-ચીત ન કરો!

તેણે કહ્યું :

'એ કેવી રીતે બની શકે કે જીવતો રહું અને બોલું નહિ!'

આપે ફરમાવ્યું :

'અગર ખામોશ નથી રહી શકતા તો સારી વાતો કરતાં રહો; ખરાબ વાતો કરવા કરતાં ચૂપ રહેવું બેહતર છે.'

પેલા શખ્સે કહ્યું : 'હજી કંઈ વધારે નસીહત કરો!'

આપે ફરમાવ્યું : 'ગુસ્સો ન કરો!'

તેણે કહ્યું :

'જ્યારે મને ગુસ્સો આવી જાય છે તો હું મજબૂર થઈ જાઉં છું; એમાં હું શું કરી શકું છું?!'

આપે ફરમાવ્યું :

'ઠીક છે; જ્યારે ગુસ્સો આવી જાય તો ઓછામાં ઓછું પોતાની ઝબાન અને પોતાના હાથને કાબૂમાં રાખો!'

પેલાએ કહ્યું : 'કંઈ વધુ ઈરશાદ ફરમાવો.'

આપે ફરમાવ્યું : 'લોકો સાથે સંબંધ ન રાખો.'

તેણે કહ્યું :

'સુબ્હાનલ્લાહ ! એ કેવી રીતે શક્ય છે કે દુનિયામાં રહું અને લોકો સાથે સંબંધ વગર રહું !'

આપે ફરમાવ્યું :

'જો સંબંધ રાખો તો પછી સાચી વાત કહો અને અમાનત અદા કરતા રહો.'

□

ઈન્સાનને જોઈએ કે તે આરામ અને તકલીફ બંને હાલતોમાં અલ્લાહને યાદ રાખે.

જે શખ્સ આરામના વખતે પણ અલ્લાહથી દુઆઓ કરતો રહે છે અને મુસીબતના સમયે પણ દુઆ માંગતો રહે છે તો ફરિશ્તાઓ તેનો અવાજ આગળથી ઓળખતા હોય છે એટલે તેના માટે તેઓ પણ દુઆ કરે છે.

જે શખ્સ આરામમાં અલ્લાહને ભૂલી ગયેલો હોય છે, માત્ર તકલીફના વખતે તેને પોકારે છે તો ફરિશ્તાઓ તેનો અવાજ ઓળખતા નથી એટલા માટે મગફિરતની દુઆ કરતા નથી.

□

એક વખતે હઝરત સલમાન (રદિ.) એક શખ્સ જોડે નદી કિનારે ગયા. આપે પેલા શખ્સને કહ્યું નદીમાંથી પાણી પીઓ. તેણે પાણી પીધું. આપે કહ્યું કે હજી વધારે પીઓ. તેણે બીજું પીધું. જ્યારે તે પાણી પી ને ખૂબ ધરાઈ ગયો તો હઝરત સલમાન (રદિ.)એ પૂછ્યું કે :

'તમારા પાણી પીવાથી નદીનું કેટલું પાણી ઓછું થઈ ગયું ?'

તેણે કહ્યું : 'વાહ, પીવાથી તે કંઈ નદીનું પાણી ઓછું થાય છે ?!'

ત્યારે હઝરત સલમાન (રદિ.)એ ફરમાવ્યું :

'મારા પ્રિય! એ જ હાલત ઈલ્મની છે. તમે જેટલો પણ ઈલ્મ હાસિલ કરો તે ઓછો છે.'

□

હઝરત અબૂ દરદા (રદિ.) હઝરત અબૂબક્ર (રદિ.)ની ખિલાફતના જમાનામાં શામ (સિરીયા) ચાલ્યા ગયા હતા. ત્યાંથી તેમણે હઝરત સલમાન (રદિ.)ને પત્ર લખ્યો કે :

'અહીં (શામ)માં આવ્યા પછી અલ્લાહ તઆલાએ મને ઘણો માલ, દોલત અને ઔલાદ આપ્યાં છે. તદઉપરાંત પાક ઝમીન (બૈતુલ મુકદ્દસ)માં રહું છું.'

હઝરત સલમાન (રદિ.)એ ઉત્તર પાઠવ્યો કે :

'ઈન્સાનની પાકી એમાં નથી કે તે પાક જગામાં રહે બલ્કે ખૂબી એ છે કે તે પોતે પાક હોય. યાદ રાખો કે માલ અને દોલતનો વધારો, આલ ઔલાદની વૃદ્ધિ આખિરતમાં તમને કંઈ ફાયદો પહોંચાડશે નહિ. તે દિવસે તમારો ઈલ્મ અને હિલ્મ[1] તમારા કામમાં આવશે.'

એક શખ્સે હઝરત સલમાન (રદિ.)ને ભોજન માટે આગ્રહ કર્યો. આપે તેને જણાવ્યું કે ભોજન કરવા માટે મને આગ્રહ કરશો નહિ કેમકે મેં હુઝૂર (સલ.)ના પવિત્ર મુખે સાંભળ્યું છે કે :

'આખિરતમાં સૌથી વધારે ભૂખ્યા તે લોકો જ હશે જેઓ દુનિયામાં પોતાના પેટને ઠાંસી ઠાંસીને ભરે છે.'

તે પછી હુઝૂર (સલ.)એ મને ઉદ્દેશીને ફરમાવ્યું :

'હે સલમાન! દુનિયા મોમિનનું કેદખાનું અને કાફિરની જન્નત છે.'

□

દુનિયામાં મોમિનની મિસાલ આ પ્રમાણે છે :

એક રોગી છે. તેની સાથે હમેશાં એક હકીમ (ડૉક્ટર) રહે

● ૧ હિલ્મ : ધૈર્ય, દુઃખ બરદાસ્ત કરવાની શક્તિ, તિતિક્ષા

છે. તે તેના રોગથી પૂરેપૂરો પરિચિત છે. તે તેના રોગની દવા પણ જાણે છે. જ્યારે રોગીનું દિલ કંઈક ખાવા ચાહે છે (ત્યારે જો એ વસ્તુ રોગીના માટે હાનિકારક હોય) તો હકીમ એને એ વસ્તુ ખાતા રોકે છે. તે કહે છે કે, ખબરદાર! આ વસ્તુ ખાશો તો મરી જશો!

આ રીતે હકીમ પોતાના દર્દીને ગમે તેમ ખાવા–પીવાથી રોકે છે. છેવટે આ રોગી તંદુરસ્ત થઈ જાય છે.

બિલકુલ આ પ્રમાણે મોમિન અને ખુદાનો મામલો છે. મોમિનનું દિલ અન્ય લોકો પાસેથી અનેક ચીજોની લાલસા કરે છે પરંતુ અલ્લાહ તઆલા એને આવી ચીજોથી બચાવતો રહે છે. એટલે સુધી કે મોમિન મૃત્યુને ભેટે છે અને અલ્લાહ તઆલા તેને જન્નતમાં દાખલ કરી દે છે.

કોઈએ આપને પૂછ્યું:

'એવી કઈ બદી છે કે જેની સામે નેકી કંઈજ કામ આવતી નથી?'

આપે ફરમાવ્યું: 'તે બડાઈ અને અહંકાર છે.'

□

સૈયદના હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)થી રિવાયત છે કે–

હઝરત સલમાન ફારસી (રદિ.) ૭ ચીજો ઉપર નવાઈ વ્યક્ત કરતા હતા. એ ૭ માંથી ત્રણ ચીઝો એમને હસાવતી હતી અને ત્રણ ચીઝો રડાવતી હતી.

જે ત્રણ ચીઝો રડાવતી હતી તે આ પ્રમાણે છે:

૧ રસૂલે પાક (સલ.) અને સહાબાયે કિરામ (રદિ.)નો વિયોગ.
૨ મૃત્યુનો ભય અને મૃત્યુ પછીના બનાવો.
૩ કિયામતના દિવસે ખુદાવંદ જબ્બાર અને કહહાર આગળ કર્મોનો જવાબ આપવા માટે ઊભા થવું.

જે ત્રણ ચીઝો આપને હસાવતી હતી તે આ પ્રમાણે છે:

૧ માણુસ દુનિયાની તલબ કરે છે પરંતુ મૃત્યુ એની તાકમાં હોય છે.

૨ માણુસ પરલોકના અહેવાલથી ગાફેલ હોય છે પરંતુ હક તઆલા તેમજ ફરિશ્તાઓ તેનાથી ગાફેલ નથી; એટલું નહિ તેના પ્રત્યેક કૃત્ય અને તેની દરેક હિલચાલ ઉપર તેમની દૃષ્ટિ મંડાયેલી હોય છે.

૩ માણુસ ઘણું હસે છે (પરંતુ) તેને એ વાતની ખબર નથી કે ખુદાતઆલા તેનાથી રાજી છે કે નહિ?



# હઝરત કાસિમ

## રદિયલ્લાહુ અન્હુ

□

દૂર રખ દોઝખસે મુજકો
ઔર કર જન્નત નસીબ,
હઝરતે કાસિમ (રદિ.)
ઇમામે ઔલિયા કે વાસ્તે.

□

## નામ અને ખાનદાન

આપનું નામ કાસિમ હતું.

આપની કુન્યિત (લકબ) અબૂ મુહમ્મદ હતી.

આપ હઝરત અબૂબક્ર (રદિ.) ના પૌત્ર હતા.

આપના પિતા મુહમ્મદ બિન અબૂબક્ર (રદિ.) હતા.

આપ ઉમ્મુલ મોમિનિન હઝરત આયશા (રદિ.)ના ભત્રીજા હતા.

આપ હઝરત ઝૈનુલ આબિદીન (રદિ.)ના ખાલાઝાદ ભાઈ હતા.

આપ હઝરત સાલિમ (રદિ.)ના ખાલાઝાદ ભાઈ હતા.

આપ હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)ના નાના હતા.

આપની માતાનું નામ સવદહ ઉમ્મે વલદ હતું.

આપ મહાન તાબેઈન હતા.

આપ પોતાના ગાઢ ઇલ્મ અને ઉચ્ચ અખ્લાકના કારણે મદીના શરીફના શ્રેષ્ઠ બુઝુર્ગોમાં ગણાતા હતા.

## ઈરાનના બાદશાહના નવાસા

રિવાયત છે કે :

હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતના જમાનામાં ઈરાન દેશ જીતી લેવામાં આવ્યો ત્યારે ઈરાનના બાદશાહ યઝદજર્દની ત્રણ રાજકુમારીઓ કેદ થઈને આવી.

હઝરત અલી (રદિ.)એ તેઓની કિંમત ચૂકવીને ખરીદી લીધી અને ત્રણ યુવાનોને આપી. એ ત્રણેથી તે સમયના ત્રણ અત્યંત મહાન અને નેક બુઝુર્ગો પેદા થયા.

- એક હઝરત ઈમામ હુસૈન (રદિ.)ને આપી. તેનાથી હઝરત ઈમામ ઝૈનુલ આબિદીન (રદિ.) પેદા થયા.
- બીજી હઝરત અબૂબક્ર (રદિ.)ના પુત્ર મુહમ્મદ (રદિ.)ને આપી. તેનાથી હઝરત કાસિમ (રદિ.) પેદા થયા.
- ત્રીજી હઝરત ઉમર (રદિ.)ના પુત્ર હઝરત અબ્દુલ્લાહ (રદિ.)ને આપી. તેનાથી હઝરત સાલિમ (રદિ.) પેદા થયા.[૧]

● ૧ 'રશહાત' પા. ૧૨
[હવાલો : 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)' પા. ૧૦૨]

## હઝરત આયશા (રદિ.)ની છત્રછાયામાં

હઝરત કાસિમ (રદિ.)ના પિતા મુહમ્મદ બિન અબૂબક્ર (રદિ.)ને હઝરત અલી (રદિ.)એ પોતાના ખિલાફતના જમાનામાં મિસરના હાકેમ (ગવર્નર) બનાવ્યા હતા. એક યુદ્ધમાં તેમનો ઈન્તેકાલ થઈ ગયો.

એ વેળા હઝરત કાસિમ (રદિ.) કુમળી વયના બાળક હતા એટલે આપના ફોઈ ઉમ્મુલ મોમિનિન હઝરત આયશા (રદિ.)એ આપને પોતાની માયાળુ છત્રછાયામાં લઈ લીધાં અને ખૂબ જ લાડ અને પ્યારથી પાલન કર્યું.

જેમને ઉમ્મુલ મોમિનિન હઝરત આયશા સિદ્દિકા (રદિ.) પાસેથી શિક્ષણ, કેળવણી અને તર્બિયત મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હોય તેમના શિક્ષણ અને સંસ્કાર વિશે આજનો અદના આદમી શું લખે!

## બાળપણનાં સોનેરી સંસ્મરણો

હઝરત કાસિમ (રદિ.) પોતાના બાળપણની કેટલીક વાતો, જે તેમને યાદ હતી, બયાન કરતા હતા. આપ ફરમાવતા હતા કે મારાં ફોઈ હઝરત આયશા (રદિ.) અર્ફાની રાતે અમારા લોકોના માથા મુંડાવતી હતી અને અમને ટોપી પહેરાવીને મસ્જિદમાં મોકલતી હતી. અને બીજે દિવસે સવારે અમારા તરફથી કુરબાની કરતી હતી.[૧]

## ફૈઝનો કમાલ

હઝરત આયશા (રદિ.) ઈલ્મના એવા સ્રોત હતા કે આપના અદનાતરીન ખાદિમો પણ મસનદે ઈલ્મ અને અમલના વારિસ થયાં. હઝરત કાસિમ (રદિ.) તો જાણે આપના મેહબૂબ ફરઝંદ હતા. હઝરત આયશા (રદિ.)ની તર્બિયતે આપને ઈલ્મ અને અમલના મજમઉલ બહરૈન (બે સાગરના સંગમ) બનાવી દીધા હતા.

● ૧ 'ઈબ્ને સઅદ' જિ.૫, પા. ૧૩૯ ('તાબેઇન' પા. ૩૭૫ના હવાલાથી)

અલ્લામા ઈબ્ને સઅદ લખે છે કે,

> 'તેઓ બુલંદ પાયાના અને ઉચ્ચ કક્ષાના ફકીહ, ઈમામ, મોટા હાફિઝે હદીસ અને પરહેઝગાર હતા.'[1]

ઈમામ નવવી લખે છે કે,

> 'તેઓ મોટા જલીલુલ કદર તાબેઈન છે; એમની જલાલત, તૌશીક (દઢતા) અને ઈમામત પર સૌની સંમતિ છે.'[2]

## હદીસના હાફિઝોના ઈમામ

હઝરત આયશા (રદિ.)ની મુબારક ઝાત સરચશ્માએ હદીસ હતી. હઝરત કાસિમ (રદિ.) મોટા ભાગે એ જ સરચશ્માથી તૃપ્ત થયા હતા. એ ઉપરાંત આપે ઈબ્ને અબ્બાસ (રદિ.); ઈબ્ને ઉમર (રદિ.); અને અબુ હુરયરહ (રદિ.)થી પણ લાભ મેળવ્યો હતો. આપનું પોતાનું બયાન છે કે:

> 'હું બહુ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની પાસે બેસતો હતો; ઈબ્ને ઉમર (રદિ.) અને અબૂ હુરયરહ (રદિ.)ની પાસે બેસતો હતો અને તેમનાથી વધારેમાં વધારે ફાયદો ઉઠાવ્યો. ઈબ્ને ઉમર (રદિ.)ની પાસે એવો ઈલ્મ અને વર્અ (પરહેઝગારી) હતાં અને એવી અમૂલ્ય જાણકારી હતી; જે બીજે ક્યાંય પ્રાપ્ત થઈ શકતી ન હતી.'[3]



આ બુઝુર્ગો ઉપરાંત
ઈબ્ને ઉમ્રૂ બિનલ આસ (રદિ.),
અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.),
મુઆવિયહ (રદિ.),
અબ્દુલ્લાહ બિન ખબ્બાબ (રદિ.),
રાફિઅ બિન ખદીજ (રદિ.),

1 'ઈબ્ને સઅદ' જિ. ૫, પા. ૧૩૯ ('તાબેઈન' પા. ૩૭૫ના હવાલાથી)
2 તેહઝીબુલ અસ્માઅ' જિ. ૧, પા. ૫૫ ('તાબેઈન' પા. ૩૭૫)
3 'તેહઝીબુલ અસ્માઅ' જિ. ૧, પા. ૫૫ ('તાબેઈન' પા. ૩૭૬)

અસ્લમ મૂલી ઉમ્ર

વગેરેથી પણ હદીસો સાંભળી હતી.[1] આ બુઝુર્ગોના ફયઝે આપને મુતાઝ હાફિઝે હદીસ બનાવી દીધા હતા.

□

ઈબ્ને સઅદ લખે છે કે,

'આપ "કસીરૂલ હદીસ" હતા'[2]

હાફિઝ ઝહબી આપને,

'હુફ્ફાઝે હદીસમાં ઈમામ અને કદવહ'

લખે છે.[3]

અબૂલ રનાદ કહેતા હતા કે,

'મેં કાસિમના કરતા વધારે સુન્નતના આલિમ (જ્ઞાતા) નથી જોયા.'[4]

□

હઝરત આયશા (રદિ.)ની અહાદીસના ખુસૂસિયતની સાથે મોટા હાફિઝ હતા. ખાલિદ બિન બઝાઝનું બયાન છે કે આયશા (રદિ.)ની હદીસોના ત્રણ મોટા જાણકાર હતા; કાસિમ, ઉર્વહ અને ઉમ્રહ.[5]

## આપની રિવાયતોનો દરજ્જો

હદીસવેત્તાઓ અને હદીસજ્ઞાતાઓ તેમ જ હદીસના તજ્જ્ઞોની નઝદીક હઝરત આયશા (રદિ.)થી આપની રિવાયતો ૧૦૦ ટચના શુદ્ધ સોનાનો હુકમ ધરાવે છે.

ઈબ્ને મોઈનનું બયાન છે કે,

● ૧ 'તેહઝીબ' જિ. ૮ પા. ૩૩૩ ('તાબેઈન' પા. ૩૭૬)
૨ 'ઈબ્ને સઅદ' જિ. ૫, પા. ૧૩૯ ('તાબેઈન' પા. ૩૭૬)
૩ 'તઝકિરતુલ હુફ્ફાઝ' જિ. ૧, પા. ૧૮૪ ('તાબેઈન' પા. ૩૭૬)
૪ નં. ૩ પ્રમાણે
૫ 'તેહઝીબ' જિ. ૮ પા. ૩૩૪

'ઉબયદુલ્લાહ બિન ઉમર અન કાસિમ અન આઈશા (રદિ.)નો રિવાયતનો સિલસિલો (૧૦૦ ટચનું) શુદ્ધ સોનું છે.'[1]

## હદીસનો મુઝાકિરહ

દરરોજ રાત્રે, ઈશા બાદ, આપ અને આપના સાથીઓ ભેગા મળીને હદીસ ખ્વાની કરતા હતા.

## શાગિર્દો

હદીસમાં, આપના શાગિર્દોમાં મોટા મોટા મુમતાઝ ઈમામો હતા. એમાંથી કેટલાકના નામો આ પ્રમાણે છે:

અબ્દુર્રહમાન બિન કાસિમ,
ઈમામ શુઅબી,
સાલિમ બિન અબ્દુલ્લાહ બિન ઉમર,
સઈદ અન્સારીના પુત્ર યહ્યા,
સઈદ બિન અબી મલીકહ,
નાફિઅ મૂલી,
ઈબ્ને ઉમર,
ઈમામ ઝહરી,
ઉબયદુલ્લાહ ઈબ્ને ઉમર,
અય્યૂબ, ઈબ્ને જૂન અને માલિક બિન દીનાર...વગેરે.[2]

## ફિકહ

હઝરત કાસિમ (રદિ.)નો ખાસ ફન ફિકહ હતો. એમાં આપને ઈમામત અને ઈજતેહાદનો દરજ્જો હાસિલ હતો. એમના ફિકહી કમાલની સૌથી મોટી સનદ એ છે કે આપ મદીના શરીફના સાત મશહૂર અને મુમતાઝ ફુકહામાંથી એક હતા.[3]

૧ 'તેહઝીબુલ અસમાઅ' જિ. ૧, પા. ૫૫ ['તાબેઈન' પા. ૩૭૬]
૨ 'તેહઝીબુત તેહઝીબ' જિ. ૮, પા. ૩૩૩ ['તાબેઈન' પા. ૩૭૭]
૩ 'તેહઝીબુલ અસમાઅ' જિ. ૧, પા. ૫૫ ['તાબેઈન' પા. ૩૭૭]

ફિકહ પણ આપે પોતાના ફોઈ હઝરત આયશા સિદ્દીકા (રદિ.), ઈબ્ને ઉમર (રદિ.) અને ઈબ્ને અબ્બાસ (રદિ.)થી હાસિલ કર્યો હતો.

આપ ફરમાવતા હતા કે:

'અબૂબક્ર (રદિ.) અને ઉમર (રદિ.)ના જમાનામાં આયશા (રદિ.) સ્વતંત્ર રીતે ફતવાઓ આપતા હતા અને હું એમની જોડે રહેતો હતો.'[1]

□

તે સમયના તમામ ઉલમા એમના ફિકહના પ્રશંસક હતા.

અબિ ઝનાદ કહેતા હતા કે,

'મેં કાસિમથી મોટા ફકીહ જોયા નથી!'

□

ઈમામ માલિક ફરમાવતા હતા કે,

'કાસિમ આ ઉમ્મતના ફકીહો પૈકી હતા.'

## ફતાવામાં સાવધાની

ફિકહના વિષયમાં આવો કમાલ ધરાવવા છતાં આપ હદીસની જેમ જ ફિકહમાં પણ ખૂબ જ સાવધ હતા; અને ઈલ્મ વગર કંઈ પણ વાત કહેવી યા કોઈ મસઅલાનો જવાબ આપવો ખૂબ જ ખરાબ સમજતા હતા.

આપ ફરમાવતા હતા કે:

'ખુદાના ફર્ઝ અહકામ જાણી લીધા પછી ઈન્સાનનું જાહિલ રહેવું, એના કરતાં બેહતર છે કે તે ઈલ્મ વગર કોઈ વાત કહે.'

□

જે મસઅલાની આપને જાણ ન હોય, તેના જવાબમાં વિના સંકોચે પોતાની અજ્ઞાનતા જાહેર કરી દેતા. એક વેળા આપને કોઈ મસઅલો પૂછવામાં આવ્યો.

● ૧ 'તેહઝીબુલ અસ્માઅ' જિ. ૧, પા. ૫૫ ['તાબઈન' પા. ૩૭૭]

આપે જવાબ આપ્યો :

'મને એના વિશે કંઈ જાણકારી નથી.'

□

માત્ર સાફ અને સ્પષ્ટ મસઅલાઓનો જ જવાબ આપતા હતા. જે મસઅલાઓનો પોતાની રાય [તર્કશક્તિ]થી જવાબ આપતા તેમાં એ વાતની ચોખવટ કરી દેતા કે,

'આ મારી રાય (અનુમાન) છે. હું એમ નથી કહેતો કે એ હક (સત્ય) છે.'[1]

## હલ્કએ દર્સ (અધ્યાપન વર્તુળ)

મસ્જિદે નબવી (સલ.)માં હઝરત કાસિમ (રદિ.)નો દર્સનો હલ્કો થતો હતો. આપની અને સાલિમ બિન અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ)ની મજલિસ એક જ હતી.

આપના પછી આપના પુત્ર અબ્દુર્રહમાન, અને સાલિમના ભાઈ ઉબયદુલ્લાહ બિન ઉમર (રદિ.) આ મજલિસમાં બેસતા હતા.

એ બંને બાદ આ સ્થાને ઈમામ માલિક (રહ.)ની મસ્નદે દર્સ બીછાવાઈ.

એ જગા રોઝએ નબવી (સલ.) અને મિમ્બરે નબવી (સલ.) ના દરમિયાન ખવ્ખહ ઉમર (રદિ.)ની સામે હતી.[2]

હઝરત કાસિમ (રદિ.) સવારની પહોરમાં જ દર્સ અને ફતાવાના માટે મસ્જિદમાં આવી જતા હતા. અને બે રકઅત પઢીને મજલિસમાં બેસતા હતા. એ વખતે લોકોએ જે કંઈ પૂછવું હોય તે રજૂ કરતા હતા.[3]

## આપના સમકાલીન બુઝુર્ગોના અભિપ્રાયો

એ કાળના તમામ મોટા મોટા ઉલમા અને કમાલવાળા બુઝુર્ગો હઝરત કાસિમ (રદિ.)ના ઈલ્મી કમાલાતના પ્રશંસક હતા.

● ૧ 'ઈબ્ને સઅદ' જિ. ૫, ૧૩૯ [તાબેઈન' પા. ૩૭૮]
૨ 'ઈબ્ને સઅદ' જિ. ૫, પા. ૧૪૦ [હવાલો : 'તાબેઈન' પા. ૩૭૮]
૩ 'ઈબ્ને સઅદ' જિ. ૫, પા. ૧૪૦ [હવાલો : 'તાબેઈન' પા. ૩૭૮]

યહ્યા બિન સઈદ અનસારી કહે છે કે:

'મેં મદીનામાં કોઈ એવા શખ્સ નથી જોયા જેમને કાસિમ પર ફઝીલત આપી શકાય.'

અબૂઝનાદ કહેતા હતા કે:

'કાસિમ પોતાના જમાનાના સૌથી મોટા જાણકાર હતા.'

ઐયૂબ સખ્ત્યાની કહેતા હતા કે:

'મેં કાસિમના કરતાં અફઝલ આદમી જોયા નથી.'

## વિનમ્રતા અને સમકાલીન બુઝર્ગોનો આદર

ઈલ્મની રૂએ આપ આટલો ઉચ્ચ મર્તબો ધરાવતા હોવા છતાં આપને પોતાની ઉચ્ચતાનો જરાપણ એહસાસ ન હતો. આપ પોતાનાથી ઉતરતી કક્ષાના સમકાલીનોનો એટલો લિહાઝ રાખતા હતા કે કોઈ પણ મોકા પર આપની ઝબાનથી કોઈ શબ્દ એવો નીકળતો ન હતો જેનાથી આપના સમકાલીન બુઝુર્ગોની શાનમાં જરા જેટલો ગર્ભિત ઈશારાનો પણ અંદેશો હોય. આ કાળજી અને સાવધાનીના કારણે આપ કેટલાક મોકા પર અજબ નાજુક પરિસ્થિતિમાં મુકાઈ જતા હતા.

## એમને જ પૂછો

એક વખતે એક એઅરાબી [ગ્રામવાસી]એ આપથી પ્રશ્ન પૂછ્યો:

'આપ મોટા આલિમ છો કે સાલિમ?'[1]

આ સવાલનો જવાબ આપવામાં ઘણી મુંઝવણ થઈ. જો ખરી હકીકત દર્શાવવામાં આવે તો પોતાના મુખે પોતાની પ્રશંસા થતી હતી અને જો સાલિમને દર્શાવવામાં આવે તો એ અસત્ય વાત હતી. એટલા માટે પ્રથમ તો 'સુબ્હાનલ્લાહ' કહીને વાત ટાળી પરંતુ જ્યારે એઅરાબીએ ફરી પાછું પૂછ્યું ત્યારે આપે જવાબ આપ્યો કે,

'સાલિમ મોજૂદ છે; એમને જઈને પૂછી લો!'

● ૧ હઝરત સાલિમ બિન અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) આપના ખાલાઝાદ ભાઈ હતા.

## ફઝાઈલ અને અખ્લાક

હઝરત કાસિમ (રદિ.)માં જે કક્ષાનો ઈલ્મ હતો તે જ કક્ષાનો અમલ પણ હતો. આપની ઝાત તમામ ફઝાઈલ અને અખ્લાકની જામેઅ હતી. આપ પોતાના મહાન દાદા હઝરત અબૂબક્ર (રદિ.) ના નમૂના રૂપ હતા.

ઝુબૈર (રદિ.) કહેતા કે :

> 'અબૂબક્ર (રદિ.)ની ઔલાદમાં મેં આ નવજવાન (કાસિમ) ના કરતાં વધારે કે એમનાથી મળતા આવતા હોય એવા કોઈને નથી જોયા.'[1]

## તો હું એમને ખલીફા બનાવતે

હઝરત ઉમર બિન અબ્દુલઅઝીઝ (રહ.) આપના ઈલ્મી અને અખ્લાકી કમાલાતના ભારે પ્રશંસક હતા. તેઓ ફરમાવતા હતા કેઃ

> 'કાશ ! ખિલાફત કાસિમના માટે હોત !'

એક બીજી રિવાયતમાં છે કે :

> 'જો ખિલાફતનો નિર્ણય મારા અધિકારમાં હોત તો હું કાસિમને ખલીફા બનાવી દેતે !'

□

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)ની જોડે આપના ખૂબ જ મૈત્રીભરેલાં અત્યંત બેતકલ્લુફાનહ સંબંધો હતા. હઝરત કાસિમ ખૂબ જ ઓછા બોલા, મિતભાષી અને ખામોશ સ્વભાવન. હતા.

જ્યારે હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) ખલીફા થયા ત્યારે મદીના વાસીઓએ કહ્યું કે હવે કુંવારી (કાસિમ) બોલશે ![2]

## બાતિની ફૈઝ અને કમાલાત

આપ (રદિ.) શરીઅત અને તરીકત બંનેના ઈમામ હતા.

● ૧ 'તેહઝીબુત્તેહઝીબ', જિ. ૮ પા. ૩૩૪ ['તાબેઈન' પા. ૩૭૯]
૨ 'તેહઝીબુત્તેહઝીબ', જિ. ૮, પા. ૩૩૪ ['તાબેઈન' પા. ૩૭૯]

ખૂબ જ આબિદ,ઝાહિદ અને બાકરામત સાહબે વિલાયત બુઝુર્ગ હતા. આપે ફયઝે બાતિની હઝરત સલમાન ફારસી (રદિ.)થી હાસિલ કર્યો અને એમના ખલીફા તેમ જ જાનશીન થયા.

આપે હઝરત ઈમામ ઝૈનુલ આબિદીન (રદિ.)ની સુહબતથી હઝરત અલી (ક.વ.)ની નિસબત પણ હાસિલ કરી હતી.[1]

આપની પ્રશંસા માટે એટલી જ વાત પૂરતી છે કે હઝરત ઈમામ જઅફર સાદિક[2] (રદિ.)ને પોતાના બાપદાદાઓથી સીના-બ-સીના આટલા બધાં કમાલાત હાસિલ થયેલાં હોવા છતાં; હઝરત કાસિમ (રદિ.)થી ફાયદો ઉઠાવ્યો અને આપથી ખિલાફત મેળવી.

## ઝુહદ અને વર્અ (પરહેઝગારી)

ઝુહદ અને પરહેઝગારીના એતબારથી પણ આપ મુમતાઝ તરીન તાબેઈન પૈકી હતા.

અલ્લામા ઈબ્ને સઅદ આપને,

'વર્અ' અજલી તથા ખય્યાર તાબેઈન અને જલ્લ સાલિહ'

લખે છે.

ઈબ્ને હબાન આપને,

'સાદાત તાબેઈનમાં અને અફઝલે ઝમાનામાં'

શુમાર કરે છે.[3]

□

વૃદ્ધાવસ્થામાં પણ રમી જિમારના માટે પગપાળા જતા હતા. રબિઅહ બિન અબી અબ્દુર્રહમાનનું બયાન છે કે;

'કાસિમ જ્યારે વધારે ઝઈફ થઈ ગયા હતા, ત્યારે તેઓ

૧ 'હાલાતે મશાઈખે નક્શબંદિયહ', પા. ૮૨

૨ હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.) હઝરત અલી (રદિ.)ના પૌત્ર હઝરત ઝૈનુલ આબિદીન (રદિ.)ના પૌત્ર છે. અને હઝરત કાસિમ (રદિ.)ના નવાસા છે.

૩ 'ઈબ્ને સઅદ' જિ. ૫ પા. ૧૪૧ ('તાબેઈન' પા. ૩૭૯)

પોતાના નિવાસ સ્થાનથી મિના સુધી સવારી પર આવતા હતા. પછી અહીંથી જિમાઅ સુધી પગપાળા જતા હતા. રમી કર્યા પછી મસ્જિદ સુધી પગે ચાલતાં પાછાં આવતા હતા, પછી અહીંથી સવાર થઈને ઘરે પાછાં જતા હતા.'[1]

## ધનદૌલતથી બેનિયાઝી

દુનિયાની દૌલતથી આપ એટલા બેનિયાઝ (નિસ્પૃહ) હતા કે એના માટે કોઈ અઝીઝ (સ્નેહીજન)નો ઉપકાર લેવો પણ યોગ્ય માનતા ન હતા.

સુલયમાન બિન કીત્તહનું બયાન છે કે,

'એક વખતે ઉમર બિન ઉબયદુલ્લાહે અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) તેમ જ કાસિમ બિન મુહમ્મદ (રદિ.)ની પાસે મારા હાથે એક હઝાર દીનાર મોકલ્યા. ઇબ્ને ઉમર (રદિ.)એ લઈ લીધા અને આભાર માન્યો કે ઉમર બિન ઉબયદુલ્લાહે સિલહ રહમીથી કામ લીધું. અત્યારે મને એની જરૂરત હતી. પરંતુ કાસિમ (રદિ.)એ કબૂલ કરવાથી ઇનકાર કરી દીધો.'[2]

## દેખાવ અને લિબાસ

આખિરી ઉંમરમાં આપ આંખોથી માઝૂર થઈ ગયા હતા. માથા અને દાઢીમાં મેંદીનો ખિઝાબ કરતા હતા. ચાંદીની વીંટી પહેરતા હતા જેના પર એમનું નામ કોતરેલું હતું.

લિબાસ ઉમદા અને ખૂશરંગ ઈસ્તેમાલ કરતા હતા. જુબ્બહ અમામહ અને રવાઅ વગેરે તમામ કપડાં મોટા ભાગે 'ખઝના[3] પહેરતા' હતા. ખઝ ઉપરાંત અન્ય કિંમતી કપડાં પણ ઉપયોગ કરતા હતા. ચાદર બુટ્ટાદાર અને રંગીન રહેતી હતી. અમામહ

૧ 'તેહ્ઝીબ' જિ. ૮, પા. ૩૩૫ ('તાબેઇન' પા. ૩૮૦)
૨ 'ઇબ્ને સઅદ' જિ. ૫, પા. ૧૪૧ ('તાબેઈન' પા. ૩૮૦)
૩ ખઝ : એક કિંમતી કાપડનું નામ છે.

સફેદ રહેતો. ઝઅફ્રાની રંગ વધારે પસંદ હતો. ક્યારેક ક્યારેક લીલા રંગનો પણ ઉપયોગ કરતા હતા.

### વફાત

આપની વફાતની સાલ વિશે રિવાયતોમાં ઈખ્તેલાફ છે. હિ.સ. ૧૦૭ યા ૧૦૮માં આપનો ઈન્તેકાલ થયો. મૃત્યુ ટાણેની બીમારીમાં કાતિબ (લહિયા)ને બોલાવીને વસીયત લખવા માટે કહ્યું. તેણે આપના બતાવ્યા વગર જ લખી દીધું કે;

'કાસિમ બિન મુહમ્મદ વસીયત કરે છે કે ખુદાના સિવાય કોઈ મઅબૂદ નથી.'

આપે સાંભળ્યું તો ફરમાવ્યું કે,

'જો આજથી પહેલાં મેં એની શહાદત આપી ન હોય તો હું કેટલો બદકિસ્મત છું !'

### કફન

કફન વિશે વસીયત કરી કે હું જે વસ્ત્રોમાં નમાઝ પઢું છું એમાં જ મને દફનાવવામાં આવે. એમાં કમીસ, ઈઝાર અને ચાદર વગેરે કફનનાં તમામ કપડાં છે.

આપના સાહબઝાદહએ કહ્યું કે,

'શું આપ બીજા બે નવા કપડાં પસંદ નથી કરતાં ?'

આપે ફરમાવ્યું :

'અબૂબક્ર (રદિ.)ને પણ ત્રણ કપડાંમાં દફનાવવામાં આવ્યા હતા. મુર્દાઓની તુલનામાં જિન્દાઓને નવા કપડાંની વધારે જરૂરત છે.'

આ વસીયતો પછી આપનો ઈન્તેકાલ થયો. એ વેળા આપની ઉંમર લગભગ સીત્તેર યા બોતેર વર્ષની હતી.

### દફન

આપને મદીના મુનવ્વરાના કબ્રસ્તાન જન્નતુલ બકીઅમાં દફન કરવામાં આવ્યા.

## બાપ તેવા બેટા

હઝરત કાસિમ (રદિ.)ના નિકાહ આપના કાકા હઝરત અબ્દુર્રહમાન બિન અબૂબક્ર (રદિ.)ની સાહબઝાદી હઝરત કરીબહ[1] સાથે થયા હતા જેમનાથી આપના પુત્ર હઝરત અબ્દુર્રહમાન બિન કાસિમ પેદા થયા.

હઝરત અબ્દુર્રહમાન બિન કાસિમ (રદિ.) પોતાના પિતા જેવા જ મહાન આલિમ, મુહદ્દીસ, ફકીહ અને ઝાહિદ તેમ જ મુત્તકી હતા. પિતાના અવસાન પછી આપ મસ્જિદે નબવીમાં દર્સના હલ્કામાં બેસતા હતા. ઈમામ ઝહરી, અવઝાઈ વગેરે અકાબીરો આપના ફૈઝ યાફતા છે.[2]



હઝરત કાસિમ (રદિ.)ના સાહબઝાદી હઝરત ફર્દહ (રદિ.) તે નેક અને ખુશનસીબ ખાતૂન છે કે જેમના પેટથી હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.) જેવા મહાન બુઝુર્ગ પેદા થયા.[3]



૧ 'તાબિઈન'ના કર્તા એમનું નામ કરીબહ દર્શાવે છે જ્યારે 'સફીનતુન્નજાત'ના કર્તા એમનું નામ 'અસ્માઅ' દર્શાવે છે.

૨ 'તાબિઈન' પા. ૨૫૮, ૨૫૯

૩ 'તાબિઈન' પા. ૧૮

# હઝરત ઇમામ જઅફર સાદિક

## રહમતુલ્લાહિ અલૈહ

□

ઇસ્તેકામત દે શરીઅત
ઔર તરીકતમેં મુજે,
હઝરતે જઅફર (રદિ.)
ઇમામે અતકિયાકે વાસ્તે.

□

હઝરત લયસ બિન સઅદ (રહ.) કહે છે કે હું હિજરી સન ૧૧૩માં પગપાળા હજ્જ માટે ગયો. જ્યારે હું મક્કા મુકર્રમા પહોંચ્યો તો અસરની નમાઝ વખતે અબૂ કબીસ પહાડ ઉપર ચઢી ગયો. ત્યાં મેં એક સાહબને બેઠેલા જોયા. તેઓ દુઆ માંગી રહ્યા હતા અને :

'યા રબ્બિ! યા રબ્બિ'

એટલી વખત કહ્યું કે શ્વાસ રુંધાવા લાગ્યો. ફરી તેણે

'યા રબ્બા હો! યા રબ્બા હો!

એ જ પ્રમાણે કહ્યું કે દમ નીકળવા માંડયો. પછી એ જ પ્રમાણે

'યા અલ્લાહો! યા અલ્લાહો!

કહેતા રહ્યા કે શ્વાસ રુંધાવા માંડયો. પછી એ જ પ્રમાણે

'યા હય્યો! યા હય્યો!

લગાતાર કહેતા રહ્યા. પછી એ જ પ્રમાણે

'યા રહેમાનો! યા રહેમાનો!

પછી

'યા રહીમો! યા રહીમો!

એ જ પ્રમાણે કહ્યું કે શ્વાસ રુંધાવા માંડયો. પછી

'યા અરહમર્રાહિમીન!'

પણ એ જ-પ્રમાણે કહ્યું કે શ્વાસ રુંધાવા લાગ્યો. એના પછી તેઓ કહેવા લાગ્યા :

'હે અલ્લાહ! દ્રાક્ષ ખાવાનું મારું મન થયું છે; દ્રાક્ષ અર્પણ કર. વળી મારી ચાદરો જૂની-પુરાણી થઈ ગઈ છે.'

લયસ (રહ.) કહે છે કે,

'ખુદાની કસમ તેમના મુખથી આ શબ્દો હજી પૂરા નીકળ્યા પણ ન હતા કે મેં એક કરંડિયો દ્રાક્ષથી ભરેલો, મૂકેલો જોયો! જોકે તે વેળા ધરતી પર ક્યાંય દ્રાક્ષના ચિહ્નો ન હતા. અને બે ચાદરો મૂકેલી જોઈ!'

તેમણે દ્રાક્ષ ખાવાનો ઈરાદો કર્યો તો મેં કહ્યું કે,

'હું પણ એમાં આપનો ભાગીદાર છું!'

તેમણે કહ્યું:

'કેવી રીતે?!'

મેં કહ્યું:

'જ્યારે આપ દુઆ કરતા હતા તો હું 'આમીન', 'આમીન' કહેતો હતો.

ફરમાવવા લાગ્યા:

'આવો! ખાઓ! પરંતુ એમાંથી કંઈ સાથે લઈ ન જશો.'

હું આગળ વધ્યો અને એમની જોડે એવી અજીબ ચીઝ ખાધી કે આખી જિંદગીમાં એવી ચીઝ ખાધી ન હતી. એ અજીબ પ્રકારની દ્રાક્ષ હતી કે એમાં બીજ પણ ન હતા. મેં ખૂબ પેટ ભરીને ખાધી. પરંતુ તે કરંડિયામાં કંઈપણ ઘટાડો ન થયો!

પછી તેમણે ફરમાવ્યું:

'આ બંને ચાદરોમાંથી જે કોઈ તમને પસંદ હોય તે લઈ લો.'

મેં કહ્યું:

'ચાદરની મને જરૂરત નથી.'

પછી ફરમાવવા લાગ્યા:

'જરા સામેથી હટી જાઓ હું એને પહેરી લઉં.'

હું દૂર ખસી ગયો તો તેમણે એક ચાદર લૂંગીની જેમ બાંધી લીધી અને બીજી ઓઢી લીધી. અને જે ચાદરો આગળ પહેરી હતી તેને હાથમાં લઈને પહાડથી નીચે ઊતર્યા. હું પાછળ પાછળ ચાલવા માંડયો. જ્યારે સફા–મર્વાના દરમિયાન પહોંચ્યા તો એક સવાલીએ કહ્યું:

'રસૂલુલ્લાહ (સલ.)ના બેટા! આ કપડું મને આપી દો! અલ્લાહ જલ્લ શાનુહૂ આપને જન્નતની જોડ આપે!'

એ બંને ચાદરો તેને આપી દીધી.

મેં એક સવાલીની નજીક જઈને પૂછ્યું :

'એ કોણ છે?'

તેણે કહ્યું :

'હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.) છે.'

પછી ફરી હું તેમની પાસે જવા લાગ્યો કે તેમનાથી કંઈ (નસીહતની વાતો) સાંભળું પરંતુ એમનો ક્યાંય પત્તો ન હતો.[1]



## નામ અને ખાનદાન

આપનું નામ જઅફર છે.
આપનો લકબ સાદિક છે.
આપની કુનિયત (ઉપનામ) અબૂ અબ્દુલ્લાહ છે.
આપ હઝરત અલી (રદિ.)ના પૌત્રના પૌત્ર છે.

**આપની વંશાવળી નીચે પ્રમાણે છે :**

હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)ના પિતા
હઝરત ઈમામ બાકર[2] (રદિ.) છે. એમના પિતા
હઝરત ઝૈનુલ આબિદીન[3] (રદિ.) છે. એમના પિતા
હઝરત ઈમામ હુસૈન (રદિ.) છે. એમના પિતા
હઝરત અલી (ક.વ.) છે.

## હઝરત અબૂબક્ર (રદિ.)થી બમણો વાસ્તો

હઝરત ઈમામ જઅફર સાદીક (રહ.)ના માતા ઉમ્મે ફર્વહ છે; જેઓ હઝરત અબૂબક્ર સિદ્દિક (રદિ.)ના પૌત્ર હઝરત કાસિમ બિન મુહમ્મદ (રદિ.)ના સાહબઝાદી છે.

● ૧ 'ફઝાઈલે હજ્જ' : પા. ૧૮૭, ૧૮૮

૨ આપનું મૂળ નામ ઈમામ મુહમ્મદ (રદિ) છે. 'બાકર' આપનો લકબ છે.

૩ આપનું મૂળ નામ અલી બિન હુસૈન (રદિ.) છે, બેહદ ઈબાદત કરવાના કારણે 'ઝૈનુલ આબિદીન' નામ પડી ગયું.

વળી ઉમ્મે ફર્દહના માતા અસ્મા (યા 'કરીબહ')[૧] હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના પુત્ર હઝરત અબ્દુર્રહમાન (રદિ.)ના પુત્રી છે.

ઉપરાંત હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)એ પોતાના નાના હઝરત કાસિમ (રદિ.)થી બાતિની ફૈઝ પણ મેળવેલો છે.

એટલે જ હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.) નેઅમત વ્યક્ત કરવાના માટે ગૌરવથી ફરમાવ્યા કરતા હતા કે,

'મને જન્મથી હઝરત સિદ્દિક (રદિ.) સાથે બમણો વાસ્તો છે.'

## મહાન પિતાના પુત્ર

આપના પિતા હઝરત ઈમામ બાકર (રદિ.) સૈયદુશ્શુહદા હઝરત ઈમામ હુસૈન (રદિ.)ના પૌત્ર છે. કરબલાની ઘટના વખતે હઝરત ઈમામ બાકર (રદિ.) ત્રણ વર્ષના હતા. આપ મહાન સાહબે કરામત બુઝુર્ગ હતા.

અબૂ બસીર કહે છે :

મેં એક દિવસ હઝરત ઈમામ બાકર (રદિ.)થી અર્ઝ કરી :

'તમે રસૂલુલ્લાહ (સલ.)ના વારસ છો ?'

આપે ફરમાવ્યું : 'હા.'

મેં કહ્યું :

'રસૂલુલ્લાહ (સલ.) ચુકતે અંબિયા (અલૈ.)ના વારસ હતા ?'

આપે ફરમાવ્યું : 'હા.'

મેં કહ્યું :

'આપ આં હઝરત (સલ.)ના તમામ ઈલ્મના વારસ છો ?'

ફરમાવ્યું : 'હા.'

મેં કહ્યું :

● ૧ 'સફીનતુન્નજાત'ના કર્તા એમનું નામ અસ્મા લખે છે જ્યારે 'તાબેઈન'ના કર્તા એમનું નામ 'કરીબહ' લખે છે.

'તમે મુર્દાને જીવતા, બીમારને તંદુરસ્ત અને કોઢીને સારા કરી શકો છો? અને દર્શાવી શકો છો કે લોકો શું ખાય છે અને પોતાના ઘરોમાં શો સંગ્રહ કરે છે?'

ફરમાવ્યું :

'હા, અલ્લાહના હુકમથી અમે પણ કરી શકીએ છીએ.'

પછી મારાથી ફરમાવ્યું :

'હે અબૂ બસીર! મારી નજીક આવીને બેસો.'

હું અંધ હતો. આપની નજીક થયો તો આપે પોતાનો મુબારક હાથ મારા મુખ પર ફેરવ્યો. મારી આંખોમાં દર્શન શક્તિ આવી ગઈ. આસમાન, જમીન, પહાડ વગેરે મને દેખાવા લાગ્યા.

પછી આપે ફરમાવ્યું :

'તું ઇચ્છે છે કે આ જ પ્રમાણે તું દેખતો રહે અને તારો હિસાબ અલ્લાહ પર રહે યા બદસ્તૂર અંધ રહે અને તેના બદલે તને જન્નત મળે?'

મેં કહ્યું :

'મને જન્નત મળે.'

ફરી આપે મારા ચહેરા પર હાથ ફેરવી દીધો, તો હું તેવો જ અંધ થઇ ગયો, જેવો પહેલાં હતો.[૧]

□

આવા મહાન પિતાના ઘરે, મદીના શરીફમાં, હિજરી સન ૮૦ માં હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)નો જન્મ થયો.

## મુખ પર અનવારે નુબુવ્વત

ઉમ્રૂ બિનલ મકદામનું બયાન છે કે :

'જયારે હું જઅફર બિન મુહમ્મદ (રહ.)ને જોતો હતો તો નજર પડતાં વેંત જણાઈ આવતું હતુ કે આપ નબીઓના ખાનદાનથી છે.'

• ૧ 'નુરૂલ અબ્સાર' ('અહલે બયત' પા. ૧૧૭, ૧૧૮, ૧૧૯.)

મતલબ કે આપના મુબારક મુખ પર અનવારે નુબુવ્વત સ્પષ્ટ જાહેર થતાં હતા.

## ઈલ્મે જાહિર

આપ ઘણા જ મોટા આલિમ અને પોતાના કાળના ઈમામ હતા. અહલે બયત (રદિ.)માં આપની બરોબરીનો કોઈ ન હતા. આપ હદીસના હાફિઝ હતા. આપે આપના વાલિદ અને અનેક મહાન સહાબીઓથી હદીસો હાસિલ કરી.

હદીસનો આપને એટલો એહતિરામ હતો કે વુઝૂ વિના કદી કોઈ હદીસ બયાન ફરમાવતા ન હતા.

ફિકહમાં આપ ભારે નિષ્ણાત હતા. હઝરત ઈમામ માલિક અને હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) વગેરે અનેક મહાન બુઝુર્ગો આપના શાગિર્દ હતા. હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) આપની શાગિર્દી પર ફખ્ર કરતા હતા.

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) ફરમાવે છે :

> 'મેં હઝરત જઅફર ઈબ્ને મુહમ્મદ (રહ.)થી મોટા કોઈ ફકીહ નથી જોયા !'

□

કહે છે કે એક દિવસે હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)એ હઝરત ઈમામે આઝમ ઈમામ અબૂ હનીફા (રહ.)થી પૂછ્યું :

'બુદ્ધિમાન કોણ છે ?'

આપે જવાબ આપ્યો :

'જે ભલાઈ અને બૂરાઈમાં તફાવત પારખી શકે તે.'

હઝરતે ફરમાવ્યું :

> 'ભલાઈ અને બૂરાઈમાં તો ચોપાયાં (પ્રાણીઓ) પણ તફાવત પારખી શકે છે. મારનારાઓ અને ચારો આપનારાઓને તેઓ પણ ઓળખી શકે છે.'

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)એ પૂછ્યું :

'આપની નજીક બુદ્ધિમાન કોણ છે?'

હઝરતે ફરમાવ્યું:

'બુદ્ધિમાન તે છે જે બે ભલાઈ અને બે બુરાઈની વચ્ચે તમીઝ કરી શકે. જેથી બે નેકીઓમાંથી જે વધારે સારી હોય તેને ગ્રહણ કરે અને બે બૂરાઈઓમાંથી જે વધારે ખરાબ હોય તેને છોડી દે.'

□

એક વેળા હઝરતે, હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)થી પૂછ્યું:

'નમાઝની ચાવી, એની શરૂઆત અને ઈસ્તિફતાહ શું છે?'

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)એ જવાબ આપ્યો:

'નમાઝની ચાવી વુઝૂ છે. એની શરૂઆત તકબીરે ઊલા છે અને ઈસ્તિફતાહ કિબ્લા રૂખ થઈ ઊભા રહેવું તેમ જ "સુબ્હાનકલ્લા હુમ્મ" પઢવું છે.'[1]

## ઈલ્મે બાતિન

આપે એક ફૈઝે બાતિની તો પોતાના વાલિદે બુઝુર્ગવાર ઈમામ મુહમ્મદ બાકર (રદિ.)થી હાસિલ કર્યો, અને બીજો ફૈઝે બાતિની પોતાના નાના હઝરત કાસિમ બિન મુહમ્મદ બિન અબૂબક્ર (રદિ.)થી મેળવ્યો. અને બંને નિસ્બતોના 'મજમઉલ બહરયન' [બે સાગરના સંગમ] બન્યા. એટલા જ માટે 'શજરએ કાદિરીયહ' અને 'શજરએ નકશબંદિયહ' બંનેમાં આપના મુબારક નામનો ઉલ્લેખ છે.

જાહેરી એતબારથી પણ હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.), હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના પૌત્ર હઝરત કાસિમ બિન મુહમ્મદ (રદિ.)ના નવાસા છે તેમ બાતિની એતબારથી પણ આપ હઝરત કાસિમ બિન મુહમ્મદ (રદિ.)ના ખલીફા છે. એટલે જ આપ ફરમાવ્યા કરતા હતા કે:

● ૧ 'જવાહરે અલવિયહ': પા. ૩૦

'મને જન્મમાં હઝરત સિદ્દીક (રદિ.)થી બમણો વાસ્તો છે.'

જોકે તમામ હક પરસ્ત અહલે બયતે કિરામ (રદિ.)ને ચારે ખલીફાઓ (રદિ.)ની સાથે એક સરખી અકીદત હતી પરંતુ હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)ની રગોમાં સિદ્દીકી ખૂન પણ શામેલ હતું. વળી આપના કલ્બમાં સિદ્દીકી ફૈઝનો સાગર પણ ઉછાળા મારતો હતો એટલા માટે આપને હઝરત અબૂબક્ર (રદિ.) જોડે ખાસ સંબંધ હતો અને આપના પોતાના પર દાદા હઝરત અલી (રદિ.)ની જેમ જ એમના ઉપર પણ પોતાનો હક સમજતા હતા.

એટલે જ આપ ફરમાવતા હતા કે:

'મને હઝરત અલી (રદિ.)થી જેટલી શફાઅતની આશા છે એટલી જ હઝરત અબૂબક્ર (રદિ.)થી છે.'[૧]

□

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની(રહ.) ફરમાવે છે કે:

'ઈમામ જઅફર સાદિક (રદિ.) નિસ્બતે સિદ્દીકિયહ અને નિસ્બતે અમીરિયહના જામેઅ (સંગમ કર્તા) છે...બંને નિસ્બતો આપના મુબારક સીનામાં ઉછાળા મારતી હતી. અને એક જ સીનામાં ભેગી હોવા છતાં પોતપોતાની સિફત-માં અલગ હતી.

આ ફકીર એક વેળા બનારસ ગયો. જ્યાં ગંગા અને જમના નદીઓનો સંગમ થાય છે ત્યાં બંનેનાં પાણીઓનો સંગમ થવા છતાં મેહસૂસ થાય છે કે ગંગાનું પાણી અલગ છે અને જમનાનું અલગ!'[૨]

□

ઈમામે આઝમ હઝરત અબૂ હનીફા (રહ.)એ આપની સુહબત-થી મુશર્રફ થઈને બયઅત કરી અને બાતિની ફૈઝ હાસિલ કર્યો.

ઈમામ સાહબ (રહ.)નું નામ નુઅમાન હતું. તેઓ પોતાના

● ૧ 'તહઝીબુત્ત હઝીબ' જિ. ૨, પા. ૧૦૪ [હવાલો : 'તાબેઈન' પા. ૭૩]
૨ 'દુર્રેલાસાની' ભાગ–૧, પાનું ૩૫૮, પત્ર–૩૧૩

વિશે ફરમાવે છે કે :

> 'લવ લા અસ્સનતાન લહલકલ નુઅમાન'
> 'જો નુઅમાનની ઉંમર બે વરસ ન હોત
> (ઓછી હોત) તો નુઅમાન હલાક થઈ જતે.[1]

□

## ઈબાદત અને રિયાઝત

ઈબાદત આપની રાત-દિવસની પ્રવૃત્તિ હતી. આપનો કોઈ દિવસ અને કોઈ ઘડી ઈબાદતથી ખાલી ન હતી. ઈબાદતમાં જાણે આપ ચોવીસે કલાક લીન અને તલ્લીન રહેતા હતા.

હઝરત ઈમામ માલિક (રહ.)નું બયાન છે કે :

> 'એક મુદ્દત લગી આપની સેવામાં મારી અવર જવર રહી. મેં હમેશાં આપને નમાઝ પઢતા યા રોઝાની હાલતમાં યા કુરઆન મજીદની તિલાવત કરતા જોયા.'

□

## અખ્લાક અને આદતો

**એક ગૂઢ પ્રશ્નનો જવાબ આપવા અનોખી રીત અપનાવી:**

એક શખ્સ હઝરત જઅફર સાદિક (રહ.)ની પાસે આવ્યો અને કહ્યું :

> 'આપ મને ખુદાના દીદાર (દર્શન) કરાવો.'

આપે ફરમાવ્યું :

> 'શું તેં સાંભળ્યું નથી કે હઝરત મૂસા (અલ.)થી કહેવામાં આવ્યું હતું કે તું જોઈ શકશે નહિ.'

તેણે કહ્યું :

> 'હાં, મેં સાંભળ્યું છે પરંતુ આ ઉમ્મત તો ઉમ્મતે મુહમ્મદી (સલ.) છે. એક ફરિયાદ કરે છે કે મારા પરવરદિગારને મારા દિલે જોયો. બીજો બૂમ પાડે છે કે હું એવા રબની ઈબાદત ન કરીશ જેને જોઉં નહિ.'

● ૧ 'જવાહિરે અલવીયહ' પા. ૭૦

હઝરત જઅફર સાદિક (રહ.)એ હાજર જનોને ફરમાવ્યું કે :

'આ શખ્સના હાથ, પગ બાંધીને દજલા નદીમાં નાંખી દો.'

લોકોએ હુકમનું પાલન કર્યું અને તે શખ્સના હાથ, પગ બાંધીને દજલા નદીમાં નાંખી દીધો. પાણીએ તેને ડૂબકી મરાવી અને પછી ઉપર ઉછાળ્યો.

તેણે કહ્યું :

'હે ઈબ્ને રસૂલ ! ફરિયાદ છે ! ફરિયાદ છે !'

હઝરત જઅફર સાદિક (રહ.)એ ફરમાવ્યું :

'હે પાણી ! એને પોતાનામાં છૂપાવી લે !'

પાણીએ તેને નીચે ડૂબકી મરાવી અને ફરી પાછો ઉપરની તરફ ઉછાળ્યો. ફરી પાછી નીચે ડૂબકી મરાવી અને ફરી પાછો ઉપર ઉછાળ્યો. કંઈ કેટલીયે વાર પાણીએ તેને નીચે ડૂબાડ્યો અને ફરી પાછો ઉપર ઉછાળ્યો. અને જ્યારે જ્યારે તે ઉપર આવતો ત્યારે આ જ પ્રમાણે બૂમો પાડતો :

'હે હઝરત જઅફર સાદિક (રહ.) ! બચાવો ! બચાવો !'

આખરે તે બૂમો પાડતોપાડતો થાકી ગયો. તે પછી જ્યારે તે પાણીમાં નીચે ગયો ત્યારે તેણે દુનિયાથી આશા છોડી દીધી અને જ્યારે ફરી પાછો પાણીએ તેને ઉપર ઉછાળ્યો તો તેણે કહ્યું :

'હે અલ્લાહ ! મારી મદદ ફરમાવ !'

હઝરતે ફરમાવ્યું :

'એને બહાર કાઢી લાવો !'

લોકો તેને બહાર કાઢી લાવ્યા. થોડો સમય તેને એમ જ બેઠેલો રહેવા દીધો. જ્યારે તે સ્વસ્થ થયો ત્યારે હઝરતે ફરમાવ્યું :

'તેં હક તઆલાને જોયો !'

તેણે ઉત્તર આપ્યો :

'જ્યાં સુધી હું ગયરો (ખુદા સિવાય બીજાઓ)ની મદદ શોધતો રહ્યો ત્યાં સુધી પરદો હતો. અને જ્યારે મેં

દુનિયાને બિલકુલ છોડી દઈને ખુદાથી જ પનાહ માંગી અને હું બેચેન થઈ ગયો તો મારા દિલમાં રોશનદાન ખુલી ગયું ત્યારે મેં નજર કરી અને જોયું. જ્યાં સુધી બેકરારી અને જોશ ન હતો ત્યાં સુધી તે ન હતો. જોયું કે હક તઆલાએ ફરમાવ્યું છે:

'(તે) કોણ છે કે જે જવાબ આપે છે
હાજતમંદને જ્યારે તે તેને યાદ કરે!'

હઝરતે ફરમાવ્યું:

'જ્યાં સુધી તું સાદિકને (મને) પુકારતો હતો ત્યાં સુધી જુઠો હતો. હવે આ રોશનદાનની હિફાઝત કરતો રહેજે!'[1]

□

## વિનમ્રતા

એક વખતે મહાન બુઝુર્ગ હઝરત દાઉદ તાઈ (રહ.) આપની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી:

'હે રસૂલ (સલ.)ના ફરઝંદ! કંઈક નસીહત ફરમાવો, કારણ કે મારું દિલ કાળું થઈ ગયું છે!'

આપે ફરમાવ્યું:

'ભલા, તમને મારી નસીહતની શી જરૂર! તમે ખુદ આ સમયના ઝાહિદ છો!'

તેમણે કહ્યું:

'આપની ફઝીલત તમામ પર સાબિત છે. આપના માટે જરૂરી છે કે સૌને બોધ અને નસીહત ફરમાવો.'

આપે ફરમાવ્યું:

'હે અબા સુલયમાન! મને ખુદ પોતાને જ સંદેહ છે કે કયામતના દિવસે મારા દાદા મારાથી ફરમાવે કે તેં તાબેદારીનો હક કેમ અદા કર્યો નહિ?!

● ૧ 'તઝકિરતુલ ઔલિયા' પા. ૧૨

હે અબા સુલયમાન ! આ કામ નસબ પર મોકૂફ નથી. બલ્કે અખ્લાક તઆલાથી સારો સંબંધ ધરાવનારાઓ પર મોકૂફ છે.'

આ સાંભળીને હઝરત દાઉદ તાઈ (રહ.) ખૂબ રડ્યા કે જ્યારે આવા શખ્સો કે જેમની પેદાઈશ આબે નુબુવ્વતથી થયેલી છે અને જેમના દાદા રસૂલ (સલ.) તેમ જ માતા બતૂલ (રદિ.) છે; તેમનો આ હાલ હોય તો દાઉદ બિચારો શી વિસાતમાં છે ![1]

□

એક દિવસે આપ પોતાના ખાદિમો જોડે બેઠેલા હતા.

ફરમાવવા લાગ્યા :

'આવો, આપસમાં બયઅત અને ઈકરાર કરીએ કે આપણામાંથી જેની નજાત થાય તે બીજા બધાંની શફાઅત કરે.'

સૌએ અર્ઝ કરી :

'હે રસૂલ (સલ.)ના ફરઝંદ ! આપને અમારી શફાઅતની શી જરૂર છે, આપના દાદા તો વિશ્વજનોના શફાઅત કર્તા છે !'

ફરમાવ્યું :

'મને મારાં કાર્યોથી શરમ આવે છે કે (આવાં કાર્યો) લઈને તેમના રૂબરૂ જાઉં.'[2]

## એકાંતવાસ

જ્યારે હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)એ એકાંતવાસ ગ્રહણ કર્યો અને બહાર નીકળવાનું બંધ કરી દીધું તો હઝરત સુફીયાન સવરી (રહ.) આપની પાસે આવ્યા અને કહ્યું :

'હે રસૂલલ્લાહ (સલ.)ના ફરઝંદ ! લોકો આપની બરકતોથી મેહરૂમ છે. આપે શાને એકાંતવાસ ગ્રહણ કર્યો ?'

● ૧ 'હાલાતે હઝરાતે મશાઇખે નક્શબંદીયહ' : પા. ૮૯
૨ 'હાલાતે હઝરાતે મશાઈખે નક્શબંદીયહ' : પા. ૮૯

હઝરતે ફરમાવ્યું :

'હવે મેં એ જ મુનાસિબ માન્યું છે. અને પોતાની સ્થિતિ દર્શાવવા માટે નીચેની બે પંક્તિઓ કહી સંભળાવી જેનો ભાવાર્થ એ છે કે :

'વફાદારી, વિદાય થનારાઓની જેમ વિદાય થઈ ગઈ છે, અને લોકો પોતાના વિચારો અને જરૂરતોમાં મગ્ન છે. એક બીજાની સાથે મુહબ્બતનો દેખાવ કરે છે, પરંતુ એમના દિલ વીંછીઓથી (દુશ્મનીથી) ભરેલાં છે.'[1]

□

## બેવડો પોશાક

લોકોએ હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)ને જોયાં કે આપે અત્યંત કિંમતી પોશાક પરિધાન કરેલો છે. લોકોએ કહ્યું :

'હે રસૂલલ્લાહ (સલ.)ના ફરઝંદ! આ લિબાસ અહલે બયતને શોભતો નથી!'

આપે એક શખ્સનો હાથ પકડયો અને તેને ઉપરનું વસ્ત્ર ઊચકીને તેની નીચેના વસ્ત્ર ઉપર મૂકયો. નીચે એવો કંતાનનો લિબાસ પહેરેલો હતો કે હાથ છોલાઈ ગયો. પછી આપે ફરમાવ્યું :

'આ (ઉપરનો લિબાસ) ખલ્કના માટે છે અને પેલો (નીચેનો લિબાસ) ખાલિકના માટે છે.'[2]

## ફય્યાઝી

એક વેળા એક શખ્સની દીનારોની થેલી ગૂમ થઈ ગઈ. તે શખ્સ હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)ને ઓળખતો ન હતો એટલે આપને પકડીને પૂછયું કે થેલી આપે લીધી છે?

હઝરતે પૂછયું : 'એમાં કેટલા દીનાર હતા?'

તેણે જવાબ આપ્યો : 'એક હજાર દીનાર.'

● ૧ 'તઝકિરતુલ ઔલિયા' : પા. ૧૧
૨ 'તઝકિરતુલ ઔલિયા' : પા. ૧૧

આપ તેને ઘરમાં લઈ ગયા અને એક હજાર દીનાર તેને આપી દીધા. બાદમાં પેલા માણુસને પોતાની થેલી બીજે ક્યાંકથી મળી ગઈ. પેલો માણુસ હઝરતના એક હજાર દીનાર લઈ પાછો આવ્યો અને કહેવા લાગ્યો :

'મારી ભૂલ થઈ ગઈ.'

હઝરતે ફરમાવ્યું :

જે ચીઝ હું આપી દઉં છું તેને પાછી નથી લેતા.'

તે પછી પેલા માણુસે કોઈકને પૂછ્યું કે, 'આ કોણુ છે?'

લોકોએ દર્શાવ્યું કે હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.) છે. પેલો માણુસ ખૂબ જ શરમાઈ ગયો અને ચાલતો થયો.[1]

## ખૌફ ખુદાનો હોવો જોઈએ

આપે ઘરમાં એ તાકીદ ફરમાવી રાખી હતી કે માળ પર યા મકાનની છત પર કોઈ બાળકને ચઢવા દેવામાં ન આવે. એક દિવસ આપની એક કનીઝ ખુદ હઝરતના જ એક બાળકને ગોદમાં ઉપાડી સીડીઓ ચઢી છતની તરફ જઈ રહી હતી. હઝરત તેની તરફ નિહાળતા રહ્યા.

જ્યારે તે પૂરતી સીડીઓ ચઢી ચૂકી તો અચાનક તેની નઝર હઝરત પર પડી. તેનો રંગ ફિક્કો પડી ગયો. તેનો દેહ થર થર કાંપવા લાગ્યો અને ખૌફના કારણે પેલું બાળક તેના હાથમાંથી છૂટી ગયું. નીચે પડતાં જ તેનો ઈન્તેકાલ થઈ ગયો.

હઝરતે ફરમાવ્યું :

'બાળકને તો મોત આવવાનું હતું તે આવી ગયું, પરંતુ મને એ જાણીને આઘાત થયો કે મારો આટલો બધો ખૌફ એ કનીઝના દિલમાં છે!'

અને પછી હઝરતે તે જ સમયે કનીઝને આઝાદ કરી દીધી અને નસીહત કરી.

● ૧ 'તઝકિરતુલ ઔલિયા' : પા. ૧૧

'આટલા ખોફની કશી જરૂરત નથી. બંદાએ બંદાથી શું કરવાનું ? એટલો ખોફ અને ઈતાઅત તો હકીકી માલિકનો હોવો જોઈએ.'[૧]

## બંદાએ પોતાના મવલાની રઝા પર રાઝી હોવું જોઈએ

જનાબ ફતીબતુલ અઅશીની રિવાયત છે :

હઝરત ઈમામ જઅફર સાદિક (અ.)નું બાળક બીમાર હતું. હું અયાદત (ખબર અંતર પૂછવા) માટે હાજર થયો. જોયું કે હઝરત દરવાઝે ઘણા ચિંતાગ્રસ્ત અને ગમગીન બેઠા છે.

મેં પૂછ્યું :

'બાળકનો શો હાલ છે ?'

'હાલત સારી નથી !'

એમ કહીને ખામોશ થઈ ગયા અને મને બેસવાનો ઈશારો કરી પોતે ઘરમાં ચાલ્યા ગયા. થોડા સમય પછી પાછા આવ્યા તો મુખ પર સંતોષ હતો. એવું જણાતું હતું કે આ તે નથી જે અંદર ગયા હતા.

મેં બાળકના વિશે પૂછ્યું :

'હવે શો હાલ છે ?'

ઘણા જ શાંત સ્વરે ફરમાવ્યું :

'ઈન્તેકાલ થઈ ગયો !

રાવીનું બયાન છે, મારાથી ન રહેવાયું. મેં પૂછ્યું :

'હઝરત ! બાળક જીવંત હતું ત્યારે આપ ખૂબ જ પરેશાન અને વ્યથિત હતા, અને હવે એનો ઈન્તેકાલ થઈ ગયો છે ત્યારે આપ ખૂબ જ સંતોષિત જણાઓ છો ! એમાં શું રહસ્ય છે !'

હઝરતે તરત જ ઉત્તર આપ્યો :

'તે બીમાર હતો તો વ્યગ્રતા અને ખિન્નતા તેની તકલીફ

૧ 'અલ ઈરશાદ' (માસિક) જાન્યુ. ૧૯૮૦ ટાઈટલ પેઈજ છેલ્લું

અને રોગના કારણે હતી. દિલ ઇચ્છતું હતું કે તે, તકલીફ વિના, સારો થઈ જાય પરંતુ હવે માલિકે પોતાની અમાનત અમારાથી વાપસ લઈ લીધી તો હું સંતોષિત થઈ ગયો. બંદાએ તો પોતાના મવલાની રઝા પર રાઝી હોવું જોઈએ.'[1]

### મોતને નજર સામે રાખો

આપના મોટા સાહબઝાદા હઝરત ઈસ્માઈલ (રહ.)એ ભર જવાન વયે ઈન્તેકાલ કર્યો. લોકોને ખબર પડી તો તઅઝિયતના માટે આવવા લાગ્યા. આ સિલસિલો કેટલાય દિવસો લગી ચાલુ રહ્યો.

સાહબઝાદાના ઈન્તેકાલના બીજા જ દિવસથી આપે તઅઝિયતના માટે આવનારાઓની સંગાથે ધરાઈને ખાણું ખાધું અને કોઈ પ્રકારના દુઃખ અને મલાલના ચિહ્નો જાહેર ન થવા દીધાં.

એક બુઝુર્ગે હિમ્મત કરીને પૂછ્યું :

'સય્યિદી ! અમે સૌ એ નિહાળીને હયરાન છીએ કે આટલા મોટા સદમાની આપ પર કોઈ અસર ન થઈ ! શું એમાં કશું રહસ્ય છે?!'

હઝરતે આસમાન તરફ નઝર કરી ફરમાવ્યું :

'મોતને નઝર સમક્ષ રાખો. એ બરહક છે. આપણામાંથી સૌએ એ દિવસ જોવાનો છે. રંજ કઈ વાતનો અને મલાલ શાને? આપણને જેણે પેદા કર્યા છે તે સૌથી મોટો છે.

'હે લોકો ! જે આપણો માલિક અને મવલા છે, આપણે વિના આનાકાનીએ તેની રઝામંદીના માટે તૈયાર રહેવું જોઈએ. મારા નાના અને દાદાથી એ જ તાલીમ મારા લગી પહોંચી છે.'[2]

● ૧ 'અલ ઈસ્લાહ' (માસિક) જાન્યુ. ૧૯૮૦ ટાઈટલ પેઈજ છેલ્લું
૨ 'અલ ઈસ્લાહ' (માસિક) જાન્યુ. ૧૯૮૦ ટાઈટલ પેઈજ છેલ્લું

## આરામના માટે તો રાત છે

એક વાર હઝરતે કોઈ ખાદિમને કશા કામના માટે મોકલ્યો. તેને આવવામાં ઘણો વિલંબ થઈ ગયો. તો આપ પોતે તેની શોધમાં નીકળ્યા. એક જગાએ જોયું કે તે ખાદિમ જમીન પર પડયો ઊંઘી રહ્યો છે. આપ તેની પાસે બેસી ગયા અને કોઈ વસ્તુથી પંખા રૂપે હવા નાખવા લાગ્યા. લાંબા સમય પછી તે ખાદિમ જાગ્યો તો ઘણો છોભીલો પડી ગયો. આપથી માફી માંગી.

હઝરતે હસતાં હસતાં ફરમાવ્યું :

'રાત દિવસ ઊંઘવું નુકસાનકર્તા છે. વખત તબાહ થાય છે, વય ઘટે છે. આરામના માટે તો રાત છે. દિવસે કામ કરવું જોઈએ !'

## ખલીફાને પણ રોકડી વાત કહી દેતા

એક વખતે ખલીફા મનસૂરના મુખ પર માખી આવીને બેઠી. તેણે તેને ઉડાવી દીધી. માખી પાછી આવીને બેઠી. અહીં લગી કે તે ત્રાસી ગયો. હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.) તે સમયે તેની પાસે હતા.

ખલીફાએ પૂછ્યું :

'હે અબા અબ્દુલ્લાહ ! અલ્લાહે માખી શા માટે પેદા કરી ?'

હઝરતે ફરમાવ્યું :

'એ માટે કે અત્યાચારી અને ઝાલિમને ઝલીલ કરે.'

મનસૂર એ સાંભળીને ચુપ થઈ ગયો.

## પરોપકાર

હયાજ બિન બુસ્તામ રિવાયત કરે છે કે, હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.) ઘણી વેળા ઘરનું તમામ ભોજન બીજાઓને ખવડાવી દેતા હતા અને ખુદ એમના ઘરના લોકોના માટે કંઈ બાકી રહેતું ન હતું.[1]

● ૧ 'તઝકિરતુલ હુફ્ફાઝ' જિ. ૧, પા. ૧૫૦ ['તાબઈન' પા. ૭૨]

## વફાત

૧૫ મી રજબ હિજરી સન ૧૪૮માં, અડસઠ વરસની ઉંમરે મદિના મુનવ્વરામાં જુમ્આના દિવસે આપની વફાત થઈ. ઈન્ના લિલ્લાહિ... આપનો મઝારે મુબારક, જન્નતુલ બકીઅ, મદીના મુનવ્વરામાં, આપના વાલિદે માજીદ ઈમામ મુહમ્મદ બાકર (રદિ.)ની પાસે છે.

**હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) આપના વંશથી છે**

ખ્વાજા બુઝુર્ગ સુલતાનુલ હિન્દ હઝરત સય્યિદ મુઈનુદ્દીન હસન સંજર ચિશ્તી અજમેરી (રહ.) (વફાત હિ. સ. ૬૩૨) હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)ના વંશથી છે.

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ના માનનીય પૂર્વજોનો સિલસિલો આ પ્રમાણે છે :

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન (રહ.)ના પિતા
ખ્વાજા ગિયાસુદ્દીન તાહિર છે. એમના પિતા
સય્યિદ અબ્દુલ અઝીઝ છે. એમના પિતા
ખ્વાજા નજમુદ્દીન છે. એમના પિતા
સય્યિદ ઈબ્રાહીમ છે. એમના પિતા
સય્યિદ ઈદ્રીસ છે. એમના પિતા
સૈય્યિદ ઈમામ મૂસા કાઝિમ છે. એમના પિતા
ઈમામ જઅફર સાદિક (રદિ.) છે[1]

## કરામતો

### બાદશાહ પણ થરથર ધ્રૂજવા માંડ્યો

ખલીફા મનસૂરે એક રાતે પોતાના વઝીરથી કહ્યું :

'જાઓ ! સાદિક (રદિ.)ને બોલાવી લાવો. હું એમને કતલ કરીશ.'

વઝીરે કહ્યું :

'જે શખ્સ એક ખુણામાં એકાંતવાસ ગ્રહણ કરીને અલ્લાહની

● ૧ ઈબ્રાહીમ અનવર કૃત 'હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)' પા. ૨૫

ઈબાદતમાં મશગૂલ છે અને દુનિયાની માલ મિલ્કતની જેને પડી નથી, તેમને આપ કતલ કરવા ચાહો છો!'

બાદશાહે નાખુશ થઈને કહ્યું:

'તમે તમારે જાઓ અને એમને તેડી લાવો કે જેથી હું તેમને કતલ કરું.'

વઝીરે, બાદશાહને મનાવવા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ નિષ્ફળતા મળી. આખરે લાચાર થઈને હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)ને તેડવા માટે ગયો.

ખલીફાએ ગુલામોને હુકમ આપ્યો કે જ્યારે તેઓ આવે અને હું મારા માથા પરથી તાજ ઉતારું કે તરત જ તમે એમને કતલ કરી નાંખજો.

જ્યારે હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.) પધાર્યા તો મનસૂર ઊભો થઈ ગયો અને ખૂબ જ વિનમ્રતાપૂર્વક હઝરત ઈમામ સાદિક (રહ.)ના સ્વાગત માટે દોડયો અને આપને અંદર તેડી લાવીને પોતાની રાજગાદી ઉપર બેસાડયા અને પોતે અદબ-પૂર્વક તેમની સામે બેઠો. આ જોઈને ગુલામોને ખૂબ જ નવાઈ ઉપજી. મનસૂરે કહ્યું:

'આપને કોઈ ચીઝની જરૂરત હોય તો ફરમાવો!'

આપે ફરમાવ્યું:

'મને બીજી વખત પોતાની પાસે બોલાવીશ નહિ જેથી હું ખુદા તઆલાની ઈબાદતમાં મશગૂલ રહું.'

મનસૂરે આપને ઈજાઝત આપી અને ખૂબ જ ઈઝઝતપૂર્વક આપને વિદાય કર્યા. તે વખતે મનસૂરની કાયા થરથર કાંપવા લાગી અને બેહોશ થઈને જમીન પર ઢળી પડયો. ત્રણ દિવસ સુધી એ જ હાલતમાં રહ્યો. કેટલાકનું કહેવું છે કે એટલો સમય બેહોશ રહ્યો કે તેની ત્રણ નમાઝો કઝા થઈ ગઈ. જ્યારે હોશમાં આવ્યો ત્યારે વઝીરે પૂછ્યું:

'શી બાબત હતી?'

મનસૂરે જવાબ આપ્યો :

'જ્યારે હઝરત સાદિક (રદિ.) દરવાજામાં દાખલ થયા ત્યારે મેં જોયું કે એક મહાકાય અજગર આપની સાથે હતો જેનું એક જડબું ચબૂતરાના નીચે અને બીજું ઉપર હતું. અને જાણે મને ઈશારાથી કહી રહ્યો હતો કે જો તેં હઝરતને સતાવ્યા તો હું તને ચબૂતરા સહિત ગળી જઈશ. એ અજગરનો મારા ઉપર એવો ખોફ છવાઈ ગયો હતો કે હું શું બોલતો હતો તેનું મને પોતાને પણ ભાન ન હતું અને મેં તેમનાથી માફી માંગી અને બેહોશ થઈને ઢળી પડયો.'[1]

□

હઝરત મૌલાના મરગુબ અહમદ લાજપૂરી (રહ.)એ પોતાની પ્રખ્યાત કિતાબ 'સફીનતુન્નજાત'માં પણ આ જ પ્રકારની એક ઘટના બયાન કરી છે. શકય છે એ ઘટના કોઈક બીજા દિવસે બનેલી હોય. એ ઘટના આ પ્રમાણે છે :

હિ.સ. ૧૪૭માં જ્યારે ખલીફા મનસૂર અબ્બાસીએ હજ્જ અને ફરી હજ્જના પછી મદીનહ આવ્યો અને પોતાના વઝીર રબીઅને હુકમ કર્યો કે,

'જઅફર (રહ.)ને તેડી લાવો, હું તેને કત્લ ન કરું તો ખુદા મને મારે.'

રબીએ ટાળમટોળ કર્યું. વળતે દિવસે ફરી વઝીરને ઘણો ઠપકાર્યો તો વઝીરે માણસને મોકલીને હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)ને તેડાવ્યા. હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.) આવ્યા તો વઝીરે કહ્યું :

'અબૂ અબ્દુલ્લાહ! તમે અલ્લાહને યાદ કરો. તમને એવા માણસે તેડયા છે, જેના અંતરાયને ખુદા સિવાય કોઈ દફે નથી કરી શકતું. મને તમારા માટે ઘણો ભય છે.'

● ૧ 'તઝકિરતુલ ઓલિયા' : પા. ૧૦

હઝરત જઅફર સાદિક (રહ.)એ ફરમાવ્યું :

'લા હવલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'

તે પછી રબીઅ તેમને મનસૂર પાસે લઈ ગયો. જ્યારે મનસૂરે તેમને જોયા તો ધૂંધવાઈ ઉઠયો અને કડક સ્વરે કહ્યું :

'હે ખુદાના દુશ્મન! તને ઈરાકવાસીઓએ પોતાનો ઈમામ બનાવ્યો છે. પોતાના માલની ઝકાત તેઓ તારી પાસે મોકલે છે, અને તું મારી સલ્તનતમાં બગાવત કરે છે; અને મારી તબાહિના માટે પ્રયત્નો કરે છે! હું તને કત્લ ન કરું તો ખુદા મને કત્લ કરે.'

ઈમામ જઅફર (રહ.)એ ફરમાવ્યું :

'અમીરુલ મુઅમિનીન!

સુલૈમાન (અલ.)ને ખુદાએ હુકૂમત આપી, તેમણે શુક્ર કર્યો.

ઐયૂબ (અલ.)ને મુસીબતોમાં આઝમાવવામાં આવ્યા, તેમણે સબ્ર કર્યો.

હઝરત યૂસુફ (અલ.) પર ઝુલ્મ કરવામાં આવ્યો, છતાં ઝાલિમોને માફ કરી દીધાં!

આ અંબિયાએ કિરામ (અલ.)માં તમારો નસબ પણ તેમના લગી પહોંચે છે. તમારે એ પવિત્ર આત્માઓનું અનુકરણ કરવું જોઈએ.'

મનસૂરે કહ્યું :

'યા અબા અબ્દુલ્લાહ! ઠીક કહ્યું, મારી નજીક પધારો.'

પછી કહ્યું :

'મેં તમને જે વાતો કહી, તેની માહિતી ફલાણા માણસે મને આપી છે.'

ઈમામ જઅફર (રદિ.)એ ફરમાવ્યું :

'તને મારી સામે બોલાવો.'

તે માણસને હાજર કરવામાં આવ્યો.

મનસૂરે તેને કહ્યું :

'જઅફર (રહ.) વિશે જે વાત તું મને કહી છે, શું તે સત્ય છે?'

તેણે કહ્યું : 'હા.'

ઈમામ જઅફર (રહ.)એ ફરમાવ્યું : 'એનાથી સોગંદ લો!'

તે માણુસ ઉતાવળે કહેવા લાગ્યો :

'વલ્લાહુલ અઝીમુલ્લઝી લાઈલાહ ઈલ્લાહૂ આલિમુલ ગયબુ વશશાહાદતુલ વાહિદુલ અહદ...'

આ પ્રમાણે તે માણુસ અલ્લાહની સિફતોની ગણુત્રી કરવા લાગ્યો.

હઝરત જઅફર સાદિક (રહ.)એ ફરમાવ્યું :

'જે પ્રમાણે હું કહું તે પ્રમાણે તેનાથી સોગંદ લો.'

ખલીફાએ કહ્યું :

'તમો જે પ્રમાણે ઈચ્છો સોગંદ લો.'

જઅફર સાદિક (રહ.)એ ફરમાવ્યું :

'હે શખ્સ! આ પ્રમાણે કહે :

બરઅત મર્ન હવલલ્લાહુ વ કુવ્વતહૂ વત્તજાઅત ઈલાહ વલી વ કુવ્વતી લકદ ફઅલ જઅફર કઝા વ કઝા.'

તે માણુસ એ પ્રમાણે સોગંદ લેવાથી આનાકાની કરવા લાગ્યો. મનસૂરે તેના તરફ ક્રોધથી જોયું, ત્યારે તેણે તે જ પ્રમાણે સોગંદ ખાધા. કસમ ખાતાં જ પગો જમીન પર પછાડયા અને મરણુ પામ્યો.

મનસૂરે કહ્યું :

'પગ ખેંચીને એને બહાર ફેંકી દો.'

પછી ઈમામ જઅફર (રહ.)થી ખલીફાએ માફી માંગી અને કિંમતી ખૂશ્બૂ મંગાવી અને પોતાના હાથે તેમની દાઢીમાં એટલી લગાડી કે ટીપાં ટપકવા લાગ્યાં.

પછી રબીઅને હુકમ કર્યો :

'એમને ઈનઆમથી માલામાલ કરી માનભેર વિદાય કરો.'
રબીઅ કહે છે :

'મેં એ જ પ્રમાણે કર્યું. વિદાય કરતી વેળાએ મેં અર્જ કરી: હઝરત! આપના ઓષ્ઠ હાલતા હતા. જ્યારે આપ ઓષ્ઠ હલાવતા હતા ત્યારે મનસૂરનો ગુસ્સો ઠંડો પડી જતો હતો. આપ શું પઢતા હતા?'

ફરમાવ્યું :

હું મારા દાદા હુસૈન (રદિ.)ની દુઆ પઢતો હતો.'

મેં પૂછ્યું :

'તે શી દુઆ છે?'

ફરમાવ્યું :

'અલ્લાહુમ્મ યા ઉદ્દતી ઈન્દ શિદ્દતી વ યા અવની ઈન્દ કુર્બતી અહરિસુની બિઅયનિકલ્લતી લા તનામુ વઅક નુફની બિરૂકનિકલ્લઝી લાયરામુ વ અર્હમની બિકુદરતિક અલય્ય ફ્લા ઉહલિક વ અન્ત રજાઈ અલ્લાહુમ્મ ઈન્નક અકબરૂ વઅજલ્લુ વઅકદરૂ મિમ્મા અખાફુ વઅહઝરૂ અલ્લાહુમ્મ બિક અદર ઉફી નહરિહી વઅસ્તઈઝુ મિન શર્રિહી ઈન્નક અલા કુલ્લિ શયઈન કદીર.'

રબીઅ કહે છે :

'મારા પર જ્યારે કશી મુસીબત નાઝિલ થઈ, મેં આ જ દુઆ કરી. અલ્લાહે તે મુસીબતને મારાથી દૂર કરી નાંખી.'

પછી મેં હઝરત જઅફર (રદિ.)થી અર્જ કરી :

'જે માણસે ખલીફા સમક્ષ શિકાયત કરી હતી, તેના સોગંદથી આપે મનાઈ કરી અને પોતાની મરજી મુજબ સોગંદ લેવડાવ્યા, તેમાં શું રહસ્ય છે?'

ફરમાવ્યું :

'તેના સોગંદમાં ખુદાની તોહીદ અને તમજીદ હતી. મેં વિચાર્યું ક્યાંક અલ્લાહ તેના પર સંયમથી કામ લે અને તેના અઝાબમાં વિલંબ થાય. હું અઝાબની ઉતાવળ કરતો

હતો. આથી મેં તેને તે સોગંદ આપ્યા, જે તમે સાંભળ્યા અને અલ્લાહે તેને તરત જ પકડી લીધો.'[૧]

□

## મરેલી ગાય જીવતી થઈ ગઈ

હઝરત ઈમામ જઅફર (રદિ.) એક દિવસે ક્યાંક જઈ રહ્યા હતા. આપે જોયું કે એક ડોસીની આગળ એક મરેલી ગાય પડેલી છે અને તે ડોસી પોતાના બાળક જોડે રડે છે. હઝરતે રડવાનું કારણ પૂછ્યું.

તેણે કહ્યું :

'મારી પાસે આ એક માત્ર ગાય હતી. એના દૂધથી અમારું ગુજરાન ચાલતું હતું, એ મરી ગઈ. હવે મને ચિંતા છે કે અમારો નિર્વાહ કેવી રીતે થશે.'

આપે ફરમાવ્યું :

'શું તારી એવી ઇચ્છા છે કે અલ્લાહ તઆલા એને ફરીથી જીવતી કરી દે?'

પેલી ડોસીએ જવાબ આપ્યો :

'અમારા ઉપર આવી મુસીબત આવી પડી છે અને તમે ગમ્મત કરો છો!'

આપે ફરમાવ્યું :

'હું ગમ્મત નથી કરતો.'

પછી આપે પોતાના પગ વડે મરેલી ગાયને એક લાત મારી. તે ગાય ઊભી થઈ ગઈ! અને આપ જનસમુદાયમાં જઈને ભળી ગયા જેથી કોઈ ઓળખી ન શકે.[૨]

□

## સૂખાઈ ગયેલા વૃક્ષને ફળો આવ્યાં

એક દિવસે એક સૂખાઈ ગયેલા વૃક્ષને આપે ફરમાવ્યું :

● ૧ 'અહલે બયત' ['સફીનતુન્નજાત'નો ગુજ. અનુવાદ] પા. ૨૨૦થી ૨૨૪
૨ 'હાલાતે હઝરાતે મશાઈખે નક્શબંદીયહ' : પા. ૯૦

'તું અગાને ખજૂરો આપ!'

તે જ વખતે તે વૃક્ષ ઉપર ખજૂરો લાગી ગઈ.[1]

□

## ઝુબહ કરેલાં પક્ષીઓ ફરી જીવતાં થઈ ગયાં

એક દિવસે આપે ચાર પક્ષીઓ ઝુબહ કર્યાં અને તેમની બોટી-ઓને એકબીજા સાથે ભેળવી દીધી. પછી આપે દરેકનું નામ લઈને સાદ આપ્યો તો દરેક જીવતું થઈ ગયું ![2]

□

## મુબારક ઈરશાદાત

એક વખતે સુફીયાન સવરી (રહ.)એ કહ્યું,

'કંઈક નસીહત ફરમાવો !'

ફરમાવ્યું :

'હે સુફીયાન !

જુઠું બોલનારને મુરવ્વત (માણસાઈ) નથી, અને

ઈર્ષાળુ (હાસિદ)ને રાહત નથી.

બદઅખ્લાકને સરદારી મળતી નથી, અને

બાદશાહોને ઉખુવ્વત (ભાઈચારો) નથી હોતો.

હઝરત સુફીયાન (રહ.)એ અર્ઝ કરી કે,

'કંઈક વધારે ફરમાવો !'

આપે ફરમાવ્યું :

'હે સુફીયાન :

પોતાના નયન અલ્લાહ તઆલાના મહારમથી બચાવજો;

જેથી આબિદ બનો; અને

જે કંઈ કિસ્મતમાં થઈ ગયું તેના પર રાજી રહેજો,

જેથી મુસ્લિમ બનો; અને

---

1 'મશાઈખે નકશબંદીયહ' : પા. ૨૦

2 'મશાઈખે નકશબંદીયહ' : પા. ૨૦

હાજિરથી મુહબ્બત ના રાખશો; ક્યાંક તમારા પર ફુજૂર
ગાલિબ થઈ ન જાય;
પોતાના મામલામાં એવા માણુસો જોડે સલાહ મશ્વેરો કરો;
જેઓ ખુદાની ઈબાદત ખૂબ કરતા હોય;'

હઝરત સુફીયાન (રહ.)એ અર્ઝ કરી કે,
'હજી કંઈક વિશેષ ફરમાવો !'

આપે ફરમાવ્યું :
'હે સુફીયાન !
જે શખ્સ ઈચ્છતો હોય કે તેની ઈજ્જત (તેની) ઝાત
અને કબીલા વિના થાય; અને
હેયબત હુકૂમત વિના થાય; તેનાથી કહી દો કે—
ગુનાહ છોડી દે અને ફરમાંબરદારી ગ્રહણ કરે !'

હઝરત સુફીયાન (રહ.)એ વિનંતી કરી,
'હજી કંઈક વિશેષ ફરમાવો !'

આપે ફરમાવ્યું :
'હે સુફીયાન !
જે માણસ હરેકની સાથે સુહબત (સંગત) ધરાવે છે
તે સલામત નથી રહેતો; અને
જે કોઈ બૂરા રસ્તે જાય છે; તેના પર તોહમત લાગે છે; અને
જે શખ્સ પોતાની જીભને કાબૂમાં નથી રાખતો તે
પસ્તાય છે.'

□

ફરમાવ્યું :
'જે કોઈ અલ્લાહ તઆલાથી મુહબ્બત રાખે છે; તેને
દુનિયાથી વેહશત થઈ જાય છે.'

□

ફરમાવ્યું :
'ઘણા ખરા ગુનાહ એવા છે કે જેના કારણે બંદો
અલ્લાહ તઆલાથી નઝદીક થાય છે ! અને

ઘણી ખરી ઈબાદતો એવી છે કે જેના કારણે બંદો
અલ્લાહ તઆલાથી દૂર થઈ જાય છે!

કારણ કે ફરમાંબરદાર ઘમંડી, ગુનેગાર થાય છે; અને
ગુનેહગાર, પસ્તાવો કરનાર, ફરમાંબરદાર બને છે!'

□

આપથી કોઈએ પૂછ્યું કે,

'સબ્ર કરનાર દુરવેશ બેહતર છે કે શુક્ર કરનાર તવંગર!'

ફરમાવ્યું:

'સબ્ર કરનાર દુરવેશ. કારણ કે તવંગરનું દિલ નાણાંની થેલીમાં લાગેલું રહે છે; જ્યારે દુરવેશનું દિલ અલ્લાહ તઆલામાં (મગ્ન) હોય છે.'

□

ફરમાવ્યું:

'ઈબાદત, તોબા વિના દુરસ્ત નથી થતી. કારણ કે અલ્લાહ તઆલાએ તોબાને ઈબાદત પર મુકદ્દમ (અગ્રતા ક્રમે) મૂકેલી છે. જ્યાં ફરમાવ્યું છે કે:

'અત્તાઈબુનલ આબિદુન'

'તેઓ તોબા કરનારા, ઈબાદત કરનારા છે.'[1]

તો આ મકામાતનો આરંભ અને ઉબૂદિયત ઈન્તેહા મકામાત અને દરજાત છે.

□

'જેની રોજીમાં તંગી હોય તે વધારે પ્રમાણમાં અસ્તગફાર પઢે તો તેની રોજીમાં ખૂબ જ જલ્દી વધારો અને વિશાળતા થશે.'

□

● ૧ 'સૂરએ તોબા': આયત ૧૧૨, પારો ૧૧
(એમાં અલ્લાહ તઆલાએ પ્રથમ તોબાનો ઉલ્લેખ કર્યો છે અને તે પછી ઈબાદતનો ઉલ્લેખ કર્યો છે.)

'ઉલ્મા રસૂલોના અમીન (અમાનતદાર) છે. પરંતુ શરત એ છે કે એ લોકો બાદશાહો અને અમીરોના દરવાજાઓ પર ન જાય. નહિતર એ લોકો અમાનતમાં ખ્યાનત કરનારા ગણવામાં આવશે.'

□

'હે અલ્લાહ ! તું મને મિસ્કીન બંદાઓનો કુર્બ (નઝદીકી) અર્પણ કર અને તેમની ગમખ્વારીની તૌફિક અર્પણ કર.'

□

'ખુદા તમને કોઈ નેઅમત આપે અને તમો તેને જાળવી રાખવા ઇચ્છો તો અલ્લાહ તઆલાનો વધુ અને વધુ શુક્ર કર્યા કરો. કેમકે ખુદાએ પોતાની કિતાબમાં ફરમાવ્યું છે : 'અગર તમે શુક્ર કરશો તો હું તમને વધુ આપીશ.'

રોઝી મળવામાં ઢીલ થાય તો અસ્તગફાર વધુ કરો. અલ્લાહ તઆલા પોતાની કિતાબમાં ફરમાવે છે :

'તમારા રબથી મગફિરત ઇચ્છો, તે મોટો બખ્શનારો છે; તમારા પર આસમાનથી મૂશળધાર પાણી વરસાવશે; અને દુનિયામાં માલ અને અવલાદથી તમારી મદદ કરશે; અને આખિરતમાં તમારા માટે જન્નત અને નહેરો બનાવશે.'

□

'જ્યારે તમારી પાસે બાદશાહ યા સત્તાધીશનો કોઈ હુકમ આવે તો :

'લાહવલ વલા કુવ્વત ઈલ્લાબિલ્લાહ'

વધુ પઢો. તે કુશાદગીની ચાવી છે.'

□

'જે માણસ પોતાની કિસ્મતના હિસ્સા પર સબ્ર કરે છે તે બેપર્વા રહે છે;

જે બીજાના માલની તરફ નઝર કરે છે તે ભીખારી મરે છે.

જે માણસ ખુદાની વહેંચણી પર રાજી નથી થતો તે

ખુદાને તેના વ્યવસ્થા પર નિયુક્ત કરે છે.

□

'જે માણસ બીજાના ભેદ ઉઘાડે છે તેના ઘરની ગુપ્ત વાતો ખુદા ઝાહિર કરી દે છે.

જે બગાવતના માટે તલવાર ખેંચે છે તેને તેનાથી કત્લ કરવામાં આવે છે.

જે પોતાના ભાઈના માટે ખાડો ખોદે છે તે પોતે તેમાં પડે છે.

જે આલિમોને મળે છે તે પ્રતિષ્ઠા મેળવે છે.'

□

'જે નઠારા સ્થળોએ જાય છે તે બદનામ બને છે.'

□

'હમેશાં સાચી વાત કહો, પછી ભલે તમને અનુકૂળ હોય યા પ્રતિકૂળ.'

□

'આદમીની અસલ (જડમૂળ) તેની અક્કલ છે;
તેનો હસબ તેનો દીન છે;
તેનો કરમ (મહેરબાની) તેનો તકવો છે; (એ સિવાય)
તમામ ઈન્સાન માણસ તરીકે સરખા છે.'

□

'સલામતી ઘણી દુર્લભ છે. અહીં સુધી કે તેને તલાશ કરવાની જગા પણ છૂપી છે. અગર તે ક્યાંક મળી શકે છે તો સંભવ છે ગુમનામીના ખૂણામાં સાંપડે;

અગર તમે એને ગુમનામીના ખૂણામાં તલાશ કરો અને ન મળે તો શક્ય છે એકલતા (તનહાઈ)માં મળે. એકલતાનો ખૂણો, ગુમનામીના ખૂણા કરતાં જુદો છે.

અગર એકલતાના ખૂણામાં પણ શોધતાં એ ન મળે તો સલફે સાલિહિન [પવિત્ર પૂર્વજો]ના વચનો (અકવાલ)માં મળશે.'

□

'જ્યારે તમારાથી કોઈ ગુનો થઈ જાય તો તેની મગફિરત ચાહો. ઈન્સાનની તખ્લીક (ઉત્પત્તિ)થી પહેલાં એની ડોકમાં ખતાઓનો હાર પડેલો છે. ગુનાહો પર ઈસરાર હલાકત છે.'

□

'ખુદાએ દુનિયાની તરફ વહી કરી છે કે જે શખ્સ મારી ખિદમત કરે છે; તું તેની ખિદમત કર અને જે તારી ખિદમત કરે છે; તેને તું થકવી નાંખ!'

□

'ત્રણ બાબતો વિના અમલે સાલિહ (નેક કામ) સંપૂર્ણ થતું નથી :

જ્યારે તમે એ કરો તો,
એને ખૂબ નાનું સમજો;
એને છૂપાવો; અને
એમાં જલદી કરો.

જ્યારે તમે એને નાનું સમજશો ત્યારે એની અઝમત (મહત્ત્વ) વધી જશે;
જ્યારે તમે એને છૂપાવશો ત્યારે એની તકમીલ (પૂર્ણતા) થશે; અને
જ્યારે તમે એમાં ઉતાવળ કરશો તો ખુશગવારી મેહસૂસ થશે.'

□

'જ્યારે તમારા (કોઈ મુસલમાન) ભાઈથી તમારા માટે કોઈ નાપસંદીદહ વાત જાહેર થાય તો એના જવાઝ (યોગ્ય હોવા) વિશે એકથી સિત્તેર સુધી તાવીલ (અર્થઘટન) કરો; જો તે છતાંયે ન મળે તો સમજો કે એનો સબબ અને એની કોઈક તાવિલ જરૂર હશે જેની તમને જાણ નથી.'

□

'જો તમે કોઈ મુસલમાનથી કોઈ ગિલહ (ફરિયાદ) સાંભળો તો તેનો સારામાં સારો અર્થ ઘટાવો; જ્યારે તેનું અર્થ-ઘટન એ રીતે થઈ ન શકે તો પોતાના નફસને મલામત કરો.'

□

'ચાર ચીઝોમાં સજજન માણસે શરમ ન કરવી જોઈએ :

૧ પોતાના પિતાની તઅઝીમ માટે પોતાની જગાએથી ઊઠવામાં.

૨ મેહમાનની ખિદમત કરવામાં.

૩ તેની સવારીની દેખભાળ જાતે કરવામાં ભલે ઘરમાં સો નોકર-ચાકરો કેમ ન હોય;

૪ પોતાના ઉસ્તાદની ખિદમત કરવામાં.'

□

'જ્યારે દુનિયા કોઈની સાથે અનુકૂળ થઈ જાય છે ત્યારે બીજાની ભલાઈઓ પણ તેને આપી દે છે; અને જ્યારે મુખ ફેરવી લે છે તો ખુદ તેની પોતાની ખૂબીઓ પણ છીનવી લે છે!'

□

'તમે ધાર્મિક ઝઘડાઓથી બચો; કારણ કે એ કલ્બને મશગૂલ કરી દે છે અને નિફાક પૈદા કરે છે.'

□

'પાંચ શખ્સોની સુહબત (સંગત)થી બચો :

૧ જૂઠું બોલનારથી કારણ કે તું હમેશાં તેનાથી ધોકામાં રહેશે.

૨ અહમક (મુરખ)થી કારણ કે તે તને ગમે એટલો નફો પહોંચાડવા ચાહશે છતાં તને નુકસાન થશે અને તેને સમજ પણ ન પડશે કે તે જે કંઈ કરી રહ્યો છે તેનાથી તને ફાયદો પહોંચે છે કે નુકસાન.

૩ બખીલ (કંજુસ)થી કારણ કે તે તારા સુંદર સમયને બરબાદ કરશે.

૪ ડરપોક (કાયર)થી કારણ કે જરૂરતના સમયે તે તને તબાહીમાં છોડી દેશે.

૫ ફાસિક (દુરાચારી)થી કારણ કે તે તને એક નિવાલાના બદલામાં વેચી મારશે. બલકે લોભના કારણે એનાથી પણ સસ્તામાં તને આફતમાં નાંખી દેશે.

□

'હક તઆલાની જન્નત અને જહન્નમ આ દુનિયામાં પણ છે. જન્નત ત્યારે કે જ્યારે આફિયત હોય; અને જહન્નમ ત્યારે કે જ્યારે આફિયત ન હોય.

જન્નત એ છે કે પોતાનાં કામો ખુદાને સોંપે અને જહન્નમ એ છે કે પોતાનાં કામો આ અમ્મારહ (નફ્સ) ના હવાલે કરે.'

□

# હઝરત
# બાયઝીદ બુસ્તામી

## રહમતુલ્લાહિ અલૈહ

□

દામને હિલ્મો કરમસે
હશ્રમેં લેના છુપા,
આરિફે હક બાયઝીદ (રહ.)
એ રિયાકે વાસ્તે.

□

## ખ્વાબ અને તઅબીર

હઝરત અબૂ મૂસા (રહ.) ફરમાવે છે:

'એક રાતે મેં ખ્વાબ જોયો કે હું અર્શે ઈલાહીને માથા ઉપર ઊંચકીને ઊભો રહ્યો છું! જાગ્યા પછી હું તઅજ્જુબમાં રહ્યો અને સવારે ખ્વાબની તઅબીર પૂછવા માટે હું મારા મુરશિદની ખિદમતમાં રવાના થયો.

ત્યાં ગયો તો જાણવા મળ્યું કે આપ રાતે વફાત પામ્યા છે. આપના જનાઝામાં શરીક થવા માટે ચોતરફથી પુષ્કળ લોકો જમા થઈ ગયા.

જ્યારે આપનો જનાઝો ઉઠાવવામાં આવ્યો તો મેં ઘણી કોશિશ કરી કે હું પણ આપના જનાઝાનો એક પાયો પકડી લઉં પરંતુ પુષ્કળ જનમેદનીના કારણે મારો વારો આવતો ન હતો. હું ઘણો બેચેન થઈ ગયો. આખરે હું જનાઝાની નીચે ઘસી ગયો અને જનાઝાને મારા માથે ઉઠાવી લીધો! એ વખતે હું મારા ખ્વાબને ભૂલી ગયો હતો.

એકાએક મને જનાઝામાંથી સાદ સંભળાયો.

મારા પીરો મુરશિદ અંદરથી ફરમાવતા હતા:

'હે અબૂ મૂસા! આજ તારા રાતના ખ્વાબની તઅબીર છે; જેમાં તેં અર્શે ઈલાહીને માથે ઉપાડ્યો હતો.

'હે અબૂ મૂસા! તે અર્શે ઈલાહી તો આ જ આશિકે ઈલાહીનો જનાઝો છે!'[1]

□

જનાઝામાંથી ખ્વાબની તઅબીર દર્શાવનાર એ મહાન આશિકે ઈલાહી બુઝુર્ગ હતા સુલતાનુલ આરિફીન હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)!

□

### નામ

આપનું નામ તૈફૂર છે.

આપની કુનિયત (ઉપનામ) 'અબૂ યઝીદ' છે.

● ૧ 'બુસ્તાનુલ આરિફીન' પા. ૩૬૧

આપનો લકબ 'સુલતાનુલ આરિફીન' છે.●

આપ સામાન્ય રીતે 'અબૂ યઝીદ'ને બદલે 'બાયઝીદ' નામથી મશહૂર છે.

આપ બુસ્તામના વતની હોવાથી બુસ્તામી કહેવાયા.

## જન્મ પહેલાં જ કરામતોનો આરંભ

આપની માતા ફરમાવતા હતાં કે,

> 'જ્યારે મારા પેટમાં એ હતા ત્યારે જો કોઈ એવો નિવાલો (કોળિયો) મારા મુખમાં જતો કે જેના હલાલ હોવામાં શંકા હોય તો આપ મારા પેટમાં ખૂબ તડફડવા માંડતા. જ્યારે તે નિવાલો મારા મુખમાંથી હું કાઢી નાંખતી ત્યારે જ આપ શાંત થતા !'

□

આપનો જન્મ ૧૩૬ હિજરી સનમાં બુસ્તામમાં થયો.

## પ્રાથમિક તાલીમ

પ્રાથમિક દીની તાલીમ મેળવવા માટે આપની માતાએ આપને એક કાબિલ ઉસ્તાદની ખિદમતમાં મોકલવા માંડચા. જ્યારે આપે 'સૂરએ લુકમાન'ની આ આયતો પઢી :

'ઇન્નિશ શુક્ર લી વલી વાલિ દૈક.'

'મારો અને માતા-પિતાનો શુક્ર કરો.'

તો આપ પોતાની માતા પાસે આવ્યા અને કહેવા લાગ્યા :

> 'મારાથી બે શુક્ર અદા થઈ શકે એમ નથી. ક્યાં તો આપ ખુદાથી મને માંગી લો કે હું તમારો શુક્ર કરું; અથવા આપ મને ખુદાને સોંપી દો કે હું તેનો જ શુક્ર કરતો રહું.'

આપની માતાએ કહ્યું :

> 'મેં મારો હક મઆફ કરીને તમને અલ્લાહને હવાલે કરી દીધા. તેનો શુક્ર અદા કરતા રહો !'

● 'કરામાતે મૂસવીયહ' (ઉર્દૂ) પા. ૪૭

## ઉચ્ચ દીની તાલીમ

આપ ઈમામે આઝમ હઝરત અબૂ હનીફા (રહ.)ના શાગિર્દ છે.[૧] એમની ખિદમતમાં રહીને આપે ઉચ્ચ દીની તાલીમ હાસિલ કરી.

□

આપ અસ્હાબે રાય અને ઈજતિહાદ હતા પરંતુ આપ વલી થઈ ગયા એટલા માટે મઝહબ એમાં ઝાહિર ન થયો[૨]

## બાતિની ફૈઝ

આપ જન્મથી જ વલી હોવા છતાં એક રિવાયત મુજબ આપે લગભગ ૧૧૭ પીરો અને બુઝુર્ગોની ખિદમત કરી અને સર્વેથી બાતિની ફાયદો હાસિલ કર્યો. હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)ની ખિદમતમાં બાતિની સુલૂકને પરિપૂર્ણ કર્યો અને ખિલાફતથી મુશર્રફ થયા.

□

કહે છે કે, એક દિવસે હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.) એ આપથી ફરમાવ્યું કે,

'ફલાણી કિતાબ કબાટમાંથી લઈ આવો!'

આપે પૂછ્યું : 'કયો કબાટ?'

ઈમામ સાહબ (રહ.)એ નવાઈ પામી ફરમાવ્યું :

'આટલા લાંબા સમયથી આ ઘરમાં રહો છો અને હજી સુધી તમે કબાટ નથી જોયો!'

આપે વિનમ્રતાપૂર્વક જવાબ આપ્યો :

'હું કબાટ જોવા માટે નથી આવ્યો.'

ઈમામ સાહબ (રહ.)એ ફરમાવ્યું :

'જો એવું જ છે તો તમે હવે બુસ્તામ ચાલ્યા જાઓ! તમારું કામ હવે પરિપૂર્ણ થઈ ગયું.'

□

● ૧ 'જવાહરે અલવીયહ' પા. ૪૦

૨ 'નફહાતુલ ઉન્સ' પા. ૬૪

હઝરત મૌલાના બદરૂદ્દીન સરહિંદી (રહ.)એ પોતાની કિતાબ 'સનવાતુલ અતકિયા'માં ઉપર પ્રમાણે લખ્યું છે પરંતુ 'રશ્હાત' નામની કિતાબમાં લખ્યું છે કે સહીહ રિવાયતોથી સાબિત છે કે આપનો જન્મ ઈમામ સાહબ (રહ.)ની વફાત પછી થયો હતો અને ઈમામ સાહબ (રહ.)એ બાતિની સ્વરૂપે હઝરત બાયઝીદ (રહ.)ની તરબીયત કરી હતી, ઝાહેરી સ્વરૂપમાં તરબીયત કરેલી નથી.[૧]

## મારી પીર એક વૃદ્ધા છે

હઝરત બાયઝીદ (રહ.)થી કોઈએ પૂછ્યું:

'આપના પીર કોણ છે?'

આપે ફરમાવ્યું:

'એક વૃદ્ધા.'

ત્યાર પછી પોતાના જવાબની આપે આ પ્રમાણે ચોખવટ કરી:

'એક દિવસ તૌહિદના જોશમાં હું એવો છલોછલ થયો કે બેખુદીની હાલતમાં વગડામાં ચાલ્યો ગયો. ત્યાં એક વૃદ્ધાને જોઈ. લોટ ભરેલો એક થેલો તેની નજીક મૂકેલો હતો. તે તેને ઉપાડવા મથતી હતી, પરંતુ અશક્તિ અને વૃદ્ધાવસ્થાના કારણે ઉપાડી શકતી ન હતી. મને નિહાળી તેણે મને લોટનો થેલો ઉપાડવા કહ્યું.

હું તે સમયે જઝબની કૈફિયતમાં હતો. હું પોતે પોતાને પણ જાળવી શકતો ન હતો. ત્યાંથી પસાર થતા એક વાઘને મેં ઈશારાથી બોલાવ્યો. તે મારા ઈશારે આનાકાની વગર નજીક આવી ગયો. મેં તે થેલો તેની પીઠ પર મૂકી વૃદ્ધાથી કહ્યું:

'જાઓ, એ તમારો લોટ તમારા ઘર લગી પહોંચાડી દેશે!'

પછી મેં વૃદ્ધાથી પૂછ્યું:

'જ્યારે તમે શહેરમાં પહોંચી જશો ત્યારે લોકોથી તમે મારા વિશે શું વાત કરશો?'

● ૧ 'જવાહરે અલવીયહ' પાન ૪૦

તે બોલી :

'હું લોકોથી કહીશ કે મેં આજે એક ઝાલિમ અને ગર્વિષ્ઠ માણસને જોયો!'

'હે ડોસીમા! તમે હોશમાં તો છો ને?!'

તે બોલી :

'હું તો હોશમાં જ છું. અલબત્ત તમે તમારો હોશ ખોઈ બેઠા છો. શું તમે નથી જાણતા કે ખુદાવંદ તઆલાએ જેને મુકલ્લફ ન બનાવ્યો હોય તેને તકલીફ આપવી ઝુલ્મ છે?

વાઘ ગૈર મુકલ્લફ છે અને છતાં તેને તકલીફ આપો છો તો શું ઝાલિમ નથી?

વળી તમે એવું પણ ઈચ્છો છો કે શહેરીજનો એ પણ જાણી લે કે વાઘ તમારો તાબેદાર છે અને તમે મોટા કરામતવાળા છો! તો શું એ ગર્વ નથી?'

હઝરત બાયઝીદ (રહ.) ફરમાવે છે કે :

'એ સાંભળીને મેં અલ્લાહ તઆલાથી તૌબા કરી અને હું પોતાને તકબ્બૂરથી આજિઝી તરફ લાવ્યો. એ જ કારણે હું તે વૃદ્ધાને મારી પીર કહું છું.'

□

## ઈબાદત અને રિયાઝત

## નફ્સને નાથવાની તરકીબ

આપ (રહ.) ફરમાવે છે :

'બાર વર્ષ સુધી મેં નફ્સને રિયાઝતની ભઠ્ઠીમાં નાંખીને મુજાહિદાની આગમાં તપાવ્યો અને મલામતના હથોડા વડે એને ટીપ્યો. એ પછી મારો નફ્સ આયના જેવો થઈ ગયો.

પછી પાંચ વર્ષ સુધી મેં તેમાં આત્મ નિરીક્ષણ કર્યું. પ્રકાર પ્રકારની ઈબાદતોની કલાઈ એ આયના ઉપર કરી.

પછી એક વર્ષ મેં જ્યારે એ આયના પર ભરોસાની નિગાહ કરી તો એના ગળામાં આત્મપ્રસંશા, ઈબાદત પર

ભરોસો અને ગર્વ તેમ જ ઘમંડની ઝુન્નાર પહેરેલી જોઇ!

તે પછી મેં પાંચ વરસ સુધી બેહદ કોશિશ કરીને એ ઝુન્નારને દૂર કરીને નફસને નવેશિરે મુસલમાન બનાવ્યો. એ પછી જ્યારે ખિલ્કતને મેં જોઈ તો સર્વેને મૃત્યુ પામેલા જોયા; એટલે નમાઝે જનાઝા એ સૌના ઉપર પઢીને એવી રીતે ખલ્કથી અલગ થયે. જેવી રીતે જનાઝાના નમાઝીઓ જનાઝાની નમાઝ પઢીને કયામત સુધી સાહબે જનાઝાથી દૂર થઈ જાય છે!

તે પછી અલ્લાહ તઆલાની મદદના કારણે વાસિલ બહક થયો.

## ચાલીસ વરસ મુજાહિદા

કહે છે કે ચાલીસ વરસ સુધી આપ એક મસ્જિદમાં રહ્યા અને એ લાંબા સગયગાળામાં મસ્જિદની દીવાલના સિવાય બીજી કોઈ પણ વસ્તુને ટેકો લગાવીને બેઠાં નથી!

આપ ફરમાવે છે :

'જે ચીઝ સામાન્ય રીતે માણસો ખાય છે તે મેં ચાલીસ વરસ સુધી ખાધી નથી. મારો ખોરાક કોઈ ઓર જ હતો.

ચાલીસ વરસ સુધી મેં દિલની નિગેહબાની કરી પછી ચિંતન મનન કર્યું તો બંદગી અને ખુદાવંદી સૌ તરફથી નઝર આવી.

તીસ વરસ સુધી મેં અલ્લાહની તલાશ કરી; ફરી જ્યારે ધ્યાનથી જોયું તો ખુદા તાલિબ અને હું મતલુબ નઝરે પડયો.

તીસ વરસથી મારો દસ્તૂર છે કે જ્યારે અલ્લાહનું નામ લેવાનો ઈરાદો કરું છું ત્યારે અલ્લાહના નામની અઝમતના કારણે જીભ અને મુખને ત્રણ વખત ધોઉં છું!'

## માત્ર પગના અંગૂઠા પર ઊભા રહી આખી રાત ઈબાદત

હઝરત યહયા મઆઝ (રદિ.) એક દિવસ હઝરત બાયઝીદ

(રહ.)ની ઝિયારત માટે પધાર્યા. ઈશાનો વખત થઈ ગયો હતો. આપે ખ્યાલ કર્યો કે રાતના સમયે એમને તકલીફ આપવી યોગ્ય નથી.

સવારે જ્યારે મુલાકાત માટે ગયા તો જાણવા મળ્યું કે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) કબ્રસ્તાનમાં છે. ત્યાં ગયા તો જોયું કે આપ બંને પગોના અંગૂઠા ઉપર ઊભા રહીને ઈબાદતે ઈલાહી કરી રહયા છે. અને આપની હાલતથી જણાતું હતું કે આખી રાત આપે આ જ રીતે વિતાવી છે!

## નફસને આકરી સજા

આપ ફરમાવે છે :

'શિયાળાની ઋતુમાં એક રાતે ગોદડી ઓઢીને હું જંગલમાં સૂતેલો હતો. મને ગુસલની જરૂરત થઈ. એ રાતે ઠંડી ઘણી ભારે હતી. મેં નહાવાને વિચાર કર્યો, પરંતુ મારા નફસે આળસ કરી.

હું તેજ વખતે ગોદડી ઓઢીને જ બરફના પાણીથી નાહયો. અને જ્યાં સુધી સૂર્યોદય થયો ત્યાં સુધી એ જ ભીની ગોદડી ઓઢેલી રાખી. જેથી આળસની સજા તરીકે નફસને વધારે ઠંડી બરદાસ્ત કરવી પડે!

તે દિવસથી મેં શિયાળામાં રાતે એ જ પ્રમાણે નહાવાનો નિયમ બનાવી લીધો અને સવાર સુધી ભીની ગોદડી ઓઢી મૂકતો!'



'એક વખતે મેં નફસને સઝા કરવા માટે દિવસના સીત્તેર વખત ગુસલ કર્યું અને દરેક વખતે હું બેહોંશ થઈ જતો હતો.'



આપ ફરમાવે છે :

'મેં અલ્લાહથી પૂછ્યું કે તારી તરફ હું કઈ રીતે આવી શકું છું? તો હુકમ થયો કે નફસને ત્રણ વખત તલાક આપી દે તો તું મારી પાસે આવી શકે છે!'

## મુજાહિદા

લોકોએ એક વેળા આપથી વિનંતી કરી કે પોતાના મુઝાહિદાની કંઈક કૈફિયત બયાન ફરમાવો!

આપે ફરમાવ્યું :

'જો હું આલા (ઉચ્ચ) મુજાહિદાનું વર્ણન કરીશ તો તમે સમજી નહિ શકશો. હું તમારી સમક્ષ મામૂલી મુઝાહિદાનું વર્ણન કરું છું, સાંભળો!

એક દિવસે મેં નફસને ઈબાદતે ઈલાહી કરવા માટે કહ્યું. તેણે સરકશી કરી. એની સઝા રૂપે મેં નફસને આખા વરસ સુધી પાણીનું એક ટીપું પણ પાયું નહિ; અને કહ્યું, જ્યાં સુધી તું ઈબાદતે ઈલાહી માટે રાજી ન થશે ત્યાં સુધી તને આ જ પ્રમાણે તરસ્યો રાખીશ!'

## આવી ભારે ઈબાદત અને સખત રિયાઝત છતાં...!

આપ ઈશાબાદ ચાર રકાત નમાઝ અદા કરતા અને સલામ ફેરવ્યા પછી ફરમાવતા :

'આ નમાઝ કબૂલ થવાને લાયક નથી થઈ.'

આટલું ફરમાવી ફરી નમાઝની નિય્યત કરતાં અને સલામ ફેરવ્યા બાદ પાછું એ જ પ્રમાણે ફરમાવતા. આખી રાત એ જ રીતે વિતી જતી.

સવાર થતી ત્યારે ફરમાવતા :

'હે અલ્લાહ! મેં ઘણી કોશિશ કરી કે એવી નમાઝ અદા કરું જે તારી બારગાહને લાયક હોય પરંતુ મારાથી અદા થઈ શકી નહિ. હું જેવો છું તેવી જ મારી નમાઝ પણ છે. તારા ઘણા બંદાઓ બેનમાઝી પણ છે. મને પણ તેઓ પૈકી જ ગણી લે!'

□

જ્યારે આપ મસ્જિદે જતા તો દરવાઝા આગળ ઊભા રહીને રડતા રહેતા. લોકોએ આપથી એનું કારણ પૂછ્યું.

આપે ફરમાવ્યું :

'હું મારી ઝાતને હૈઝવાળી (માસિક આવેલી) સ્ત્રીના જેવી નાપાક નિહાળું છું. હું એ ભયના કારણે રહું છું કે ક્યાંક મારા અંદર જવાના કારણે મસ્જિદ નાપાક ન થઈ જાય !'

□

જ્યારે આપના ઉપર ખૌફે ઈલાહી છવાઈ જતો ત્યારે આપને લોહીનો પેશાબ થતો હતો.

□

આપ ફરમાવે છે :

'એક રાતે મારી પાસે પહેલા આસમાનના ફરિશ્તાઓ આવ્યા, અને કહેવા લાગ્યા :

'ઊઠો ! તમે અને અમે ભેગાં મળીને અલ્લાહની ઈબાદત કરીએ !'

મેં કહ્યું :

'મારી જીભને યાદે ઈલાહીની તાકાત નથી !'

ત્યાર બાદ એક પછી એક સાતે આસમાનના ફરિશ્તાઓ આવ્યા અને આ જ માંગણી કરી. મેં પહેલા આસમાનના ફરિશ્તાઓને જે જવાબ આપ્યો હતો તેજ જવાબ એ સૌને આપ્યો.

પછી તેઓએ પૂછ્યું :

'ઝિક્રે ઈલાહીની કુવ્વત આપને ક્યારે પ્રાપ્ત થશે ?'

મેં કહ્યું :

'કિયામતમાં જ્યારે હિસાબ-કિતાબ પછી જન્નતી જન્નતમાં અને જહન્નમી જહન્નમમાં ચાલ્યા જશે ત્યારે હું અર્શની ફરતે ચક્કર લગાવીને અલ્લાહ અલ્લાહ કરીશ !'

□

એક રાતે ઈબાદતે ઈલાહીમાં આપનું દિલ લાગતું ન હતું. આપે ખાદિમથી ફરમાવ્યું :

'જુઓ ! મકાનમાં કોઈ વસ્તુ તો નથી ?'

ઘરમાં દ્રાક્ષનો એક ઝૂમખો મળ્યો. આપે ખાદિમથી ફરમાવ્યું કે કોઈને આપી દો. તેણે આપી દીધો. તરત જ અનવારે ઈલાહી આપ પર નાઝિલ થવા માંડયા અને યાદે ઈલાહીથી આપને બેહદ લિઝઝત હાસિલ થઈ.

□

એક વખતે આપ ખૌફે ઈલાહીથી ધ્રૂજી રહ્યા હતા. એક મુરીદે કારણ પૂછ્યું. આપે ફરમાવ્યું :

'આ તે મર્તબો છે જે ત્રીસ વરસની ઈબાદત અને નફસકશીના પછી હાસિલ થાય છે. તને એનો ભેદ અત્યારે સમજમાં ન આવશે.'

□

એક શખ્સે આપથી કહ્યું :

'જો થોડો સમય સાફ દિલથી આપ મારા તરફ ધ્યાન આપો તો હું આપથી એક વાત કરું !'

આપે ફરમાવ્યું !

'ત્રીસ વરસ થઈ ગયા છે કે હું સતત અલ્લાહ તઆલાથી સાફ દિલ માંગું છું પરંતુ હજી સુધી મળ્યું નથી. જ્યારે મારી પાસે સાફ દિલ જ નથી તો તારી તરફ (સાફ દિલથી) કેવી રીતે ધ્યાન આપી શકું !'

□

આપ (રહ.) ફરમાવતા હતા :

'મારી આટલી ઉમર એક જ તમન્નામાં વિતી છે કે કોઈ નમાઝ હું એવા ખુશૂઅ (દિલપૂર્વક) અદા કરું કે અલ્લાહની બારગાહમાં કબૂલ થઈ જાય પરંતુ હજુ સુધી અદા થઈ શકી નથી !'

### હજ્જ

જ્યારે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) હજ્જ માટે રવાના થયા તો બે-ચાર કદમ ચાલતા અને નમાઝ અદા કરતા. પછી

ફરમાવતા :

'કઅબા દુન્યવી બાદશાહોનો દરબાર નથી કે જ્યાં માણુસ ઊઠીને સીધો ચાલ્યો જાય!'

એ જ પ્રમાણે કરતાં કરતાં આપ બાર વર્ષે મક્કા મુઅઝ્ઝમા પહોંચ્યા! હજજ અદાકરી પરંતુ મદીના મુનવ્વરા ન ગયા અને ફરમાવ્યું :

'હજજના બહાના હેઠળ મદીના મુનવ્વરા જવું મને યોગ્ય લાગતું નથી. હું બીજી વખતે ખાસ મદીના શરીફની ઝિયારત માટે જ હાજર થઈશ.'

તે પછી આપ પોતાના શહેરમાં વાપસ આવ્યા અને બીજા વરસે મદીના મુનવ્વરાની ઝિયારત માટે ગયા.

□

આપ ફરમાવે છે :

'જ્યારે હું પહેલી વખતે કઅબા શરીફ ગયો તો તેને પથ્થરોનું બનેલું મકાન જોયું. મેં દિલમાં કહ્યું કે, હજજ કબૂલ નહિ થઈ કારણુ કે મેં આ જાતના પથ્થરો તો અનેક જોયાં છે!

'બીજી વખતે જ્યારે હું ગયો તો ખાનએ કઅબાને પણુ જોયો અને ખાનએ કઅબાના માલિક (ખુદા)ને પણુ જોયો. છતાં મેં એમ જ કહ્યું કે હજી તૌહિદ હાસિલ નથી થઈ!

'ફરી જ્યારે હું ત્રીજી વખતે ગયો તો અલ્લાહ તઆલાને જ નિહાળ્યો. અને ખાનએ કઅબાને ત્યાં ન જોયો.

## ઈસ્તિગરાક અને બેખુદી

હઝરત બાયઝીદ (રહ.)એ એક વેળા બેખુદીની હાલતમાં ફરમાવ્યું :

'સુબ્હાની મા આ'ઝમુ શાની'
'મારી ઝાત તમામ અયબોથી પાક છે;
કેવી બુલંદ છે મારી શાન!'

જ્યારે બેખુદીની હાલત દૂર થઈ ત્યારે મુરીદોએ પૂછ્યું:

'આપે આવું શાને ફરમાવ્યું?'

આપે ઉત્તર આપ્યો:

'મેં એવું કહ્યું હોય એનું મને ભાન નથી. અને જો તમો ફરી પાછાં મારા મુખે આવા શબ્દો સાંભળો તો મારા ટુકડા કરી નાંખવા જોઈએ.'[1]

હઝરત મૌલાના રૂમી (રહ.)એ પોતાની મસ્નવીમાં આ ઘટનાનું સરસ સ્પષ્ટીકરણ કર્યું છે.

બા મુરીદાં આં ફકીરે મુહતશમ.
મુરીદોની પાસે આ બુઝુર્ગ દુરવેશ,

બાયઝીદ આમદ કે યઝદાંનક મનમ.
હઝરત બાયઝીદે આવીને કહ્યું કે, 'હું ખુદા છું!'

ગુફ્ત મસ્તાનહ, અયાં આં ઝૂફૂનૂન,
એ મસ્તમાનવે ચોખ્ખે ચોખ્ખું એમ કહ્યું કે:

લાઈલાહા ઈલ્લા અના ફઅબુદૂન.

'મારા સિવાય અન્ય કોઈ ખુદા નથી માટે તમે મારી ઈબાદત કરો.'

ચું ગુઝસ્ત આં હાલ ગુફ્તન્દશ સબાહ.
જ્યારે આ હાલ ઊતરી ગયો ત્યારે સવારે એમને કહેવામાં આવ્યું કે,

તુ ચુનીં ગુફ્તી વ ઈં ન બુદ સલાહ.
આપે આ પ્રમાણે કહ્યું હતું જે ઉચિત (યોગ્ય) નથી.

તો હઝરત બાયઝીદ (રહ.)એ ઉત્તર આપ્યો કે:

હક મુનઝહ અઝ તનો, મન બા તનમ,
અલ્લાહ તઆલા જીસ્મ વગેરેથી પાક (નિરાકાર) છે જ્યારે હું તો જીસ્મવાળો છું!

[1] 'તઝકિરતુલ ઓલિયા': પા. ૧૨૩

ચું ચુની ગોયમ બે બાયદ કુશ્તનમ.
જે વખતે હું એ પ્રમાણે બોલું ત્યારે મને મારી નાખવો જોઈએ.

પરંતુ ફરી પાછો (જ્યારે) હાલ તારી થયો ત્યારે :

ચું હુમાએ બેખુદી પરવાઝ કર્દ,
જ્યારે બેખુદી રૂપી હુમા પક્ષી ઊડવા માંડ્યું,

આ સુખન રા બાયઝીદ આગાઝ કર્દ.
ત્યારે બાયઝીદ (રહ.)એ ફરી પાછું તે જ પ્રમાણે કહેવાનું શરૂ કર્યું.

અકલરા સયલે તહય્યુર દર રબૂદ,
હેરતરૂપી સાગરના તરંગો એમની અકકલ અને સૂજ-બૂઝને વહાવીને લઈ ગયા.

ઝાં કવીતર ગુફ્ત કે અવ્વલ ગુફ્તહ બુદ.
અને પહેલાં કરતાં પણ વધારે ભાર દઈને તે જ શબ્દો ઉચ્ચાર્યા.
નેસ્ત અંદર જુબ્બઅમ ઈલ્લા ખુદા,
(કે) મારા પોષાકમાં ખુદા છે,
ચંદ જોઈ દરઝમીં દર આસ્માં.
જમીન અને આસમાનમાં તમે ક્યાં સુધી શોધખોળ કરતાં રહેશો !

જ્યારે મુરીદોએ આ શબ્દો સાંભળ્યા તો તરત જ ચપ્પુ-છરી જે કંઈ હાથમાં આવ્યું તે લઈને આપને મારવા માટે ધસી ગયા. પરંતુ ત્યાં જઈને નજર કરી તો આખા ઘરમાં જ્યાં જુઓ ત્યાં હઝરત બાયઝીદ (રહ.)ની જ આકૃતિ નઝર આવતી હતી. તેઓએ ચપ્પુ-છરી મારવા માંડી પરંતુ એવું લાગતું હતું જાણે તેઓ પાણી પર પ્રહાર કરી રહ્યા છે. અને હઝરત બાયઝીદ (રહ.) પર એની કંઈ પણ અસર થતી નથી !

થોડા સમય પછી તમામ આકૃતિઓ અદ્રશ્ય થઈ ગઈ અને હઝરત બાયઝીદ (રહ.) એક મેહરાબમાં બેઠેલાં દેખાયા. મુરીદોએ પૂરી ઘટના આપને દર્શાવી.

આપે ફરમાવ્યું :

'હું આ છું જેને અત્યારે તમે જુઓ છો. અને જેને આગળ તમે જોયો તે હકીકતમાં બાયઝીદ ન હતો !'

□

હઝરત બાયઝીદ (રહ.)ને ઈસ્તિગરાક અને શરાબે ઈશ્કનો કંઈક એવો ભીનો ભીનો નશો ચઢ્યો હતો કે આપનો એક મુરીદ વીસ વરસથી આપથી ક્યારેય અલગ થયો ન હતો છતાં જ્યારે આપ તેને બોલાવતા ત્યારે ફરમાવતા :

'મિયાં ! તમારું નામ શું છે ?'

એક દિવસે તે મુરીદે અર્ઝ કરી :

'હઝરત ! શાયદ આપ મારી સાથે ગમ્મત કરો છો ! હું વીસ વરસથી આપનો ખિદમતગુઝાર (સેવક) છું, અને આપ દરરોજ મને પૂછો છો કે તારું નામ શું છે !'

હઝરત બાયઝીદ (રહ.)એ ફરમાવ્યું :

'મિયાં ! હું તમારી સાથે ગમ્મત નથી કરતો પરંતુ હકીકત એ છે કે જ્યારથી મારા માલિકનું નામ "અલ્લાહ" મારા દિલમાં વસી ગયું છે ત્યારથી અન્ય તમામ નામોને મારા દિલમાંથી ભૂલાવી દીધાં છે. હું તમારું નામ દરરોજ પૂછીને યાદ કરું છું પરંતુ શું કરું ફરી પાછો ભૂલી જાઉં છું !'

□

હઝરત ઈસા બુસ્તામી (રહ.) ફરમાવે છે :

'ત્રીસ વરસ સુધી હું આપની સુહબતમાં રહ્યો પરંતુ ક્યારેય આપને વાત કરતા જોયા નથી. આપની એ આદત હતી કે માથું ઘૂંટણો ઉપર મૂકી રાખતા અને જ્યારે ઉઠાવતા ત્યારે આહ કરીને ફરી પાછું માથું ઘૂંટણો ઉપર મૂકી દેતા !'

હઝરત શેખ સહલકી (રહ.) ફરમાવે છે :

'જે હાલત હઝરત ઈસા બુસ્તામી (રહ.)એ બયાન કરી છે તે કૈફિયત આપની "કબ્ઝ"ની છે; નહિતર "બસ્ત"ની

હાલતમાં આપે વાત-ચીત કરેલી છે અને એક મોટા સમૂહને આપથી ફેઝ હાસિલ થયો છે.'

□

હઝરત અબૂ મૂસા (રહ.)એ એક દિવસે આપથી પૂછ્યું :

'આપ સવાર કઈ રીતે કરો છો?'

આપે ફરમાવ્યું :

'મને યાદે ઈલાહીના કારણે સવાર કે સાંજ કોઈની જ ખબર પડતી નથી!'

□

એક દિવસે કોઈએ આપ (રહ.)ને દરવાજા પરથી બૂમ પાડી. આપે પૂછ્યું :

'કોને બોલાવો છો?'

પેલાએ જવાબ આપ્યો :

'બાયઝીદને.'

આપે ફરમાવ્યું :

'ત્રીસ વરસથી હું બાયઝીદને શોધું છું પરંતુ હજુ સુધી તે નથી મળ્યો!'

આ બનાવ લોકોએ હઝરત ઝુન્નુન મિસરી (રહ.) સમક્ષ કહી સંભળાવ્યો. આપે ફરમાવ્યું :

'તેઓ એવી રીતે હકમાં ડૂબી ગયા છે જેવી રીતે ખાસાને ખુદા હકમાં ગૂમ થઈ જાય છે'

□

## ફઝાઈલ

## સુલતાનુલ આરિફીન

લોકોએ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)થી પૂછ્યું :

'હઝરત! આપે ઈશ્કે ઈલાહીમાં કમાલનો આ મરતબો કેવી રીતે મેળવ્યો? અને ઝમીન તેમજ આસમાનમાં "સુલતાનુલ આરિફીન" કેવી રીતે કહેવાયા?'

આપે ફરમાવ્યું :

'મારા બાળપણમાં એક દિવસે ચાંદની રાતમાં હું બુસ્તામ શહેરથી બહાર નીકળી ગયો. મેં એક મહાન દરબાર જોયો. એ દરબાર એવો મહાન હતો કે અઢાર હઝાર આલમ એની તુલનામાં એક રજકણ બરાબર પણ નથી. મારા દિલમાં એક જ્વાળા પૈદા થઈ અને એક અજબ હાલત મારા પર છવાઈ ગઈ!

મેં અર્ઝ કરી :

'ખુદાવંદા! આટલો મોટો મહાન દરબાર અને ખાલી! અને આવો અલભ્ય દરબાર લોકોની નજરોથી છૂપો કેમ છે?!'

એ જ વેળા ગૈબથી સાદ સંભળાયો :

'દરબાર ખાલી એટલા માટે છે કે કોઈ આ દરબારમાં આવતું નથી કારણ કે અમે આ પાક દરબારમાં પાકને જ દાખલ કરીએ છીએ. એમાં નાપાકોનું કામ નથી.'

એ વખતે મારા દિલમાં એવો ઈરાદો થયો કે હું તમામ લોકોની સિફારિશ કરીને દરબારમાં દાખલ કરાવું. પરંતુ તરત જ મારા દિલમાં વિચાર ઉદ્‌ભવ્યો કે શફાઅતતો હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)નો મકામ છે. એટલે અદબના કારણે હું ચૂપ રહ્યો.

તરત જ ખિતાબ થયો :

'હે બાયઝીદ! અત્યારે તેં મારા મેહબૂબે પાકનો જે અદબ અને લિહાઝ કર્યો છે તેના કારણે જા, હે બાયઝીદ! મેં તારું નામ બુલંદ કર્યું અને ઈશ્કે ઈલાહીનો ઈસ્રાફીલી સૂર તારા દિલમાં ફૂંકી દીધો!

જા, હે બાયઝીદ! લોકો તને કયામત સુધી "સુલતાનુલ આરિફીન" કહેતા રહેશે!'

□

## જાણે ફરિશ્તાઓમાં હઝરત જિબ્રઈલ (અલૈ)!

હઝરત જુનૈદ બગદાદી (રહ.) ફરમાવે છે :

'હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)નો અલ્લાહવાળાઓમાં તે મર્તબો છે જે ફરિશ્તાઓમાં હઝરત જિબ્રઈલ (અલ.)નો છે! બીજાઓ જ્યાં અંતિમ કક્ષાની કોશિશો પછી પહોંચે છે ત્યાં હઝરત બાયઝીદ (રહ.) શરૂઆતમાં જ પહોંચેલા નજરે પડે છે!

બસો વરસ સુધી કોઈ મઅરિફતના બાગમાં પુષ્પો વીણતો રહે ત્યારે ક્યાંક આવું એકાદ પુષ્પ મળશે જેવા પુષ્પો હઝરત બાયઝીદ (રહ.)ને કદમ મૂકતાં જ ઈનાયત કરી દેવામાં આવ્યા!'[1]

□

## મને તો અલ્લાહ જ જોઈએ

હઝરત અહમદ ખિઝરવિયહ (રહ.) ફરમાવે છે :

'હું ખ્વાબમાં દીદારે જમાલે ઈલાહીથી મુશર્રફ થયો તો મને ઈરશાદ થયો કે દુનિયામાં તમામ લોકો પોતપોતાની જરૂરતની ચીઝો મારાથી માંગે છે પરંતુ બાયઝીદ મારાથી મને જ માંગે છે!'

□

## અલ્લાહની હુઝૂરી

એક વખતે આપ મુરાકિબામાં હતા. એ વખતે એક બુઝુર્ગ આવ્યા. જ્યારે આપે મુરાકિબાના અંતે માથું ઊંચું કર્યું તો પેલા બુઝુર્ગે પૂછ્યું :

'અત્યારે આપ ક્યાં હતા?'

આપે ફરમાવ્યું :

'દરગાહે ઈલાહીમાં.'

બુઝુર્ગે કહ્યું :

● ૧ 'રૂહાનીયતકે ચાલીસ સિતારે' : પા. ૭૭

'હું પણ એ જ દરબારમાં હતો. મને તો આપ ત્યાં દેખાયા નહિ!'

આપે ફરમાવ્યું :

'તમારા અને અલ્લાહના દરમિયાન એક પરદો હતો. જ્યારે હું અલ્લાહની સમક્ષ પરદા વિના ઊભો હતો. પરદાના કારણે તમે મને જોઈ શક્યા નહિ.'

□

## કલ્બની વિશાળતા

હઝરત બાયઝીદ (રહ.) ફરમાવે છે :

'મારા કલ્બ (દિલ)ની વિશાળતા એટલી છે કે અર્શે મોઅલ્લા મારા કલ્બની તુલનામાં એવો નાનો માલૂમ પડે છે જેવી રીતે કોઈ મકાનના ખૂણામાં ઠીકરી પડેલી હોય!'[1]

## મેઅરાજ

હઝરત સુલતાનુલ આરિફીન બાયઝીદ બુસ્તામી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે,

'મને નમાઝમાં મેઅરાજ થઈ. મારી રૂહ મખ્લૂકથી ગાયબ થઈ ગઈ. હું વાસિલ બહક થયો....જ્યારે હું મકામે "રુબૂબિયત"-માં પહોંચ્યો તો ત્યાં મેં એવો પ્યાલો પીધો કે હંમેશા સુધી એની ચાશણી (મીઠાશ) મારા દિલમાંથી ન જશે અને હંમેશા સુધી બીજા પ્યાલાની તમન્ના મારા દિલમાં રહેશે! એ પ્યાલાની યાદની પ્યાસ મારા દિલમાંથી કદાપિ બુઝાશે નહિ!

'સુબ્હાનલ્લાહ! એ પ્યાલાને પીધાં પછી ત્યાંથી "વહદા-નિયત"ના લીલાંછમ મેદાનમાં ત્રીસ હજાર વર્ષ સુધી ઊડ્યો. પછી ત્રીસ હઝાર વરસ સુધી "ફરદાનિયત"ના મેદાનમાં ઊડ્યો. જ્યારે પૂરા નેવું હજાર વરસ થયાં ત્યારે મેં બાયઝીદને જોયો. અને એ પણ સમજાઈ ગયું કે જે કંઈ મેં જોયું તે સર્વ કંઈ એ બાયઝીદ જ હતો!

● ૧ 'અહસનુલકલીમ' પા. ૪૩

'સુબ્હાનલ્લાહ! પછી ચાર હઝાર મેદાન પાર કરીને ઓલિયા અલ્લાહના છેવટના મકામે પહોંચ્યો. ત્યાં મેં નિગાહ કરી તો પોતાને અંબિયા અલૈહિમુસ્સલામના શરૂઆતના દરજ્જામાં જોયો.

'પછી તે મંઝિલ અને તે મકામમાં એટલો દોડયો કે જેની કોઈ હદ અને ઈન્તિહા ન રહી. ત્યાં ફરી પાછી મેં નિગાહ કરી તો મેં પોતાનું માથું એક નબી (અલૈ.)ના પગના તળિયા સાથે લાગેલું જોયું. ત્યારે મને માલૂમ પડયું કે ઓલિયા અલ્લાહનો જે છેવટનો દરજ્જો છે તે અંબિયા અલૈહિમુસ્સલામનો પહેલો દરજ્જો અને પહેલો સબક છે તથા તેમના ઉરૂજ (ઉત્થાન, ઉન્નતિ) ની નિહાયત અને ઈન્તિહા નથી!

'પછી મારી રૂહ તમામ ફરિશ્તાઓના ઉપર ગુજરી અને જન્નત તેમ જ દોઝખને જોયાં પરંતુ કોઈ પણ ચીઝની તરફ ધ્યાન ન આપ્યું અને જે પૈગમ્બર અલૈહિસ્સલામની રૂહે મુબારકથી મુલાકાત થઈ તેમને સલામ કર્યા! પરંતુ—

'અલ્લાહો અકબર! જ્યારે હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વસલ્લમની રૂહે મુબારકની તરફ ધ્યાન કર્યું તો બાયઝીદ શું જુએ છે કે ત્યાં ઈશ્કે ઈલાહીની આગના એવા લાખો સમંદર વહી રહ્યાં છે કે અગર એક કદમ મૂકે તો જલી ભૂનીને ખાક થઈ જાય!

'અલ્લાહો અકબર! તજલ્લિયાતે ઈલાહી અને અનવારે ઈલાહીના હઝારો એવા એવા પરદાં જોયાં કે અગર સહેજ પણ સાહસ કરું તો મને બર્બાદ કરી દે! છેવટે મારી રૂહ મજબૂર થઈ અને હયબત તથા વહશતના કારણે એવી બેહોશ થઈ ગઈ કે મારી રૂહને કંઈ ભાન ન રહ્યું!

'જ્યારે ભાનમાં આવી તો મારી રૂહે ઘણી કંઈ હિમ્મત કરી અને ગમે એટલું ચાહ્યું કે હઝરત રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વસલ્લમના મુબારક મંડપ (શામિયાના)માં પહોંચે અને આપ (સલ.)ની ઝિયારતથી મુશર્રફ થાય પરંતુ મારી રૂહ ન પહોંચી શકી!

'અલ્લાહ રબ્બુલ ઈઝઝતની તરફથી હુકમ થયો કે:

'હે બાયઝીદ! જો તું પોતાની ખુદીથી નીકળવા ચાહે, બંને જહાંનની ખૂબીઓ ચાહે અને મારાથી મને શોધવા ચાહે, તો જા, હે બાયઝીદ! મારા મહેબૂબ મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વસલ્લમની ઈતાઅત અને ફરમાંબરદારી કર! પોતાની આંખોમાં એમના મુબારક કદમોની ખાકનો સૂરમો લગાવ! એમની મુતાબિઅત (તાબેદારી) પર હંમેશગી કર! પછી તું નિહાળી લે કે ઈરફાનના બાગથી જ્યાં ફૂલ ન હોય ત્યાંથી ફૂલોની ખુશ્બૂ આવશે! અને જ્યાં શરાબ ન હોય ત્યાંથી જોશે શરાબ અને કયફ થશે! અને ઇશ્કે ઈલાહીની આગ એવી ભડકી ઊઠશે કે જેની એક ચિનગારીથી દોઝખ દિવસમાં સીત્તેર વખત પનાહ માંગશે![1]

## અખ્લાક અને આદતો

### માતાની ખિદમત

આપ ફરમાવે છે:

'જે મરતબા મને મળ્યા તે માતાની ખિદમત અને દુઆના કારણે છે.

એક દિવસની વાત છે. રાત્રે મારી માતાએ મારી પાસે પીવા માટે પાણી માંગ્યું. ઘરે પાણી બિલકુલ ન હતું. મેં ઘડો લીધો અને નહેર પર જઈને રાતો રાત પાણી લાવ્યો. પરંતુ નહેર અમારા ઘરથી દૂર હતી એટલે જવા–આવવામાં મને એટલી વાર લાગી કે મારી માતાને ઊંઘ આવી ગઈ. હું પાણીનો ઘડો ઉપાડીને આખી રાત ઊભો રહ્યો. ઠંડી એટલી સખત હતી કે ઘડામાંનું પાણી પણ બરફ બની ગયું. જ્યારે મારી માતા જાગ્યાં ત્યારે મેં તેમને પાણી પાયું.

તેમણે પૂછ્યું:

'તું પાણી લઈને ઊભો કેમ રહ્યો?'

● ૧ 'બુસ્તાનુલ આરિફીન' પા. ૩૩૩

મેં જવાબ આપ્યો :

'હું પાણી લઈને એટલા માટે ઊભો રહ્યો કે જો હું પાણી મૂકી દઉં અને તમે જાગો અને પાણી ન પીઓ તો તમને તકલીફ થાય !'

'તે વખતે મારી માતાએ મારા હકમાં દુઆ કરી.'

□

આપ ફરમાવે છે :

'ફરી એક વખતે એવી ઘટના બની. એક રાતે મારી માતાએ ફરમાવ્યું કે દરવાજાનું એક બારણું ખોલી દો. હું સવાર સુધી એ જ મુંઝવણમાં ઊભો રહ્યો કે ખબર નથી ડાબું કે જમણું, કયું બારણું ખોલવા માતાએ ફરમાવ્યું ? જો હું મારી ધારણા પ્રમાણે કોઈ એક બારણું ખોલી નાખું અને માતાએ બીજું બારણું ખોલવા માટે જણાવેલું હોય તો હુકમ ભંગ ગણાશે !

'એના જ બદલામાં અલ્લાહ તઆલાએ મને આ સૌ મરતબા અર્પણ કર્યા છે.'

□

એક વખતે લાંબા પ્રવાસેથી આપ પાછા ફર્યા. ફજરની નમાઝના સમયે આપ ઘરે પહોંચ્યા. મકાનના દરવાજા પર થોભીને કાન લગાવી સાંભળ્યું તો જાણવા મળ્યું કે આપની માતા વુઝૂ કરે છે અને આ દુઆ માંગે છે,

'હે અલ્લાહ !<br>
મારા મુસાફિરને આરામથી રાખજે !<br>
બુઝુર્ગોને એનાથી રાજી કરજે !<br>
એને નેક બદલો આપજે !'

આ સાંભળીને આપ ખૂબ રડ્યા પછી દરવાજો ખટખટાવ્યો. આપની માતાએ પૂછ્યું :

'કોણ છે ?'

આપે જવાબ આપ્યો :

'આપનો મુસાફિર.'



## સુન્નતની ઇત્તેબા વિના બુઝુર્ગી અસંભવિત

એક દિવસે લોકોએ આપથી દર્શાવ્યું કે ફલાણી જગાએ એક મોટા બુઝુર્ગ પધારેલા છે. આપ તેમની મુલાકાત માટે રવાના થયા. જ્યારે તેમની નજીક પહોંચ્યા તો તે બુઝુર્ગ કિબ્લા તરફ થુંકયા. આપ મુલાકાત કર્યા વગર જ ત્યાંથી પાછા ફરી ગયા. અને ફરમાવ્યું :

> 'જો એ તરીકતના મરતબાઓથી માહિતગાર હોતે તો ખિલાફે શરીઅત કામ કદાપિ નહિ કરતે.'



## મસ્જિદનો અદબ

આપના અદબની એ હાલત હતી કે મસ્જિદ આપના મકાનથી ચાલીસ કદમ દૂર હતી પરંતુ જ્યારે આપ નમાઝ પઢવા માટે જતા ત્યારે રસ્તામાં મસ્જિદની અઝમતના લિહાઝના કારણે થુંકતા ન હતા.



## લોકોનું ટોળું ઇબાદતમાં અવરોધક છે

જ્યારે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) મદીના મુનવ્વરાની ઝિયારત માટે રવાના થયા તો ઘણા લોકો આપની સંગાથે રવાના થયા. આપે દુઆ કરી :

'હે અલ્લાહ ! મને મખ્લૂકના સાથથી છોડાવ !'

પછી એક દિવસે આપે ફજરની નમાઝ બાદ લોકોની તરફ જોઈને ફરમાવ્યું :

'ઇન્ની અનલ્લાહો લાઇલાહા ઇલ્લા અના ફઅબુદૂન'

'હું ખુદા છું. લોકો નથી ઇબાદત કરતાં પરંતુ મારી.'

આ સાંભળીને તમામ લોકો આપને દીવાના સમજીને આપથી જુદા થઈ ગયા. હકીકતમાં આ શબ્દો આપે ઝબાને ઈલાહીથી ફરમાવ્યા હતા. જેવી રીતે વાઅઝ કરનારાઓ મિમ્બર પર કહે છે :

'અલ્લાહે તઆલા ફરમાવે છે.'

□

મદીના મુનવ્વરાની ઝિયારત બાદ આપ બુસ્તામ પાછા ફર્યા. બુસ્તામ વાસીઓ આપનો સત્કાર કરવા માટે દૂર સુધી આવ્યા. આપે ખ્યાલ કર્યો કે લોકોનું ટોળું મને યાદે ઈલાહીથી ગાફિલ કરી દેશે. કોઈ એવી યુક્તિ કરવી જોઈએ કે લોકો વિખેરાઈ જાય !

રમઝાન શરીફનો મહિનો હતો. આપે એક દુકાનેથી રોટી ખરીદી અને ખાવા લાગ્યા. લોકોએ રમઝાન શરીફમાં આપને રોઝા વગરના અને દિવસે ખાતા જોયા તો આપની જોડે તેઓને જે અકીદત હતી તે નીકળી ગઈ અને પાછાં ચાલ્યા ગયા. આપે પોતાના સાથીઓથી ફરમાવ્યું :

'જુઓ ! મેં તો શરીઅતના મસઅલા પર અમલ કર્યો (કારણ કે મુસાફર માટે છૂટ છે) અને લોકો મને ખરાબ સમજીને ચાલ્યા ગયા !'

□

## ગરીબોની મદદ

એક વખતે આપ હજ્જ પઢવા માટે જઈ રહ્યા હતા. રસ્તામાં એક માણસ મળ્યો. તેણે પૂછ્યું :

'આપ ક્યાં જાઓ છો ?'

આપે જવાબ આપ્યો :

'હજ્જનો ઈરાદો છે.'

'આપની પાસે નાણાં છે ?'

'હાં, બસો દીનાર છે.'

પેલા માણસે કરગરીને કહ્યું :

'હું બાળબચ્ચાંવાળો માણસ છું. આપ એ દીનાર મને

આપી દો અને સાત વખત મારો તવાફ કરી લો આપના માટે એ જ હજજ પૂરતી છે!'

આપને તેની હાલત પર દયા આવી. બસો દીનાર તેને આપી દીધાં અને હજજ પઢ્યા વિના વાપસ આવી ગયા.

□

## હલાલ રોઝી માટે બેહદ કાળજી

એક દિવસે હઝરત યહ્યા બિન ગઆઝ (રહ.)એ એક માણસ જોડે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ની ખિદમતમાં એક રોટી મોકલી અને સંદેશો પાઠવ્યો કે:

'આ રોટી ખાય લેશો. એ ઝમઝમના પાણી વડે ગુંદીને ખાસ બનાવેલી છે.'

હઝરત બાયઝીદ (રહ.)એ રોટી પેલા માણસ જોડે જ પરત મોકલી અને જવાબમાં વળતો સંદેશો મોકલ્યો કે:

'જોકે આ રોટી ઝમઝમના પાણી વડે ખમીર દઈને બનાવી છે, એ એની ફઝીલત છે પરંતુ ખબર નથી કે હલાલ કમાઈ વડે એના બીજ વાવવામાં આવ્યા હતા કે હરામ કમાઈ વડે. એના હલાલ રોઝી હોવામાં મને શંકા છે!'

□

## બીજાની લાગણી વિશે બેહદ કાળજી

એક દિવસે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) કબ્રસ્તાનથી પોતાના ઘર તરફ આવતા હતા. રસ્તામાં એક યુવાનને બેઠેલો જોયો. તે સારંગી વગાડતો હતો. આપે કહ્યું:

'લાહવલ વલા કુવ્વત ઈલ્લા
બિલ્લાહીલ અલીયુલ અઝીમ.'

યુવાનને આ સાંભળી ક્રોધ ચઢ્યો. તેણે પોતાના હાથમાંથી સારંગી હઝરત બાયઝીદ (રહ.)ના માથામાં ખૂબ જોરથી મારી. હઝરતનું માથું લોહીલુહાણ થઈ ગયું અને સારંગી પણ તૂટી ગઈ.

ઘરે પાછા ફર્યા બાદ આપે એક માણસ જોડે તે યુવાનને નાણાં અને મિઠાઈ મોકલી અને કહેવડાવ્યું કે :

'આ નાણાં વડે બીજી સારંગી ખરીદી લેજો અને આ મિઠાઈ ખાજો જેથી સારંગી તૂટવાના કારણે તમને જે રંજ અને ગમ થયો છે તે દૂર થાય!'

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ના આ વર્તનથી પેલો યુવાન એટલો પ્રભાવિત થયો કે તે પોતાના કેટલાયે સાથીઓ સહિત હઝરતની ખિદમતમાં હાજર થયો અને માફી માંગી તેમ જ પોતાની પાછલી જિંદગી પર તૌબા કરી અને ભવિષ્યમાં નેક રસ્તે ચાલવાનો સંકલ્પ કર્યો.

□

## પડોશીની ખિદમત

આપના પડોશમાં એક યહૂદી રહેતો હતો. એક વખતે તે લાંબી મુસાફરીએ ગયો. તેને એક પુત્ર હતો. એ કુટુંબ એટલું ગરીબ હતું. કે યહૂદીની પત્ની રાત્રે દીવો પણ સળગાવી શકતી ન હતી અંધારાના કારણે પેલો પુત્ર આખી રાત રડતો રહેતો. હઝરત બાયઝીદ (રહ.) રાત્રે પોતાનો દીવો તેને ત્યાં મૂકી આવતા. પેલો પુત્ર ચૂપ થઈ જતો.

જ્યારે પેલો યહૂદી પાછો આવ્યો ત્યારે તેની પત્નીએ હઝરતના આ સદ્‌વર્તન વિશે તેને વાત કરી. તેણે કહ્યું :

'અફસોસ છે! આવા મહાત્મા આપણી પડોશમાં હોવા છતાં આપણે ગૂમરાહીમાં પડેલાં છીએ!'

ત્યાર પછી તે યહૂદી હઝરતની ખિદમતમાં હાજર થયો અને ઈસ્લામથી મુશર્રફ થયો.

□

## ગહન વાતોને સરળતાથી સમજાવવાની અનોખી રીત

એક શખ્સ આપની બુઝુર્ગી અને કરામતને સ્વીકારતો ન હતો. તે એક દિવસે આપની ખિદમતમાં હાજર થઈને કહેવા લાગ્યો :

'મને અલ્લાહના ભેદ દર્શાવો.'

આપે ફરમાવ્યું :

'ફલાણા પહાડ ઉપર મારો એક મિત્ર રહે છે. તું તેને જઈને પૂછ !'

તે માણસ પહાડ ઉપર ગયો તો એક વિશાળકાય મસમોટા અજગરને બેઠેલો જોયો. અજગરને જોઈને તેને એવો ભય વ્યાપી ગયો કે તે બેભાન થઈને ધરતી પર ઢળી પડ્યો. જ્યારે હોશમાં આવ્યો તો આપની ખિદમતમાં હાજર થયો અને પોતાની વીતક કહી સંભળાવી.

હઝરતે ફરમાવ્યું :

'કેટલી નવાઈની વાત છે કે એક મખ્લૂકના ભયથી તો તારી આવી હાલત થઈ અને છતાં તું અલ્લાહના ભેદો જાણવા માંગે છે! અગર એને હું બયાન કરું તો હયબતે ઈલાહીને તું કેવી રીતે બરદાશ્ત કરી શકે!!'

□

એક રંગરેજ આપની રિયાઝત અને કરામત જોઈને કહ્યા કરતો હતો કે જે વાતો એમનામાં છે તે હું પણ કરી શકું છું માત્ર એટલો તફાવત છે કે એમની વાતો મારી સમજમાં આવતી નથી.

તે રંગરેજ એક દિવસે આપની ખિદમતમાં હાઝર થયો. હઝરત એની બૂરી વાતોથી વાકિફ હતા. તેને જોતાં જ આપે એક આહ ભરી. તે બેહોશ થઈને ધરતી પર ઢળી પડ્યો. ત્રણ રાત દિવસ તે એ જ પ્રમાણે બેહોશીની હાલતમાં પડેલો રહ્યો. ઝાડો-પેશાબ પણ કપડાંમાં જ થતો રહ્યો પરંતુ તેને કંઈ ખબર ન પડી. જ્યારે હોશમા આવ્યો તો ગુસલ કરીને ફરી પાછો આપની સમક્ષ હાજર થયો.

હઝરતે ફરમાવ્યું :

'આ વાત જાણી લે કે હાથીનો બોજ ગધેડા ઉપર લાદવામાં આવતો નથી !'

□

## આભાર દર્શન

એક વેળા જામેઅ મસ્જિદના કોઈક ખૂણામાં આપે પોતાનો અસા (હાથ લાકડી) ટેકવીને મૂકી હતી. સંજોગવશાત્ તે પડી ગઈ. એક વૃદ્ધ માણુસે લાકડી ટેકવીને ફરી પાછી પોતાના સ્થાને મૂકી દીધી. પાછળથી હઝરતને જ્યારે આ વાતની જાણ થઈ તો આપ પોતે તેના મકાન પર ગયા અને ફરમાવ્યું :

'લાકડી ઉઠાવવામાં આપને જે તકલીફ થઈ તેને માફ ફરમાવી દો !'



## નમાઝ ખેવડાવી

એક વખતે આપે એક ઈમામ પાછળ નમાઝ પઢી. નમાઝ પૂરી થયા પછી ઈમામે આપથી પૂછ્યું :

'જાહેરી રીતે તો આપનો કોઈ ધંધો નથી તો આપ જીવન નિર્વાહ કેવી રીતે કરો છો ?'

આપે ફરમાવ્યું :

'પ્રથમ હું મારી નમાઝ ખેવડાવી લઉં પછી હું તમારા સવાલનો જવાબ આપીશ.'

ઈમામે પૂછ્યું :

'નમાઝ ખેવડાવવાની શી જરૂર છે ?'

ફરમાવ્યું :

'જે માણુસ રોઝી આપનારને પણ ઓળખતો નથી તેની પાછળ નમાઝ અદા થતી નથી !'



## મુસીબત વેળા દુઆ

જ્યારે આપ પર કોઈ મુસીબત આવતી તો આ દુઆ કરતા :

'હે અલ્લાહ ! તેં રોટી તો આપી, શાક પણ આપી દે જેથી સારી રીતે ખાઉં !'

એટલે કે મુસીબત પણ તારા તરફથી જ છે તો સબ્ર પણ અતા ફરમાવ.



## અમલોનું અનુકરણ જરૂરી

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) એક વેળા ક્યાંક જઈ રહ્યા હતા. એક શખ્સ આપના પગલાંની નિશાની પડતી જતી હતી તેના ઉપર પગ મૂકતો મૂકતો આપની પાછળ ચાલવા લાગ્યો અને કહેવા લાગ્યો :

'શૈખના નકશે કદમ પર ચાલવું આને કહે છે.'

પછી તેણે હઝરતથી કહ્યું :

'હઝરત ! આપના વસ્ત્રનો એક ટુકડો મને આપો કે જેથી એનાથી હું બરકત હાસિલ કરું.'

આપે ફરમાવ્યું :

'વસ્ત્રનો ટુકડો તો શું હું મારી ચામડી ઉતારીને તને આપી દઉં અને તું પોતાના શરીરે ધારણ કરી લે તો પણ બેકાર છે. જ્યાં સુધી તમે મારા જેવા અમલ ન કરશો ત્યાં સુધી એ સર્વ બિનફાયદાકારક છે.'



## વિનમ્રતા

આપ કેટલીક વાર કૂતરાથી ફરમાવતા :

કે દાનદ કે બેહતર ઝ મા હરદો કિસ્ત

હે કૂતરા ! શી ખબર હું તારા કરતાં
બેહતર છું કે તું મારા કરતાં બેહતર છે.[1]

## નિકાહ કરવા સુન્નત છે

આપ ફરમાવે છે :

'એક વખતે મેં વિચાર કર્યો કે અલ્લાહ તઆલાથી દુઆ

• ૧ 'અહસનુત્તકવીમ' પા. ૬૫

કરું કે ઓરતોના ભરણ-પોષણની જવાબદારી મને ન સોંપે (અર્થાત્ નિકાહ કરીને ઘર સંસાર માંડવાની જવાબદારીમાંથી મુક્ત કરે) પરંતુ પછી વિચાર આવ્યો કે આમ કરવાથી સુન્નતે નબવી છૂટી જશે. એટલે મેં એ દુઆ ન કરી. અને એ કામને પોતાના ઝિમ્મે લીધું (અર્થાત નિકાહ કર્યા). અલ્લાહ તઆલાએ એ કાર્યને મારા માટે આસાન બનાવી દીધું.'

□

## કરામતો

### ભવિષ્ય વાણી

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)એ હઝરત અબુલ હસન ખિરકાની (રહ.)ના જન્મથી વરસો પહેલાં જ એમનું નામ, એમની મુખાકૃતિ, એમના દેહનો ઘાટ, રંગ અને એમના કમાલના હાલાત દર્શાવી દીધા હતા!

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) જ્યારે પણ ખિરકાન જતાં તો ત્યાં થોભી જતા અને કોઈક ખુશ્બૂ સૂંઘતા હોય એ રીતે નાક ખેંચીને ઊંડા શ્વાસ લેતા.

એક વખતે મુરીદોએ પૂછ્યું :

'હઝરત! અમને તો કોઈ ખુશ્બૂ મેહસૂસ નથી થતી! આપ શું સૂંઘો છો?'

આપે ફરમાવ્યું :

'મને ખિરકાનમાંથી એક અલ્લાહવાળાની સુગંધ આવે છે. એમનું નામ અલી અને કુનિયત (ઉપનામ) અબૂલ હસન છે. મરતબામાં તેઓ મારા કરતાં ત્રણ દરજ્જા બુલંદ હશે. ખેતી કરીને પોતાના કુટુંબના માટે હલાલ રોઝી પ્રાપ્ત કરશે.'[1]

□

• ૧ 'તઝકિરતુલ ઓલિયા' ભા. ૨, પા. ૧૦૫

## કબરમાંથી માર્ગદર્શન

હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.) હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ની કબર શરીફ પર કેટલાંયે વરસો સુધી દરરોજ હાજર થતા હતા. એક વખત બુસ્તામમાં ભારે બરફ વર્ષા થઈ અને બધી કબરો બરફમાં ઢંકાઈ ગઈ. હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.) હેરાન થઈને ઊભા હતા તો હઝરત બાયઝીદ (રહ.)એ કબરમાંથી ફરમાવ્યું :

'હે અબૂલ હસન ! મારી કબર આ છે. અહીં આવો !'[1]

□

## એક નઝરમાં કામ તમામ

હઝરત અબૂ તુરાબ (રહ.)ના એક મુરીદ રાહે ખુદામાં ઝડપી ગતિવાળા અને સાહબે હાલ હતા. હઝરત અબૂ તુરાબ (રહ.)એ તેને કહ્યું :

'તમને હઝરત બાયઝીદ (રહ.)ની સુહબત મળવી જોઈએ.'

મુરીદે ઉત્તર આપ્યો :

'જે શખ્સ દિવસમાં સો (૧૦૦) વખત બાયઝીદના ખુદાનું દર્શન કરતો હોય તેને બાયઝીદની સુહબતની શી જરૂર ?!'

હઝરત અબૂ તુરાબ (રહ.)એ ફરમાવ્યું :

'મિયાં ! તમે ખુદાના દર્શન કરો છો તે પોતાની શક્તિ અને સામર્થ્ય પ્રમાણે કરો છો પરંતુ હઝરત બાયઝીદ (રહ.)ની તવજ્જોહ વડે દર્શન કરશો તો એ કંઈક ઓર જ હશે !

'અને યાદ રાખો ! દર્શન દર્શનમાં પણ મોટો તફાવત છે. શું તમને ખબર નથી કે હઝરત સિદ્દીકે અકબર (રદિ.) પર (આખિરતમાં)એક વખત તજલ્લિ થશે અને એક વખત તમામ મખ્લૂક પર થશે !'

● ૧ 'અહસનુત્તકવીમ' પા. ૧૪

આ વાતે મુરીદના દિલ પર અસર કરી. તેણે કહ્યું :

'હઝરત ! ચાલો, આપણે બંને સાથે એમની ખિદમતમાં જઈએ.'

બંને હઝરત બાયઝીદ (રહ.)ની ખિદમતમાં હાજર થવા માટે રવાના થયા. રસ્તામાં બંનેએ હઝરત બાયઝીદ (રહ.)ને સામેથી આવતા જોયા. આપના એક હાથમાં પાણીનો ઘડો હતો અને બીજા હાથમાં ચામડાંનું ફાટેલું વસ્ત્ર હતું. જ્યારે પેલા મુરીદની નજર હઝરત બાયઝીદ (રહ.)ની નજરથી મળી તો તેની કાયા થરથર ધ્રૂજવા માંડી. તે જમીન પર ઢળી પડ્યો અને તરત જ તેનું પ્રાણપંખેરું ઊડી ગયું.

હઝરત અબૂ તુરાબ (રહ.)એ હઝરત બાયઝીદ (રહ.)થી અર્જ કરી :

'હે શૈખ ! એક જ નઝરમાં એનું કામ તમામ કરી નાખ્યું ?!'

આપે ઉત્તર આપ્યો :

'હે અબૂ તુરાબ ! એ યુવાનના અંતરમાં એક "લતીફહ"[1] ખૂલવાનો બાકી રહી ગયો હતો. મારી એક નઝરમાં જ તે લતીફહ એકદમ ખૂલી ગયો પરંતુ તે એને બરદાશ્ત કરી શક્યો નહિ એટલે એનું પ્રાણપંખેરું ઊડી ગયું.'[2]



## આપના મુરીદ પણ બાકરામત

હઝરત બૂ સઈદ મયખૂરાની (રહ.) એક વખતે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ની કસોટી કરવા માટે આવ્યા. આપ સમજી ગયા કે તેઓ કસોટી કરવા માટે આવ્યા છે. આપે ફરમાવ્યું :

● ૧ લતીફહ : સમજૂતી માટે જુઓ; 'મેઅયારુસ્સુલૂક' પા. ૫૯ થી ૬૪, 'અહસનુત્તકવીમ' પા. ૧૭૯
૨ બૂસ્તાનુલ આરિફીન પા ૭૩૬

'તમે બૂ સઈદ રાઈની પાસે જાઓ. તેઓ મારા મુર્શીદ છે. હવે મેં વિલાયત અને કરામત તેમને જ સોંપી દીધી છે.'

તેઓ ત્યાં ગયા. જોયું કે તેઓ નમાઝ પઢે છે. ઈન્તેઝાર કરતાં ઊભા રહ્યા. જ્યારે તેઓ નમાઝથી ફારિગ થયા તો તેમની તરફ જોઈને પૂછ્યું :

'શી ઇચ્છા છે?'

જવાબ આપ્યો :

'તાજી દ્રાક્ષ ખાવાની ઇચ્છા છે.'

હઝરત બૂ સઈદ રાઈ (રહ.)ની પાસે એક લાકડી હતી. આપે એના બે ટુકડા કર્યા. એક ટુકડો પોતાની નજીક અને બીજો ટુકડો તેમની નજીક જમીનમાં ઊભો ખોસી દીધો. થોડોક સમય પણ વિત્યો ન હશે કે બંને જગ્યાએથી લીલાંછમ દ્રાક્ષના વેલા ઊગી નીકળ્યા અને બુલંદ થઈને ફળદાર થઈ ગયાં. પરંતુ બૂ સઈદ મયખૂરાની (રહ.)ની નજીકના વેલા ઉપર કાળી દ્રાક્ષ અને પોતાની નજીકના વેલા ઉપર ઉમદા સફેદ દ્રાક્ષ હતી. હઝરત બૂ સઈદ મયખૂરાની (રહ.)એ કારણ પૂછ્યું. હઝરત બૂ સઈદ રાઈ (રહ.)એ જવાબ આપ્યો :

'મને સિદ્દક અને યકીન હાસિલ છે જ્યારે તમારો મકસદ કસોટી કરવાનો છે એટલે અલ્લાહ તઆલાએ બંને વેલાઓથી દરેકના દિલની કેફિયત જાહેર કરી દીધી.'

તે પછી આપે તેમને એક કમ્મલ (કામળો) આપ્યો અને ફરમાવ્યું કે એને સાચવજો, ખોવાઈ ન જાય. હઝરત બૂ સઈદ મયખૂરાની (રહ.)એ કમ્મલ લઈ લીધી અને હજ્જ કરવા માટે રવાના થયા. રસ્તામાં એને ખૂબ સાચવી પરંતુ અરફાતના મેદાનમાં એ કમ્મલ એમની પાસેથી ગુમ થઈ ગઈ. હજ્જથી ફારિગ થઈ પાછા બુસ્તામ આવ્યા તો જોયું કે હઝરત બૂ સઈદ રાઈ (રહ.)ની પાસે એ કમ્મલ મોજૂદ છે!

□

## ઊંટનો બોજ

મદીના મુનવ્વરાની સફર વેળા હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ની પાસે એક ઊંટ હતો. તેની ઉપર આપે બેહદ માલ સામાન લાદેલો હતો. લોકો કહેવા લાગ્યા :

'આ કાર્ય બુઝુર્ગોની શાનથી ખિલાફ છે કે જાનવર પર બેહદ બોજ લાદવામાં આવે !'

આપે ફરમાવ્યું :

'જરા ધ્યાનથી જુઓ કે બોજ ઊંટ પર છે કે નહિ !'

જ્યારે લોકોએ ધ્યાનથી જોયું તો જણાયું કે તમામ બોજ ઊંટની પીઠથી ઊંચે અધ્ધર છે !

□

## દીવાલમાં દરિયો

એક વેળા આપ પોતાના મુરીદો સાથે મસ્જિદમાં બેઠેલા હતા. એકાએક પોતાના મુરીદોથી ફરમાવ્યું :

'અલ્લાહના એક દોસ્ત આવે છે. ઊઠો આપણે સૌ તેમનુ સ્વાગત કરીએ.'

જ્યારે તેઓ સૌ મસ્જિદની બહાર આવ્યા તો જોયું કે હઝરત ઈબ્રાહીમ હર્વી (રહ.) એક ખચ્ચર ઉપર સવાર થઈને આવી રહ્યા છે. આપે તેમનાથી કહ્યું :

'મને તમારું સ્વાગત કરવા માટે અલ્લાહ તરફથી હુકમ થયો છે અને એ પણ હુકમ થયો છે કે હું આપને અલ્લાહની દરગાહમાં પોતાનો શફીઅ બનાઉં.'

હઝરત ઈબ્રાહીમ હર્વી (રહ.)એ જવાબ આપ્યો :

'જો શફાઅતે અવ્વલીન તમને અને શફાઅતે આખિરીન મને આપવામાં આવે તો પણ હઝરત રસૂલે અકરમ (સલ.)ની શફાઅતના મુકાબલામાં એનો મર્તબો એક મુઠ્ઠી ધૂળ બરાબર પણ નથી થઈ શકતો !'

ખાવાનો સમય થવા આવ્યો હતો. હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)એ દસ્તરખાન બીછાવ્યું અને જાતજાતના તેમજ ભાત ભાતના ઉમદા પકવાન તેના ઉપર મૂકાવીને તેમની સાથે બેસીને ભોજન કર્યું. હઝરત ઈબ્રાહીમ હર્વી (રહ.)એ મનોમન વિચાર કર્યો :

'બાયઝીદ (રહ.) શૈખે વક્ત છે. એમણે આવા ઉમદા પકવાનો ખાવા ન જોઈએ.'

હઝરત બાયઝીદ (રહ.) એમના આ વિચારો કશ્ફથી જાણી ગયા. ભોજન બાદ આપ તેમને પોતાની જોડે એક ખૂણામાં લઈ ગયા અને ત્યાં દીવાલ ઉપર હાથ માર્યો. દરવાજામાંથી જોયું તો એક અઝિમુશ્શાન સાગર વહી રહ્યો છે. આપે તેમનાથી ફરમાવ્યું :

'આવો, આપણે બંને આ સાગરમાં જંપલાવીએ !'

હઝરત ઈબ્રહીમ (રહ.)એ જવાબ આપ્યો :

'અલ્લાહે એ મર્તબો મને નથી આપ્યો !'

આપે ફરમાવ્યું :

'આપ જે જવની રોટી પકાવીને ખાઓ છો તે જવમાં ચોપાયાં ખાયને હગાળ કરે છે અને તમે તેની રોટી પકાવીને ખાઓ છો છતાં એની અસલિયત પૂછો છો અને એ ખ્યાલ કરો છો કે સ્વાદિષ્ટ ભોજન ખાનારો સાહબે તકવા નથી હોઈ શકતો !'

હઝરત ઈબ્રાહીમ હર્વી (રહ.)ને શરમીંદગી થઈ. તોબા કરી અને માફી માંગી.



**જલવર્ષા**

એક વેળા દુકાળથી પરેશાન થઈને લોકોએ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)થી દુઆની દરખાસ્ત કરી. આપે મુરાકિબહ ફરમાવ્યો અને થોડા સમય પછી શિર ઊઠવીને ફરમાવ્યું :

'જાઓ, ગટર, મોરી, નાળા, ગળનારા ઠીક કરી લો. પાણી આવે છે !'

થોડા જ સમયમાં પાણી વરસવા માંડ્યું અને એક રાત-દિવસ સતત વરસાદ વરસતો રહ્યો.

## બુઝુર્ગોનું કોઈ કામ મામૂલી નથી

એક વખતે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)એ પગો લાંબા કર્યા. એક મુરીદે પણ આ જોઈને પોતાના પગ લાંબા કર્યા. હઝરતે પગ ખેંચી લીધા. મુરીદે પણ પગ ખેંચવા પ્રયત્નો કર્યા પરંતુ તેનાથી પગ ખેંચી શકાયા નહિ. અને તેની જિંદગી ભર પગ લાંબા જ રહ્યા. એનું કારણ એ હતું કે મુરીદે હઝરતના પગ લંબાવવાને મામૂલી માની લીધું હતું.



## મારે કરામત નથી જોઈતી

આપ ફરમાવે છે :

'હું એક વેળા દજલા નદીના કિનારે ગયો. દજલાનાં પાણી મારુ સ્વાગત કરવા માટે જોશભેર આગળ વધ્યાં. મેં કહ્યું :

'તારું આ જોશભેર સ્વાગત જોઈને હું કદાપિ મગરૂર થનાર નથી. અને ત્રીસ વરસની ઈબાદતોને તારા સ્વાગતના કારણે તકબ્બૂર કરીને વેડફી નાખનાર નથી. મને કરીમ (ખુદા)ની ઇચ્છા છે; કરામતની મને જરૂરત નથી.'



## આપની દુઆથી લોકોની મુરાદો પૂરી થઈ જતી

જ્યારે લોકો હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)થી દુઆ કરવા માટે વિનંતી કરતા તો આપ ફરમાવતા :

'હે અલ્લાહ ! તારી મખ્લૂક મને વસીલો બનાવીને કંઈક માંગે છે. જોકે તેમની હાલત તું સારી રીતે જાણે છે !'

લોકોની મુરાદ પૂરી થઈ જતી.



## વિશ્વ દર્શન

આપ ફરમાવે છે :

'અલ્લાહ તઆલાએ મને એ રુત્બો આપ્યો છે કે તમામ વિશ્વને હું મારી બે આંગળીઓની વચ્ચે નિહાળું છું.'

□

## પાણી થઈ ને વહી ગયો

એક વખતે એક શખ્સે આપની સમક્ષ આવીને 'હયા'ના કોઈક મસઅલા વિશે પૂછપરછ કરી.

હઝરતે એ મસઅલાનું વિસ્તારથી વર્ણન કર્યું. પરંતુ આપની વાણીની એવી અસર થઈ કે તે શખ્સનું શરીર પાણી થઈને વહી ગયું !

□

## ઈન્તેકાલ

આપનો ઈન્તેકાલ ૧૪, શઅબાન હિ. સ. ૨૬૧માં થયો. આપનો મઝારે મુબારક બુસ્તામમાં છે.

કહે છે કે આપે ઈન્તેકાલ વખતે બારગાહે ઈલાહીમાં આ પ્રમાણે અર્ઝ કરી :

'હે પરવરદિગાર! મેં તારી યાદ નથી કરી પરંતુ ગફલત સાથે અને તારી ખિદમત નથી કરી કિંતુ નુકસાનની સાથે.'

□

ઈન્તેકાલની આગલી રાત્રે આપના મુરીદ હઝરત અબૂ મૂસા (રહ.)એ જોયેલા ખ્વાબની તઅબીર આપે જનાઝામાંથી દર્શાવ્યાની ઘટના આરંભમાં આવી ગઈ છે.

□

કહે છે એક મુરીદે આપને ખ્વાબમાં જોયા અને અર્ઝ કરી :

'હઝરત ! આપે મુનકર–નકિરના સવાલથી કેવી રીતે મુક્તિ મેળવી ?'

આપે ફરમાવ્યું :

'જ્યારે તેમણે મારાથી પ્રશ્ન પૂછ્યો તો મેં જણાવ્યું કે મારા જવાબ આપવાથી તમારો મકસદ પૂરો ન થશે. કારણ કે અગર હું જણાવું કે તે મારો ખુદા છે તો પણ મારી વાતનું કોઈ મૂલ્ય નથી. એના કરતાં એમ કરો કે તમે પાછા જાઓ અને હકતઆલાથી પૂછો કે હું તેનો કોણ છું? તે પાક ઝાત જે કંઈ ફરમાવશે તે બિલકુલ સત્ય અને યોગ્ય હશે. અગર હું સેંકડો વખત કહું કે તે મારો ખુદા છે તો પણ એ બેફાયદા છે. હાં, અગર તે મને પોતાનો બંદો અને આશિક માને તો બરાબર છે.'

□

ઈન્તેકાલ પછી કોઈએ આપને ખ્વાબમાં જોયાં. ખ્વાબ જોનારે પૂછ્યું :

'હઝરત ! અલ્લાહ તઆલાએ તમારી જોડે શું મામલો ફરમાવ્યો ?'

આપે જવાબ આપ્યો :

'મારાથી પૂછવામાં આવ્યું કે શું લાવ્યો છે ?

મેં અર્ઝ કરી :

'જ્યારે કોઈ ગરીબ માણસ બાદશાહના દરબારમાં આવે છે તો તેને એમ પૂછવામાં નથી આવતું કે શું લાવ્યો છે? બલ્કે પૂછવામાં આવે છે કે તારે શું જોઈએ છે?'[1]

□

## ઈરશાદાત

એક વખતે મેં હક તઆલાની દરગાહમાં મુનાજાત (દુઆ) કરી અને કહ્યું કે :

'ઈલાહી ! હું તારી તરફ કયા રસ્તે આવું ?'

ત્યારે મેં એક નિદા સાંભળી કે :

'હે બાયઝીદ ! પહેલાં પોતાના નફસને ત્રણ તલાક આપી દે અને પછી મારું નામ "અલ્લાહ" લેતો રહે !'

□

● ૧ 'હઝરાતુલ કુદસ' ભા. ૧ ('હાલાતે મશાઈખે નકશબંદીયહ' પા. ૭૭)

હક તઆલાની જરા બરાબર મઅરિફત આરિફના દિલને એવી લિઝઝત બખ્શે છે કે જન્નતના એક લાખ ઉમદા મહેલ તે આરિફને તે જરા બરાબર મઅરેફતના મુકાબલામાં હેચ (તુચ્છ) જણાય છે!

□

તમારા ગુનાહો એટલા પ્રમાણમાં નુકસાન ન કરશે જેટલા પ્રમાણમાં મુસલમાન ભાઈનું બેઈઝઝત અને ઝલીલ (અપમાનીત) કરવું તમને નુકસાન પહોંચાડશે!

□

મઅરિફતવાળાઓ અને આશિકોને ઈલાહીની ઈબાદત 'પાસ અનફાન' છે યાને હરેક સાંસમાં 'અલ્લાહ' 'અલ્લાહ'નો ખ્યાલ રાખવો છે.

□

દુનિયાદારોના માટે ગુરૂર પર ગુરૂર છે;

આખિરતવાળાઓના માટે સુરૂર પર સુરૂર છે. અને

હક તઆલાના ઈશ્ક અને મઅરિફતવાળાઓના માટે નૂર પર નૂર છે.

□

દુનિયાની વિસાત જ શી છે કે એને છોડવું એક મોટું ભારી કામ સમજવામાં આવે છે!

□

જે કોઈ અલ્લાહ તઆલાને જાણે છે તે અલ્લાહ તઆલાના ઝિક્ર સિવાય પોતાની ઝબાનને બીજાના ઝિક્ર માટે ખોલતો નથી.

□

જેને અલ્લાહ રબ્બુલ ઈઝઝત દોસ્ત રાખે છે તેને ત્રણ ખસલતો અતા ફરમાવે છે.

૧ સખાવત દરિયાની સખાવત જેવી.
૨ શફકત (મહેરબાની) સૂરજની શફકત જેવી.
૩ તવાઝુઅ (વિનમ્રતા) ઝમીનની તવાઝુઅના જેવી.

□

હાજી લોકો જિસ્મથી ખાનએ ખુદાની ફરતે તવાફ કરે છે અને બકા યાને હંમેશાંની જિંદગીના અભિલાષી છે.

અહલે મુહબ્બત પોતાના દિલોથી અર્શે ઈલાહીના ફરતે તવાફ કરે છે અને દીદારે ઈલાહીના અભિલાષી છે.

□

નેક લોકોની સુહબત નેક કામ કરતાં બેહતર છે અને બૂરા લોકોની સુહબત બદકામ કરતાં બદતર છે.

□

તમામ શક્તિઓ મુજાહિદહમાં ખર્ચીને ખુદાયે પાકના ફઝલ પર નઝર રાખવી જોઈએ, ન કે પોતાના કાર્ય પર.

□

જેણે અલ્લાહ તઆલાને ઓળખ્યો તેને સવાલ (માંગવા)ની હાજત નથી અને ન હશે. અને જેણે (ખુદાને) ન ઓળખ્યો તે હાજતમંદ છે અને હાજતમંદ રહેશે.

□

આરિફ બિલ્લાહ (અલ્લાહને ઓળખનાર) તે છે કે કોઈ તેના મશરબ (પંથ)ને બગાડી ન શકે અને જે ગંદકી એના સુધી પહોંચે તે સાફ થઈ જાય.

□

આગ એવા શખ્સના માટે અઝાબ છે કે જે ખુદાયે પાકને પહેચાનતો નથી. પરંતુ ખુદાયે પાકને પહેચાનનારો આગના માટે અઝાબ છે.

□

જેણે નફસાની ખ્વાહીશો (મનેચ્છાઓ)ને ત્યજી દીધી તે અલ્લાહ રબ્બુલ ઈઝઝતથી જઈને મળ્યો અને વાસિલ બહક થઈ ગયો.

□

જે આરિફ બહક છે તે કહે છે કે હું જાહિલ છું અને જે જાહિલ બહક છે તે કહે છે કે હું આરિફ છું. આરિફ ઊડતા પંખી સમાન છે અને ઝાહિદ ચક્કર લગાવનાર હયવાન જેવો છે.

□

અગર તમામ દોલતો અને નેઅમતો, જે મખ્લૂકના માટે છે તે તમામ દોલતો અને નેઅમતો તમારા હવાલે કરે તો પણ તમે તેના તરફ આકર્ષિત ન થશો !

અગર તમામ બદબખ્તીઓ તમારી સમક્ષ આવે તો પણ નાઉમ્મીદ ન થશો કારણકે અલ્લાહ તઆલાનું કામ છે,

'કુન ફ યકુન'

'તે કહે છે, "થઈ જા !" અને થઈ જાય છે !'

જે કમનસીબ અને બદબખ્તે પોતાના દિલને ખ્વાહીશોની પુષ્કળતા વડે મુર્દા બનાવ્યું છે તે જ્યારે મરે ત્યારે તેને લઅનતના કફનમાં લપેટવું જોઈએ અને નદામતની ઝમીનમાં દફન કરવું જોઈએ.

અને સુબ્હાનલ્લાહ ! જે શખ્સે પોતાના નફસને ખ્વાહિશોથી રોકીને માર્યું છે, તે જ્યારે મરે ત્યારે રહેમતના કફનમાં લપેટવું જોઈએ અને સલામતીની ઝમીનમાં દફન કરવું જોઈએ.

□

ઝિંદગી અને હયાત ઈલ્મમાં છે.
રાહત મઅરિફતમાં છે; અને
ઝોક તેમ જ શોક ઝિક્રમાં છે.

□

ભૂખ્યા રહેવું એક એવું વાદળ છે કે રેહમતની વર્ષા સિવાય વરસતું નથી.

□

તે શખ્સ અલ્લાહ તઆલાથી અને તમામ મખ્લૂકથી વધારે દૂર છે જે ગુરૂરના કારણે ઈશારાઓ અને સંકેતોથી કામ ચલાવે છે.

□

તે શખ્સ તમામ મખ્લૂક કરતાં અલ્લાહ તઆલાની વધારે કરીબ અને નઝદીક છે જે લોકોની તકલીફો સહન કરે છે અને ખુશખુલ્કી (સદ્વર્તન)થી વર્તે છે.

□

લોકોએ આપથી પૂછ્યું કે: 'ફર્ઝ અને સુન્નત શું છે?'

આપે ફરમાવ્યું કે:

'હક તઆલાની મુહબ્બત ફર્ઝ છે અને દુનિયાને તર્ક કરવું સુન્નત છે.'

□

લોકોએ આપથી પૂછ્યું કે:

'બંદો કમાલના દરજ્જે ક્યારે પહોંચે છે?'

આપે ફરમાવ્યું કે:

'જ્યારે પોતાના અયબો (દોષો)ને ઓળખે છે અને મખ્લૂકથી દિલને ઉઠાવી લે છે ત્યારે હકતઆલા તેને તેની હિમ્મત અને તેના નફસથી દૂરીના પ્રમાણમાં પોતાની કુર્બત અને નઝદીકી અતા ફરમાવે છે.'

□

એક શખ્સે આપથી અર્ઝ કરી કે:

'હઝરત! મને કંઈ વસિયત ફરમાવો!'

આપે ફરમાવ્યું કે:

'આસમાનની તરફ નઝર કરો!'

તેણે નિગાહ કરી.

પછી આપે ફરમાવ્યું કે:

'તું જાણે છે? આ આસમાનને કોણે પયદા કર્યું છે?'

તેણે કહ્યું કે:

'હાં, જાણું છું.'

આપે ફરમાવ્યું કે:

'જેણે આસમાન પયદા કર્યું છે તે આસમાનનો પયદા કરનારો એવો જબરદસ્ત છે કે તું જ્યાં પણ હશે, તે તારાથી વાકિફ હશે. તેનાથી ડરતો રહે!'

□

લોકોએ પૂછ્યું કે,

'અમે કોની સાથે સુહબત રાખીએ?'

આપે ફરમાવ્યું કે :

'એક એવા શખ્સની સાથે સુહબત રાખો કે જો તમે બીમાર પડો તો બીમારપૂર્સી માટે આવે, અને તમારાથી કોઈ ભૂલ થઈ જાય તો તેને માફ કરી દે, અને જે વાત હક (સત્ય) હોય તેને તમારાથી ન છૂપાવે.'

□

લોકોએ આપથી પૂછ્યું કે :

'આપની ઉંમર કેટલી છે?'

આપે ફરમાવ્યું કે :

'ચાર વરસની છે!'

લોકોએ કહ્યું :

'કેવી રીતે?'

આપે ફરમાવ્યું કે,

'સિત્તેર વરસ સુધી તો હું દુનિયાની જ જંજાળમાં મશગૂલ રહ્યો પરંતુ હવે ચાર વરસ થયાં છે કે હું તે પાક ઝાતને એવી રીતે જોઉં છું કે તેનો હાલ મારાથી ન પૂછો. આહ! જે ઝમાનો હિજાબ અને પરદામાં ગુજર્યો તે તો ઉંમરની ગણત્રીમાં દાખલ જ નથી.'

□

લોકોએ કહ્યું કે :

'આપ ભૂખ્યા રહેવાની તારીફ શાને ફરમાવો છો?'

આપે ફરમાવ્યું કે :

'અગર ફિરઓન ભૂખ્યો હોત તો :

**'અના રબ્બો કુમુલ અઅલા'**

'હું જ તમારો સર્વોપરિ પરવરદિગાર છું!'

કહેતે નહિ.

હે લોકો! યાદ રાખો, કે મુતકબ્બીર (અભિમાની) અને મગરૂર (ઘમંડી) કદાપિ મઅરેફતે ઈલાહીની ખૂશ્બૂ પણ સૂંઘશે નહિ.'

લોકોએ કહ્યું કે:

'મુતકબ્બીર અને મગરૂર કોને કહે છે?'

આપે ફરમાવ્યું કે,

'મુતકબ્બીર અને મગરૂર તેને કહે છે કે પોતાની ઝાતને અઢાર હઝાર આલમ (દુનિયા)ના કરતાં પણ બૂરો ન સમજે.'

□

લોકોએ કહ્યું કે:

'હુઝૂર! આપ મોટા કરામતવાળા છો કે પાણીની સપાટી ઉપર પણ ચાલો છો!'

આપે ફરમાવ્યું કે:

'એ કરામત નથી. લાકડાના નાના નાના ટુકડાઓ પણ પાણી ઉપર તરતાં ફરે છે.'

તે વખતે લોકોએ કહ્યું કે:

'આપ હવામાં ઊડો છો એ તો કરામત છે ને?'

આપે ફરમાવ્યું કે:

'એ પણ કંઈ કરામત નથી. ટચૂકડાં મચ્છરો પણ હવામાં ઊડયા કરે છે.'

લોકોએ કહ્યું કે:

'આપ એક રાતમાં મક્કા મુઅઝઝમાં પહોંચી જાઓ છો એ તો જરૂર મોટી કરામત છે!'

આપે ફરમાવ્યું કે:

'એ પણ કંઈ વિસાતમાં નથી. કારણ કે જાદુગરો એક રાતમાં હિન્દુસ્તાનથી દમાવંદ પર્વત સુધી પહોંચી જાય છે.'

પછી લોકોએ કહ્યું કે:

'હુઝૂર! ભલે, હવે આપ જ ફરમાવો કે મર્દો (અલ્લાહના વલીઓ)ના કાર્યો શું છે?'

આપે ફરમાવ્યું કે:

'પોતાના દિલને ખુદાપાકના સિવાય કોઈની સાથે ન લગાવે!'

□

'હું એ ખ્યાલમાં હતો કે હું અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝતને દોસ્ત રાખું છું. પરંતુ જ્યારે ચિંતન-મનન કર્યું ત્યારે માલૂમ થયું કે અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝતની દોસ્તી તો મારી દોસ્તી કરતાંયે પ્રથમ હતી.'

□

'દરેક જણ અમલના દરિયામાં ડૂબેલો છે અને હું તે પાક ઝાતની ખુશ્કીના દરિયામાં ડૂબેલો છું યાને બીજાઓએ પોતાની રિયાઝત પર નઝર કરી છે અને હું હક તઆલાની ઈનાયત પર નઝર રાખું છું.'

□

'જાહેરી ઈલ્મ અને શરીઅતે પાકની ફરમાંબરદારી તથા પયરવીથી કોઈ ચીજ મારી નઝદીક વધારે દુશ્વાર (મુશ્કેલ) નથી!'

□

'હું પોતાનાં અંગોને ઈબાદતમાં મશ્ગૂલ કરતો અને જ્યારે કોઈ અંગને ઈબાદતમાં સુસ્ત જોતો તો બીજા અંગથી કામ લેતો અહીં સુધી કે હું બાયઝીદ થઈ ગયો.'

□

'મારા દિલમાં ખ્યાલ આવ્યો કે માલૂમ કરું કે સૌથી વધારે સખત અઝાબ શરીરના માટે કયો છે? તો છેવટે માલૂમ થયું કે યાદે ઈલાહીની અઝમત કરતાં વધારે કોઈ અઝાબ વધારે નથી કારણ કે દોઝખની આગ આદમીને એવી રીતે ન જલાવશે જેવી રીતે કે નજીવી ગફલત જલાવી દેશે.

અલ્લાહુમ્મહ ફ્ઝના બિજાહિન્નબીય્યીલ કરીમ
સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વસલ્લમ.

□

'વરસો વિતી ગયા કે જ્યારે હું નમાઝના માટે ઊભો થાઉં છું તો મારો એઅતિકાદ મારા નફસના બારામાં એજ રહે છે કે હું આતિશ પરસ્ત (અગ્નિપૂજક) છું માટે

ઝુન્નાર (અગ્નિપૂજકો-પારસીઓ-કમ્મરે બાંધે છે તે દોરો) તોડવો જોઈએ.'

□

'ઔરતોનો મુઆમલો મારા મુઆમલા કરતાં બેહતર છે કારણ કે તેઓ દર મહિને ગુસલ કરીને નાપાકીથી પાક થઈ જાય છે અને મને આખી ઉંમરમાં પાકીનું ગુસલ નસીબ ન થયું !'

□

અગર આખી ઉંમરમાં એક વખત :

'લાઈલાહ ઈલ્લલ્લાહો મુહમ્મદુર્રસૂલુલ્લાહ'

'બાયઝીદથી સહીહ અને દુરસ્ત નીકળી આવે તો પછી બાયઝીદને કોઈનાથીયે ખોફ નથી.'

□

મેં બારી તઆલાને ખ્વાબમાં જોયા ! મારાથી ફરમાવ્યું કે :

'હે બાયઝીદ ! શું જોઈએ છે ?'

મેં અર્ઝ કરી કે :

'જે તું ચાહે છે તે હું ચાહું છું.'

ત્યારે હક તઆલાએ ફરમાવ્યું કે :

'હે બાયઝીદ ! હું તારો છું, જેવી રીતે તું મારો છે !'

□

મેં હક તઆલાને ખ્વાબમાં જોયા. અર્ઝ કરી કે :

'તારા તરફ આવવા માટે કયો તરીકો અને કયો રસ્તો છે ?'

ફરમાવ્યું કે :

'ખુદી (અહં)ને તર્ક કર અને ચાલ્યો આવ !'

□

મને ઈલ્હામ થયો :

'અમારા ખઝાનામાં ઈબાદત અને ખિદમત તો ઘણી છે અગર તું મને મળવા ચાહતો હોય તો એવી ચીઝને અમારી દરગાહમાં શફીઅ બનાવ જે અમારા ખઝાનામાં ન હોય.'

મેં કહ્યું :

'યા અલ્લાહ! એવી કઈ ચીઝ છે જે તારા ખઝાનામાં નથી!'

હુકમ થયો :

'બેચારગી, ઈજ્ઝ, ઝિલ્લત અને ગમ હાસિલ કર કારણ કે આ ચીઝો મને પસંદ છે અને એ ચીઝો હાસિલ કરનારને હું પોતાનો કુર્બ (નઝદીકી) અર્પણ કરું છું.'

□

બંને આલમની નેઅમતો કરતાં આ વાત ઘણી સારી છે કે ઈન્સાન સમજી લે કે કોશિશ અને ફિક્ર–ચિંતાથી, ફઝલે ઈલાહીના વગર કંઈ હાસિલ થતું નથી. પરંતુ ઈન્સાનને કોશિશ કરવાનો હુકમ છે એટલા માટે કોશિશ કરવી જરૂરી છે. પરંતુ કોશિશ પછી જે વાત હાસિલ થાય તેને અલ્લાહનો ફઝલ સમજે, ન કે પોતાની કોશિશનું પરિણામ.

□

## ઈલ્મ અને ઈર્ફાન

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ને એક દિવસે મુરાકિબા (ધ્યાન)માં અલ્લાહ તઆલા તરફથી ઈરશાદ થયો કે,

'તમે યહૂદીનો લિબાસ પહેરીને યહૂદીઓની ઈદગાહ દીરેસમાં જાઓ. યહૂદીઓની ઈદમાં શામેલ થાઓ.'

હઝરત બાયઝીદ (રહ.) પહેલાં તો આ ઈલ્હામથી ગભરાયા. પરંતુ સતત આ પ્રકારની પ્રેરણા એમને થતી રહી. ઈદના દિવસે એમણે યહૂદીઓનો લિબાસ પહેર્યો અને દીરેસમાં પહોંચ્યા.

ત્યાં બધાં યહૂદીઓ ભેગાં થયાં. એમના મોટા મોટા આલિમો પણ આવ્યા. સૌથી મોટો પાદરી પ્રવચન કરવા માટે ઊભો થયો. પરંતુ એ બોલી શક્યો નહિ. એની વાચા બંધ થઈ ગઈ. એના દિલ ઉપર કોઈ ખાસ અસર થઈ.

ઘણીવાર સુધી, કંઈ પણ બોલવા વગર, બાધાની જેમ તે

ચૂપચાપ ઊભો રહ્યો તો લોકોમાં શોરબકોર અને ગણગણાટ મચી ગયો. લોકોએ તેને ચૂપ રહેવાનું કારણ પૂછ્યું.

તેણે કહ્યું કે,

'મને લાગે છે કે આજે 'આપણી આ સભામાં કોઈ મુહમ્મદી ઘુસી આવ્યો છે. હું પ્રવચન નહિ કરું કારણકે તે આપણો પરીક્ષક બનીને આવ્યો છે.'

આ સાંભળતાં જ આખી સભામાં રોષ અને ખળભળાટ મચી ગયો. લોકોએ પાદરીને કહ્યું કે આપ અમને પરવાનગી આપો જેથી અમે તેને કતલ કરી દઈએ.

પાદરી બોલ્યો,

'થોભો ! કશાય કારણ કે દલીલ વિના કોઈને કતલ કરવું ન જોઈએ.'

આ સાંભળીને સભાના સર્વ લોકોની આંખો તે નવા આગંતુકને શોધવા લાગી.

પાદરી બોલ્યો,

'હે મુહમ્મદી ! હું તને તારા નબીનો વાસ્તો આપીને કહું છું કે તું જ્યાંય બેઠો હોય ત્યાં ઊભો થઈ જા ! તું જો અમારા પ્રશ્નોના સંતોષકારક જવાબો આપશે તો અમે તારું અનુકરણ કરીશું પરંતુ જો તું ઈસ્લામ સંબંધી અમારા સંશયો દૂર કરી ન શકયો તો અમે તને કતલ કરી દઈશું.'

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) આ સાંભળીને તરત જ ઊભા થઈ ગયા. સભાની આંખો એમના પર સ્થિર થઈ. આપે સવાલો પૂછવાની પરવાનગી આપી. પાદરીએ પ્રશ્નો પૂછવા માંડયા.

સવાલ : તે એક શું છે જેનો બીજો નથી?
જવાબ : અલ્લાહ.

સવાલ : તે બે શું છે જેનો ત્રીજો નથી?
જવાબ : રાત અને દિવસ.

સવાલ : તે ત્રણ શું છે જેનો ચોથો નથી?

જવાબ : જન્નત, દોઝખ અને અઅરાફ (જન્નત અને દોઝખ વચ્ચેનું સ્થાન)[1]

સવાલ : તે ચાર ચીઝો બતાવો જેનો કોઈ પાંચમો નથી.
જવાબ : તૌરાત, ઝબુર, ઈન્જીલ (બાઈબલ) અને કુરઆન

સવાલ : તે પાંચ શું છે જેનો છઠ્ઠો નથી?
જવાબ : પાંચ વખતની ફર્ઝ નમાઝો.

સવાલ : તે છ શું છે જેનો સાતમો નથી?
જવાબ : તે છ દિવસો છે જેમાં ધરતી અને આકાશોનું સર્જન થયું.
કુરઆનમાં છે,
'વ લકદ ખલક-નસ-સમાવાતિ વલઅર્દ વમા બૈનહુમા ફી સિત-તતિ ઐયામ.'
અને અલબત્ત અમે આકાશો અને પૃથ્વી તથા જે કંઈ તેમની વચ્ચે છે તે (સૌ)ને છ દિવસમાં બનાવ્યા.[2]

સવાલ : તે સાત શું છે જેનો આઠમો નથી?
જવાબ : સાત આસમાન.
કુરઆનમાં છે,
ખલક સબ્અ સમાવાતિન તિબાકા.'
(તેણે) સાત આકાશોને એકના ઉપર એક બનાવ્યા.[3]

સવાલ : તે આઠ શું છે જેનો નવમો નથી?
જવાબ : અર્શે ઈલાહીનો બોજ ઉપાડનારા ફરિશ્તાઓ.
કુરઆનમાં છે,
'વ યહમિલુ અર્શ રબ્બિક ફૌકહુમ યાૌમઈઝિન સમાનિયહ.'

● ૧ બીજી રિવાયતમાં એનો જવાબ અર્શ, કુરસી અને કલમ આપેલો છે.
૨ પારો ૨૬, સૂરએ 'કાફ', આયત ૩૮
૩ પારો ૨૯, સૂરએ 'મુલ્ક', આયત ૩

અને તારા પરવરદિગારના અર્શને તે દિવસે આઠ ફરિશ્તા પોતાના ઉપર ઉઠાવી રાખશે.[1]

સવાલ : તે નવ શું છે જેનો દસમો નથી?

જવાબ : હઝરત સાલિહ (અલૈ.)ની કોમના નવ ફસાદીઓ (ફિત્નાખોર લોકો).

કુરઆનમાં છે,

'વ કાન ફિલ મદીનતિ તિસઅતુ રહતિંય યુફસિદુન ફિલ અર્દ'.[2]

અને તે શહેરમાં નવ માણસો (આગેવાનો) હતા જેઓ દેશમાં ફસાદ કર્યાં કરતા હતા.[2]

સવાલ : 'અશ્રએ કામિલા' (પરિપૂર્ણ દસ દિવસો) કોને કહે છે?

જવાબ : જે હાજી 'હજજે તમત્તુઅ' કરે અને કુરબાનીની શક્તિ ન ધરાવે તેને દસ રોઝા રાખવા પડે છે. તેને 'અશ્રએ કામિલા' કહે છે.

કુરઆનમાં છે,

'તિલ્ક અશ્રતુન કામિલહ'

આ પૂરા દસ રોઝહ થયા.[3]

સવાલ : અગિયાર એટલે શું?

જવાબ : હઝરત યૂસુફ (અલૈ.)ના (અગિયાર) ભાઈઓ.

સવાલ : બાર એટલે શું?

જવાબ : બાર મહિના.

સવાલ : તેર એટલે શું?

જવાબ : હઝરત યૂસુફ (અલૈ.)ને ખ્વાબમાં સિજદો કરનારી તેર વસ્તુઓ.

● ૧ પારો ૨૯, સૂરએ હાક્કહ', આયત ૧૭
૨ પારો ૧૯, સૂરએ 'નમ્લ', આયત ૪૮
૩ પારો ૨, સૂરએ 'બકરહ', આયત ૧૯૬

કુરઆનમાં છે,

'ઈન્ની રઐતુ અહદ અશર કૌકબંવ વશશમ્સ વલ કમર રઐતુહુમ લિ સાજિદીન'

મેં અગિયાર તારા અને સૂર્ય તથા ચંદ્રને (સ્વપ્નામાં) જોયા (અને) હું જોઉં છું કે તે સૌ મારી રૂબરૂ સિજદો કરી રહ્યા છે.[1]

સવાલ : તે કયા માણસો છે જેઓ જૂઠું બોલવા છતાં જન્નતમાં ગયા?

જવાબ : હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ.

સવાલ : તે કયા લોકો છે જેઓ સાચું બોલવા છતાં જહન્નમમાં જશે?

જવાબ : યહૂદીઓ અને નસારા (ઈસાઈઓ) એક બીજાને જૂઠાડવામાં સાચા હોવા છતાં જહન્નમમાં જશે.

કુરઆનમાં છે,

'વ કાલતિલ યહૂદુ લૈસતિન નસારા અલા શૈઈવ વ કાલતિન્નસારા લૈસતિલ યહૂદુ અલા શૈઈવ વહુમ યત્લુનલ કિતાબ.'

અને યહૂદીઓ કહે છે કે ઈસાઈઓ ખરા માર્ગ પર નથી, તેમ ઈસાઈઓ કહે છે કે યહૂદીઓ સત્ય માર્ગ પર નથી. અને જુઓ તો તેઓ સૌ કિતાબ (તૌરાત અને ઈન્જીલ) પઢે છે.[2]

સવાલ : તે કઈ નિર્જીવ વસ્તુ છે જે શ્વાસ લે છે?

જવાબ : સુબ્હે સાદિક (પ્રાતઃ કાળ).

કુરઆનમાં છે,

'વસ્સુબ્હે ઈઝા તનફ્ફસ.'

અને સોગંદ છે પ્રભાતના જ્યારે કે તે શ્વાસ લેવા (પ્રકાશવા) માંડે.[3]

● ૧ પારો ૧૨, સૂરએ 'યૂસુફ', આયત ૪
૨ પારો ૧, સૂરએ 'બકરહ', આયત ૧૩
૩ પારો ૩૦, સૂરએ 'તકવીર', આયત ૧૭

સવાલ : એવી કઈ કબર છે જે પોતાના મુર્દાને લઈને ફરતી હતી?
જવાબ : હઝરત યૂનુસ (અલૈ.)ની માછલી.

સવાલ : એવી કઈ પાંચ સજીવ વસ્તુઓ છે જે ન માતાના પેટમાંથી નીકળી ન બાપની પીઠમાંથી પસાર થઈ?

જવાબ : હઝરત આદમ અલૈહિસ્સલામ.
હઝરત હવ્વા અલૈહિસ્સલામ.
હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો દુમ્બો.
હઝરત સાલિહ (અલૈ.)ની ઊંટણી.
હઝરત મૂસા (અલૈ.)ના અસાથી બનેલો અજગર.

સવાલ : સૌથી પહેલાં કયા ઈન્સાનનું લોહી ધરતી ઉપર રેડાયું?
જવાબ : હઝરત આદમ (અલૈ.)ના બેટા હાબિલનું.

સવાલ : એવી કઈ વસ્તુઓ છે જેને ખુદાએ પૈદા કરી અને ખુદાએ પોતે તેને ખરીદી લીધી?

જવાબ : મુઅમિનનો જાન અને માલ.

કુરઆનમાં છે,
'ઈન્નલ-લાહશ્તરા મિનલ-મુઅમિનીન અન્ફુસ હુમ વ અમ્વાલહુમ બિઅન્ન લહુમુલ જન્નહ.'
બેશક, અલ્લાહે મુસલમાનોથી તેમની જાનો તથા માલને ખરીદી લીધાં આ વાતના બદલામાં કે તેઓ માટે જન્નત છે.[1]

સવાલ : તે કયો અવાજ છે જેને ખુદાએ બનાવ્યો અને ખુદાએ પોતે તેની બૂરાઈ બયાન ફરમાવી?
જવાબ : ગધેડાનો અવાજ.

કુરઆનમાં છે,
'ઈન્ન અન્કરલ અસ્વાતિ લસવ તુલ હમીર.'
બેશક, સૌથી બૂરો અવાજ ગધેડાનો અવાજ છે.[2]

● ૧ પારો ૧૧, સૂરએ 'તૌબા', આયત ૧૧૧
૨ પારો ૨૧, સૂરએ 'લુકમાન', આયત ૧૯

સવાલ : તે કોણ છે જેને ખુદાએ પેદા કરી અને પછી તેનું મહત્વ દર્શાવીને તેનાથી ચેતીને રહેવા ફરમાવ્યું ?

જવાબ : સ્ત્રી ચરિત્ર એટલે ઓરતોનો મકર.

કુરઆનમાં છે,
ઈન્ન કૈદ કુન્ન અઝીમ.'
ખરેખર, તમારાં (સ્ત્રીઓના) ચરિત્ર પણ ગજબનાં જ હોય છે.[1]

સવાલ : તે કઈ વસ્તુ છે જેને ખુદાએ પેદા કરી અને પોતે જ પૂછ્યું કે એ શું છે ?

જવાબ : હઝરત મૂસા (અલૈ.)નો અસા.

ખુદાએ પૂછ્યું,
'હે મૂસા ! તમારા જમણા હાથમાં શું છે ?'

હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું,
'હાઝા અસાય' એ (અસા છે.)

સવાલ : સૌથી ઉત્તમ પહાડ કયો ?
જવાબ : કોહે તૂર.

સવાલ : સૌથી ઉત્તમ જાનવર કયું ?
જવાબ : ઘોડો.

સવાલ : સૌથી ઉત્તમ મહિનો કયો ?
જવાબ : રમઝાન.

સવાલ : સૌથી ઉત્તમ રાત કઈ ?
જવાબ : લયલતુલ કદ્ર (શબેકદ્ર).

સવાલ : એક ઝાડમાં બાર ડાળીઓ છે.
દરેક ડાળીમાં ત્રીસ પાંદડાં છે.
દરેક પાંદડાંમાં પાંચ ફૂલો છે.
બે ફૂલો તડકામાં અને ત્રણ ફૂલો છાયામાં છે.
બતાવો એ શી વસ્તુ છે ?

● ૧ પારા ૧૨, સૂરએ 'યૂસુફ', આયત ૨૮

જવાબ : ઝાડ એટલે વરસ.
બાર ડાળીઓ એટલે બાર મહિના.
ત્રીસ પાંદડાં એટલે ત્રીસ દિવસો.
પાંચ ફૂલો એટલે પાંચ વખતની નમાઝો.
બે ફૂલો તડકામાં છે એટલે કે ઝોહર અને અસરની
બે નમાઝો દિવસના અજવાળામાં પઢવામાં આવે છે.
ત્રણ ફૂલો છાયામાં છે એટલે કે ફજર, મગરિબ
અને ઈશાની ત્રણ નમાઝો રાતની છાયામાં
પઢવામાં આવે છે.

સવાલ : તે કઈ વસ્તુ છે જે નિર્જીવ હતી અને તેના પર
હજ્જ ફર્ઝ ન હતી છતાં તે કઅબા પાસે પહોંચી
અને કઅબાનો તવાફ કર્યો?

જવાબ : હઝરત નૂહ (અલૈ.)ની નૌકા. તોફાન (જલપ્રલય)ની
હાલતમાં તે નૌકા અરબની ધરતી ઉપર પહોંચી
તો તેણે કઅબાનો તવાફ કર્યો! તે વેળા કઅબા
પાણીમાં ડૂબેલું હતું.

સવાલ : તે કઈ ચાર વસ્તુઓ છે જે એક જ મૂળમાંથી
નીકળેલી છે પરંતુ દરેકનો રંગ અને સ્વાદ
અલગ અલગ છે?

જવાબ : એક જ માથામાં આવેલી ચાર વસ્તુઓ આંખ,
નાક, કાન અને મોઢું છે.
આંખના પાણી(આંસુ)નો સ્વાદ ખારો છે.
નાકના લીંટનો સ્વાદ ખાટો છે.
કાનના મેલનો સ્વાદ કડવો છે.
મોંના થુંકનો સ્વાદ મીઠો છે.

સવાલ : તે કઈ વસ્તુ છે જે ન ઈન્સાન છે, ન જિન્ન છે,
ન ફરિશ્તો છે છતાં ખુદાએ તેના ઉપર વહી
મોકલાવી છે?

જવાબ : તે મધમાખી છે.

કુરઆનમાં છે,

'વ અવહા રબ્બુક ઈલન નહલિ...'
અને તારા પરવરદિગારે મધમાખીને વહી મોકલી (હુકમ આપ્યો) કે તું...[1]

**સવાલ :** ઓરતોમાં સૌથી વધુ મહાન કોણ છે?
**જવાબ :** હઝરત ફાતિમા ઝોહરા (રદિ.).

**સવાલ :** નદીઓમાં સૌથી શ્રેષ્ઠ નદીઓ કઈ છે?
**જવાબ :** જૈહુન, સૈહુન, દજલા અને ફુરાત (નાઈલ).

**સવાલ :** ગધેડો પોતાના અવાજમાં શું કહે છે?
**જવાબ :** ખુદા ટેક્ષ વસૂલ કરનારાઓ પર લઅનત કરે.

**સવાલ :** કૂતરો શું બોલે છે?
**જવાબ :** જહન્નમવાસીઓ પર ખુદાના ગઝબની બલા નાઝિલ થાઓ.

**સવાલ :** બળદની તસ્બીહ (પ્રાર્થના) શું છે?
**જવાબ :** 'સુબ્હાનલ્લાહિ વલ હમ્દ.'

**સવાલ :** ઊંટની તસ્બીહ શું છે?
**જવાબ :** 'હસ્બીયલ્લાહ[2] વ કફા બિલ્લાહિ વકીલા.'[3]

**સવાલ :** મોરની તસ્બીહ શું છે?
**જવાબ :** 'અર્રહમાનુ અલલ અર્શિસ્તવા.'[4]

**સવાલ :** બુલબુલની ખૂશ ઈલ્હાની (સુમધુર અવાજ)માં કઈ આયત છે?

● ૧ પારો ૧૪, સૂરએ 'નહલ' આયત ૬૮
૨ ભાવાર્થ : મને અલ્લાહ બસ છે.(પા.૨૧, સૂ. 'લુકમાન,' આ. ૧૨૯)
૩ ભાવાર્થ : અને અલ્લાહ કાર્યસાધક બસ છે. (પા. ૫, સૂ. 'નિસાઅ,' આ. ૮૧)
૪ ભાવાર્થ : તે મહાન રહમતવાળો અર્શ પર કાયમ છે. (પારો ૧૬, સૂરએ 'તા-હા', આયત ૫)

જવાબ : 'ફસુબ્હાનલ્લાહિ હીન તુમસુન વ હીન તુસબિહુન'[૧]

આટલા સવાલો પૂછીને યહૂદી પાદરી ચૂપ થઈ ગયો. હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)એ ફરમાવ્યું,

'પાદરી સાહેબ! ચૂપ કેમ થઈ ગયા?

પાદરી : 'બસ મારે હવે કંઈ પૂછવું નથી!'

હઝરત : સારું. હવે તમે મારા માત્ર એક જ સવાલનો જવાબ આપો!

પાદરી : 'પૂછો!'

હઝરત : 'જન્નતની ચાવી શું છે?'

પાદરીએ જવાબ નહિ આપ્યો!

હઝરતે ફરમાવ્યું,
'પાદરી સાહેબ! આપના ઈલ્મી સવાલોથી સાફ જાહેર થાય છે કે, આપ આકાશી કિતાબોના જ્ઞાની છો. મારા સવાલનો જવાબ કેમ આપતા નથી?'

પાદરી બોલ્યો,
'હું આપના સવાલનો જવાબ આપી શકું છું પરંતુ આ બીજા પાદરીઓ અને યહૂદીઓને મારો જવાબ ગમશે નહિ!'

આ સાંભળીને સભામાં બેઠેલા તમામ પાદરીઓ અને યહૂદીઓ બોલી ઉઠયા,

'આપ અમારા સરદાર અને સરતાજ છો. આપ જવાબ, આપો. જવાબ સાચો હશે તો અમે જરૂર માની લઈશું.'

પાદરીએ જવાબ આપ્યો,
'જન્નતની ચાવી છે:

● ૧ ભાવાર્થ : તે પવિત્ર અલ્લાહની યાદ કરો (મુખ્યત્વે) સાંજે અને સવારે.
(પારો ૨૧, સૂરએ 'રૂમ', આયત ૧૭)

"લાઈલાહ ઇલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ"
અને સૌથી પ્રથમ હું પોતે સત્યનો સ્વીકાર કરીને મુસલમાન બનું છું !'



એ પછી તમામ પાદરીઓ અને યહૂદીઓ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ના હાથ પર મુસલમાન બની ગયા.[1]



૧ 'હિકમત, દાનાઈ અને ઈબ્રતની વાતો' : મૌ. અહમદ મુહમ્મદ હથુરણી સા.
('જમીઅ' સાપ્તાહિક (સુરત) : ૧૪ અને ૨૧ એપ્રિલ, ૧૯૮૯)
'ઈલ્મ અને ઈર્ફાન...' ('તબ્લીગ' માસિક (તડકેશ્વર) : ફેબ્રુઆરી, ૧૯૭૧)

# હઝરત
# અબૂલ હસન ખિર્કાની

## રહમતુલ્લાહિ અલૈહ

□

દીનો દુન્યાકે મેરે સબ
કામ તુ કરદે દુરુસ્ત,
'બૂલ હસન' (રહ.) મેહબૂબે
શાહે દો સરાકે વાસ્તે.

□

## તો તમામ કાફિરો મુસલમાન થઈ જાત

મહાન શૂરવીર સુલતાન મહમૂદ ગઝનવીએ સોમનાથ પર ચઢાઈ કરી હતી. એક બાજુ ઈસ્લામના પવિત્ર પ્રકાશને પૃથ્વીના પટ ઉપર પાથરવા માટે, પોતાના વતનથી સેંકડો માઈલ દૂર, મુઠ્ઠીભર મુસલમાનો, પોતાના પ્રાણોને મુઠ્ઠીમાં લઈને, રણમેદાનમાં કૂદી પડ્યા હતા તો બીજી તરફ સમસ્ત હિન્દુસ્તાનના રાજા-મહારાજાઓ પોતાના વિરાટ સૈન્યો અને શસ્ત્રો સાથે, આંધીની જેમ ઈસ્લામના દીપને બુઝાવવા ધસી આવ્યા હતા. ઘમસાણનું તુમુલ યુદ્ધ ચાલુ હતું.

સુલતાન મહમૂદ મનોમન વિચારતો હતો :

'ક્યાંક મારો પરાજય તો ન થાય?'

એકાએક એને કંઈક યાદ આવ્યું. તે ઘોડા ઉપરથી નીચે ઉતરી પડ્યો. રણમેદાનના એક ખૂણામાં જઈ અલ્લાહની બારગાહમાં સિજદો કર્યો અને પોતાના પીરો મુરશિદે આપેલા પવિત્ર પહેરણને પોતાના હાથમાં લઈ ખૂબ જ વિનમ્રતા પૂર્વક દુઆ અને યાચના કરવા માંડયો :

'હે ખુદાવંદા! જેનું આ પવિત્ર પહેરણ છે તેનો અને તેના પહેરણનો વસીલો તારા દરબારમાં પેશ કરું છું. મને એના વસીલાથી આ દુશ્મનો અને વિરોધીઓ સામે વિજય આપ!

'ખુદાયા! વિજય બાદ મને અહીંથી જે કંઈ માલે ગનીમત મળશે તે તમામ દુરવેશો અને ફકીરોને ભેટ ધરી દઈશ.'

અલ્લાહો અકબર! સુલતાન મહમૂદની દુઆ હજી પૂરી પણ થઈ ન હતી કે દુશ્મનોમાં આપસમાં કંઈક એવી ગડબડ અને નાઈત્તેફાકી (કુસંપ) થયો કે પોતે જ અંદરો અંદર લડવા માંડ્યા અને લોહીના ફુવારા ઊડવા માંડ્યા. જેને જે તરફ માર્ગ મળ્યો તે તરફ ભાગવા માંડ્યા. અંતે મુસલમાનોનો ભવ્ય વિજય થયો!

સુલતાન મહમૂદે તે રાતે ખ્વાબમાં જોયું કે તેના પિરો મુરશિદ

તેનાથી ફરમાવે છે :

> 'હે મહમૂદ ! તે આવા નાનકડા કામ માટે હઝરત જલ્લ જલાલુહૂની બારગાહમાં મારા પહેરણનો વસીલો લીધો !! આ ઠીક નથી કર્યું. અરે ગાફિલ ! જો તું તે ઘડીએ એવી માંગણી કરતે કે આ પહેરણના વસીલાથી તમામ કાફિરોને મુસલમાન બનાવી દે તો એવું જ થઈને રહેતે !'

સુલતાન મહમૂદ ગઝનવીના એ મહાન પીરો મુરશિદ કોણ હતા ? એ હતા મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા અબૂલ હસન ખિર્કાની (રહ.)[1]

□

## નામ અને સિલસિલો

આપનું નામ અલી બિન જઅફર છે.[2] આપ પોતાના જમાનાના ગોશ હતા. તસવ્વુફમાં આપનો સિલસિલો સુલ્તાનુલ આરિફીન (હઝરત બાયઝીદ બુસ્તામી) (રહ.)થી મળે છે; પરંતુ રૂહાનિયતની રીતે અને વાસ્તા વિના.

કેટલાકનું કહેવું છે કે દરમ્યાનમાં નીચે પ્રમાણે વસીલા હતા :

- આપે અબૂ મુઝફ્ફર મૌલા તુર્ક તૂસીથી ખિલાફત મેળવી.
- તેમણે ખ્વાજા એઅરાબી યઝીદ અકશબીથી ખિલાફત મેળવી.
- તેમણે ખ્વાજા મુહમ્મદ મગરબીથી ખિલાફત મેળવી અને
- તેમણે સુલ્તાનુલ આરિફીન શૈખ બાયઝીદ બુસ્તામી (રહ.)થી ખિલાફત મેળવી.[3]

### હઝરત બાયઝીદ (રહ.)ની ભવિષ્યવાણી

રિવાયત છે કે શૈખ બાયઝીદ બુસ્તામી (રહ.) દર વરસે શહીદોની કબરોની ઝિયારત કરવા માટે દહિસ્તાન જતા હતા. જ્યારે રસ્તામાં ખિર્કાન પહોંચતા તો ત્યાં ઊભા રહી જતા અને કંઈક ખુશ્બૂ સૂંઘતા હોય એ પ્રમાણે ઊંડા શ્વાસો લેતા.

● ૧ 'ખૂસ્તાનુલ આરેફિન' પા. ૩૫૧, 'તઝકિરતુલ ઓલિયા' પા. ૧૧૭
૨ નફહાતુલ ઉન્સ : પા. ૩૨૯
૩ 'જવાહરે અલવીયહ' : પા. ૪૨

મુરીદો અરજ કરતાં :

'હઝરત ! અમને તો કોઈ સુગંધ આવતી નથી ! આપ શું સૂંઘો છો ?!'

આપ જવાબ આપતા :

'આ ગામમાં મને એક મર્દ (અલ્લાહવાળા)ની ખુશ્બૂ આવે છે. એનું નામ અલી અને કુનિયત (લકબ) "અબૂલ હસન" છે. અને એમનામાં મારા કરતાં ત્રણ વાતો વધારે હશે—

એમના પર બાલબચ્ચાંઓનો બોજ હશે.
એ ખેતી કરશે અને
એ ઝાડો રોપશે.[1]

જો કે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ની વફાતના લગભગ ચાલીસ વરસ બાદ હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)નો જન્મ થયો હતો છતાં હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) એ એમનું નામ, એમની મુખાકૃતિ, એમના દેહનો ઘાટ અને રંગ તેમજ એમના કમાલાત દર્શાવી દીધાં હતા.[2]

## માતાની સેવા

આપ બે ભાઈઓ હતા. નિયમ એવો બનાવ્યો હતો કે રાતે એક ભાઈ અલ્લહની ઈબાદત કરતો અને બીજો ભાઈ માની સેવા ચાકરીમાં આખી રાત વિતાવી દેતો. એક દિવસે હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)ની ઈબાદત કરવાની વારી હતી અને આપના ભાઈની વારી માતાની ખિદમત કરવાની હતી.

તેણે આપને કહ્યું કે,

'આજે તમે તમારું કામ મને સોંપો અને મારું કામ તમે કરો કે જેથી આજે હું અલ્લાહની ઈબાદત કરું.'

આપે એ વિનંતી સ્વીકારી લીધી અને આખી રાત માતાની

૧ 'હાલાતે મશાઈખે નકશબંદીયહ' પા. ૯૭
૨ 'અહસનુત્તકવીમ' પા. ૨૯

સેવા ચાકરીમાં વિતાવી. બીજા ભાઈએ આખી રાત અલ્લાહની ઈબાદતમાં વિતાવી! તેણે ગેબી વાણી સાંભળી:

'મેં તારા ભાઈને બખ્શી દીધો અને તેના તુફેલમાં તને પણ બખ્શી દીધો!'

પેલા ભાઈને નવાઈ લાગી. તેણે કહ્યું:

'હે અલ્લાહ! એનું શું કારણ છે?!'

ગેબી વાણી સંભળાઈ:

'તું મારી ઈબાદત કરે છે પરંતુ મને તારી ઈબાદતની કંઈ જરૂરત નથી જ્યારે તારો ભાઈ માની ખિદમત કરે છે અને તે ખિદમતની મોહતાજ છે.'

## બીવીના બકવાસ બરદાશ્ત કરી લેતા

વિશ્વ વિખ્યાત હકીમ અને તબીબ બૂ અલી સીના હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)ના સમકાલીન હતા. તિબ્બ અને તબીબી વિદ્યા અંગે એમણે બે મહાન ગ્રંથો લખ્યા હતા.

(૧) 'કિતાબુશ્શિફા' (૧૮ ભાગ)

(૨) 'અલ કાનૂન ફિલ તિબ્બ' (૧૪ ભાગ)

આ મહાન ગ્રંથોનું દુનિયાની લગભગ તમામ ભાષાઓમાં ભાષાંતર થઈ ચૂક્યું છે અને દુનિયાની ઘણી યુનિવર્સિટીઓમાં તબીબી શિક્ષણના અભ્યાસક્રમમાં આજે પણ શામેલ છે.

બૂ અલી સીના, હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)ની ખ્યાતિ સાંભળીને આપની મુલાકાત માટે ખિર્કાન આવ્યા. એઓ હઝરતના મકાને ગયા ત્યારે હઝરત લાકડાં લેવા માટે જંગલમાં ગયા હતા.

બૂ અલી સીનાએ ઘરમાં પૂછ્યું કે,

'હઝરત શૈખ ક્યાં છે?'

આ સાંભળીને હઝરતની બીવી છંછેડાઈ ગઈ.

તે તોછડાઈથી કહેવા લાગી:

'એ જુઠ્ઠા શેખનું નામ શાને લો છો ? એ તો જુઠ્ઠો છે. એ જંગલમાં લાકડાં લેવા ગયો છે !'

આ સાંભળીને બૂ અલી સીના વિચારમાં પડ્યા કે, ખુદા જ ખૈર કરે ! જ્યારે બીબીનો પોતાના ખાવિંદ સાથે આ હાલ છે તો ન જાણે શેખનો શું હાલ હશે !

પછી બૂ અલી સીના પોતે જંગલ તરફ રવાના થયા. એમણે આઘેથી જોયું કે શેખ એક વિકાળ સિંહની પીઠ ઉપર લાકડાંનો ભારો મૂકીને આવી રહ્યા છે ! આ જોઈને બૂ અલી સીનાનો સીનો ધ્રૂજવા માંડ્યો. એમના ગાત્રો ઢીલા પડી ગયા. હઝરત નજીક આવ્યા ત્યારે મહામુશ્કેલીએ કંઈક સ્વસ્થતા જાળવીને સલામ કરી અને પછી પૂછ્યું :

'હઝરત ! એક તરફ આપનો મામલો એ છે કે સિંહ પણ આપનો ફરમાંબરદાર છે જ્યારે બીજી તરફ આપની બીવી સાહિબાનો આપની તરફનો વર્તાવ વિચિત્ર છે ! એનું શું કારણ છે ?'

હઝરતે ફરમાવ્યું :

'ભાઈ ! જો હું વરુ જેવી આવી વિકાળ સ્ત્રીનો ભાર ન ખેંચું તો ભલા, આ સિંહ મારો ભાર શાને ખેંચે ?'

તે પછી બૂ અલી સીનાને સાથે લઈને આપ મકાન પર આવ્યા અને ઘણી ભેદની વાતો આપથી જાહેર થઈ.[૧]

## દુનિયાની દોલતથી બેપરવાઈ

હઝરતની પાસે એક વાડી હતી.
એક વખતે આપે ખોદકામ કર્યું તો ચાંદી નીકળી,
બીજી વખતે સોનું નીકળ્યું અને
ત્રીજી વખતે સાચા હીરા, મોતી અને ઝવેરાત નીકળ્યું.

આ જોઈને આપે દુઆ કરી :

'ખુદાવંદા ! તારા દરનો ફકીર અબૂલ હસન આ સોના,

● ૧ 'બૂસ્તાનુલ આરિફીન : પા. ૭૫૨

ચાંદી, હીરા અને ઝવેરાતથી લલચાય એમ નથી.

'ખુદાવંદા! આ તારા ફકીરને અગર દીન અને દુનિયા બંને મળી જાય તો પણ એને તારી પાક ઝાતના સિવાય અને તારી મુહબ્બત તેમ જ ઈશ્કના સિવાય બીજી કોઈ તરફ લક્ષ અને ધ્યાન ન થશે.

'ખુદાવંદા! મને તો તારી મુહબ્બત, તારો ઈશ્ક અને તારી ઝાતે પાકની દોલત જોઈએ!'[1]

## ઈબાદત અને રિયાઝત

રિવાયત છે કે વીસ વરસ સુધી હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)નો એ નિયમ રહ્યો કે ઈશાની નમાઝ ખિર્કાનમાં પઢીને બુસ્તામ હઝરત બાયઝીદ (રહ.)ના મઝારની ઝિયારત માટે તશરીફ લઈ જતા. ત્યાં મઝારની નજીક ઊભા રહીને દુઆ કરતા:

'હે અલ્લાહ! જે રુત્બો તેં બાયઝીદને આપ્યો છે તેમાંથી મને પણ હિસ્સો આપ!'

તે પછી ખિર્કાન પાછા આવતા અને ઈશાના વુઝૂથી ફજરની નમાઝ પઢતા. પાછા ફરતી વેળા એટલી અદબ જાળવતા કે પાછા આવતી વખતે મઝાર તરફ પીઠ ન થાય એટલા માટે ઊલટા પગે ચાલીને બુસ્તામથી ખિર્કાન આવતા.[2]

□

એક વખતે બુસ્તામમાં ભારે બરફ વર્ષા થઈ અને બધી કબરો બરફમાં ઢંકાઈ ગઈ. હઝરત અબૂલ હસન (રહ.) હેરાન થઈને ઊભા હતા તો હઝરત બાયઝીદ (રહ.)એ કબરમાંથી ફરમાવ્યું:

'હે અબૂલ હસન! મારી કબર આ છે, અહીં આવો!'[3]

## તારા બેસવાનો વખત આવી ગયો

આ રોજના નિયમ પ્રમાણે લગભગ બાર વરસ વીતી ગયા. તે પછી આપે એક વખતે હઝરત બાયઝીદ (રહ.)ના મઝારથી

● ૧ 'બુસ્તાનુલ આરિફીન' : પા. ૩૫૧
૨ 'તઝકિરતુલ ઓલિયા' : પા. ૧૦૯
૩ 'અહસનુત્તકવીમ' : પા. ૧૪

અવાજ સાંભળ્યો :

'હે અબૂલ હસન! તારા બેસવાનો વખત આવી ગયો!'

આપે ફરમાવ્યું :

'મને હિમ્મત આપો કારણ કે હું અભણ છું અને શરીઅતની બારીક વાતો અને રહસ્યોથી હું જાણકાર નથી.'

અવાજ આવ્યો :

'હે અબૂલ હસન! મને જે કંઈ મરતબો મળ્યો છે તે તમારી બરકતથી મળ્યો છે!'

આપે ફરમાવ્યું :

'આપ તો મારા કરતાં ઓગણચાલીસ વરસ પહેલાં થઈ ગયા છો!'

ફરી અવાજ આવ્યો :

'તમે સાચું કહો છો. પરંતુ હકીકત એ છે કે હું જ્યારે ખિર્કાન તરફથી પસાર થતો હતો તો ત્યાંની જમીનથી આસમાન સુધી મને એક નૂર દેખાતું હતું. મારી એક જરૂરત માટે હું ત્રીસ વરસથી દુઆ કરતો હતો પરંતુ કબૂલ થતી ન હતી!

'પછી મને હુકમ થયો કે બાયઝીદ! જો તું દુઆ કબૂલ થાય એવું ચાહતો હોય તો આ નૂરને મારી બારગાહમાં શફીઅ બનાવ! મેં એ નૂરને શફીઅ બનાવીને દુઆ માંગી તો મારી હાજત પૂરી થઈ ગઈ.'

□

રિવાયત છે કે આ બનાવ પછી આપ ખિર્કાન આવ્યા અને ચોવીસ દિવસમાં પૂરો કલામે મજીદ આપે પઢી લીધો!

□

કેટલાક કહે છે કે બુસ્તામમાં જ હઝરત બાયઝીદ (રહ.)ના મઝારથી અવાજ આવ્યો કે,

'સૂરએ ફાતિહા શરૂ કરો!'

આપે સૂરએ ફાતિહા શરૂ કરી અને ખિર્કાન તરફ રવાના થયા

અને ખિર્કાન પહોંચતા સુધીમાં તો પૂરા કલામે મજીદ ખત્મ કરી દીધો ![1]

## ચાલીસ વરસ સુધી ઈશાના વુઝૂથી ફજરની નમાઝ પઢી !

રિવાયત છે કે, ચાલીસ વરસ સુધી આપે શિર તકિયા ઉપર મૂક્યું નથી અને એ કાળમાં આપે સતત ચાલીસ વરસ સુધી ઈશાના વુઝૂથી ફજરની નમાઝ અદા કરી ![2]

## નફસની મુખાલિફત

આપ ફરમાવે છે કે :

'ચાલીસ વરસથી મારું મન મારી પાસે એક ઘુંટ ઠંડું પાણી માંગે છે પરંતુ હું એને આપતો નથી !'

□

રિવાયત છે કે,

ચાલીસ વરસથી આપનું મન વેંગણ ખાવા ચાહતું હતું પરંતુ આપે ખાધું નથી ![3]

## આપ (રહ.)નો મરતબો

આપની બરકતવંતી ઝાત સદ્‌ગુણોનો ખઝાનો હતી. આપ સુલતાનુલ મશાઈખ અને કુત્બે વક્ત હતા. અત્યંત આલી હિંમત અને બુલંદ પાયા બુઝુર્ગ હતા. દરગાહે બારી તઆલાના નિહાયત નાઝપરવર્દહ હતા.

આપ ફરમાવે છે :

'હું અર્શના નજીક પહોંચ્યો ત્યારે ફરિશ્તાઓની સફોની સફો સત્કાર કરવા માટે આવી અને કહેવા લાગ્યા :

"અમે કર્રોબિયાન છીએ !"

"અમે રૂહાનિયાન છીએ !"

● ૧ 'તઝકિરતુલ ઔલિયા' : પા. ૧૦૯
૨ 'તઝકિરતુલ ઔલિયા' : પા. ૧૧૫
૩ 'તઝકિરતુલ ઔલિયા' : પા. ૧૫૪

મેં કહ્યું :

"અમે ઈલાહિયાન છીએ!"

મારો આ જવાબ સાંભળીને સૌ શરમાઈ ગયા.'

□

હઝરત શૈખુલ મશાઈખ ફરમાવે છે કે,

'અબૂલ હસન ખિર્કાનીના ખૌફના કારણે વીસ વરસથી હું સૂતો નથી!'

'હું કોઈ પણ મરતબામાં કદમ મૂકું છું તો એમને મારા કરતાં બે-ચાર કદમ આગળ જ જોઉં છું!'

'કેટલીયે વેળા મેં પ્રયાસ કર્યો છે કે હું એમના કરતાં આગળ હઝરત બાયઝીદ (રહ.)ના મઝારની ઝિયારતે બુસ્તામ પહોંચી જાઉં પરંતુ પહોંચી શકયો નથી! અલ્લાહ તઆલાએ એમને એવી શક્તિ આપી છે કે ત્રણ ફરસંગ (લગભગ પંદર કિલોમીટર)નું અંતર પળવારમાં કાપીને બુસ્તામ પહોંચી જાય છે!'

□

રિવાયત છે કે,

હઝરત અબૂ સઈદ (રહ.)એ આપની સમક્ષ કયારેય વાત કરી નથી. લોકોએ એનું કારણ પૂછયું તો આપે ફરમાવ્યું :

'અદબ એનું જ નામ છે કે શૈખની સામે વાત ન કરે. અને અસલ તો એ છે કે સમુદ્રની સરખામણીમાં નદીઓની કંઈ વિસાત નથી!'

વળી આપે કહ્યું :

'હું જયારે ખિર્કાનમાં આવ્યો હતો ત્યારે પાકી ઈંટ જેવો હતો હવે આપની તવજજુહથી હીરો બનીને જાઉં છું!'

□

હઝરત અબૂલ કાસિમ કશીરી (રહ.) કહે છે કે,

'જયારે હું ખિર્કાનમાં દાખલ થયો ત્યારે આપનો ખૌફ મારા પર એવો છવાઈ ગયો કે વાત કરવાની પણ શક્તિ

ન રહી; અને બિલકુલ ગુંગો થઈ ગયો જેના કારણે મેં ખ્યાલ કર્યો કે કદાચ મારી વિલાયત છીનવાઈ ગઈ છે!'

□

લોકોએ હઝરત અબૂલ હસન (રહ.)ને પૂછ્યું,

'આપની મસ્જિદમાં અને અન્યોની મસ્જિદમાં શું તફાવત છે?'

આપે ફરમાવ્યું :

'શરીઅતની રૂએ બધી મસ્જિદો એક સરખી છે પરંતુ મઅરિફતની રૂએ આ મસ્જિદની વાત ઘણી લાંબી છે કારણ કે મેં જોયું છે કે બીજી મસ્જિદોમાંથી એક નૂર પ્રગટ થઈને આસમાનની તરફ જાય છે પરંતુ મારી મસ્જિદનો કુબ્બહ તેની કૃપાથી નૂરાની થઈને આસમાન-ની પણ પાર નીકળી જાય છે!

'જ્યારે આ મસ્જિદ તૈયાર થઈ અને હું એમાં આવી-ને બેઠો તો ફરિશ્તાઓએ આવીને એક લીલો ઝંડો લગાવ્યો હતો. એ ઝંડો (એટલો બુલંદ હતો) કે એની ટોચ અર્શ સુધી જઈ પહોંચી અને હજુ સુધી તે ઝંડો એ જ પ્રમાણે એમાં છે. અને કિયામત સુધી અલ્લાહ એ ઝંડાને એમાં કાયમ રાખશે!

'એક દિવસે ગેબથી સાદ સાંભળ્યો કે હે અબૂલ હસન! જે બંદો તારી મસ્જિદમાં આવશે તેના પર દોઝખની આગ હરામ છે અને જે બંદો તારી જિંદગીમાં અથવા વફાત પછી કિયામત સુધી તારી મસ્જિદમાં બે રકાત નમાઝ અદા કરશે, તે કિયામતમાં આબિદોની સાથે ઊઠશે!'[1]

## અભણ હોવા છતાં અપાર ઈલ્મ

આપ (રહ.) ફરમાવે છે :

• 'તઝકિરતુલ ઔલિયા' : પા. ૧૫૪

'જોકે હું અભણ છું પરંતુ અલ્લાહે પોતાના ફઝલથી મને હરેક ઈલ્મ અર્પણ કર્યો છે.'

□

એક માણુસ હદીસ શરીફ પઢવા માટે ઈરાક જવા ચાહતો હતો. તેણે હઝરતથી સલાહ અને મશ્વેરો માંગ્યો.

આપે ફરમાવ્યું :

'ઈરાક જઈને શું કરશો ?! અહીં જ કોઈથી હદીસે મુસ્તફા (સલ.) પઢી લો !'

પેલા માણુસે કહ્યું :

'હઝરત ! અહીં તો એવો કોઈ મુહદ્દિસ નજર નથી આવતો ! ઈરાકમાં તો મોટા મોટા જાણીતા અને વિખ્યાત વિદ્વાનો છે. અને હદીસે મુસ્તફા (સલ.) માટે ફના થઈ જનારા લોકો છે !'

હઝરતે ફરમાવ્યું :

'ભાઈ ! એક તો હું પોતે જ અભણ અને બેઈલ્મ શખ્સ છું. જરા મારી કને જ હદીસે મુસ્તફા (સલ.) પઢી લો અને સાંભળી લો !'

પેલાએ અચરજ પામીને પૂછ્યું :

'હુઝૂર ! આપે હદીસ શરીફ કોની પાસે પઢી ?!'

જવાબ આપ્યો,

'મિયાં ! ખુદ સુલતાનુલ અંબિયા અને ઔલિયા, મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પાસેથી મેં હદીસ શરીફ પઢી છે ! અને મારા ઉસ્તાદે કામિલ મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ.) છે !'

પરંતુ હઝરતની વાત પેલાના મનમાં ઊતરી નહિ. રાત્રે તે સૂતો ત્યારે હુઝૂર (સલ.)ને ખ્વાબમાં જોયા. ખ્વાબમાં આપ (સલ.)એ તેને ફરમાવ્યું :

'હે શખ્સ ! જેઓ મર્દાને ખુદા છે અને જવાંમર્દ છે (અલ્લાહવાળાઓ છે) તેઓ સાચી અને હક વાત કહે છે.

તેમની વાતને દિલમાં ઉતારી લેવી જોઈએ અને યકીન કરવું જોઈએ !'

બીજા દિવસે તે શખ્સ હઝરત અબૂલ હસન (રહ.)ની ખિદ્‌મતમાં હાજર થયો અને હદીસ શરીફ પઢવી શરૂ કરી. સબક દરમિયાન હઝરતે ફરમાવ્યું :

'મિયાં ! આ હદીસ જે તમે પઢી તે હદીસે મુસ્તફા (સલ.) નથી !'

પેલા શખ્સે વિસ્મય પામી પૂછ્યું :

'હઝરત ! આપને કેવી રીતે ખબર પડી કે આ હદીસે મુસ્તફા (સલ.) નથી ?!'

હઝરતે ફરમાવ્યું :

'જ્યારે તમે હદીસ પઢો છો ત્યારે મારી બંને આંખો આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના મુબારક ભવાં (ભ્રમર) પર મંડાયેલી રહે છે. જ્યારે આપ (સલ.)ના ભવાં ખેંચાયેલા નિહાળું છું ત્યારે સમજી જાઉં છું કે આપ (સલ.) એનાથી બેઝાર છે !'

□

## આપ (રહ.)ના ઉચ્ચ અખ્લાક

આપ (રહ.) ફરમાવતા :

'જ્યારે કિયામતમાં મને પૂછવામાં આવશે કે દુનિયાથી શું લાવ્યો ?

તો હું કહીશ કે :

'તેં એક કૂતરાને (શયતાનને) દુનિયામાં મારો સાથી બનાવ્યો હતો. હું હમેશાં એની સંભાળ રાખતો હતો કે તે (શયતાનરૂપી કૂતરો) મને અને તારા બીજા બંદાઓને કરડે નહિ. વળી તેં મને નજાસતથી ભરેલી એક તબિઅત (નફસ અથવા મન) આપ્યું હતું. મેં આખી જિંદગી એને પાક કરવામાં વિતાવી દીધી !'

વળી ફરમાવ્યું :

'લોકો કહે છે કે, હે અલ્લાહ ! મોત વખતે અને કબરમાં અને કિયામતમાં મારી મદદ કરજે પરંતુ હું તો કહું છું કે, હે અલ્લાહ ! તું હરેક વખતે મારી ફરિયાદ સાંભળ !'[1]

## વિનમ્રતા

એક વખતે હઝરતને પોતાના મુરીદો સહિત કંઈ ખાધા વિના સાત દિવસો વિતી ગયા. એક માણસ લોટ અને બકરી લઈને આવ્યો અને કહેવા લાગ્યો કે આ બંને વસ્તુઓ હું સૂફીઓ માટે લાવ્યો છું.

હઝરતે મુરીદોને ફરમાવ્યું :

'તમારામાંથી જે કોઈ સૂફી હોય તે આ વસ્તુઓ લઈ લે ! સૂફી હોવાનો દાવો કરવાની મારી તો હિમ્મત નથી !'

મતલબ કે મુરીદોમાંથી કોઈએ પણ લીધું નહિ અને તે શખ્સ બંને વસ્તુઓ પાછી લઈ ગયો.

## પોતાના સમકાલીન બુઝુર્ગોનો આદર કરતા

એક વખતે મશહૂર બુઝુર્ગ હઝરત અબૂ સઈદ (રહ.)એ હઝરત અબૂલ હસન (રહ.)ની મુલાકાત કરીને આપથી વિદાય થતી વેળાએ હઝરત અબૂલ હસન (રહ.)ની ઈઝઝતના કારણે આપની ચોખટના પથ્થરને ચુંબન કર્યું અને તેના ઉપર પોતાની પેશાની મૂકી.

હઝરત અબૂ સઈદ (રહ.) પોતાના આ વર્તન મારફતે હઝરત અબૂલ હસન (રહ.)ને એ દર્શાવવા ચાહતા હતા કે તેઓ હઝરત અબૂલ હસન (રહ.)ના હરીફ નથી બલકે ખાદિમ સમાન છે. અને એમના માટે એમના આસ્તાનાનું ચુંબન ગર્વપાત્ર છે.

હઝરત અબૂલ હસન (રહ.)એ હઝરત અબૂ સઈદ (રહ.)ના સન્માન અને આદર જાળવવા માટે પોતાના ખાદિમોને હુકમ આપ્યો કે તે પથ્થરને ચોખટમાંથી ઊઠાવીને મેહરાબમાં લગાવી

● ૧ 'તઝકિરતુલ ઓલિયા' : પા. ૫૫

દેવામાં આવે. ખાદિમોએ હુકમનું પાલન કર્યું અને તે પથ્થરને ચોખટમાંથી કાઢીને મેહરાબમાં લગાવી દીધો.

રાત વિત્યા પછી બીજા દિવસે જોયું તો તે પથ્થર આપો-આપ પોતાના અસલ સ્થાને આવી ગયો હતો. હઝરતે ફરી પાછો મેહરાબમાં લગાડાવ્યો પરંતુ બીજે દિવસે ફરી પાછો પોતાની અસલ જગાએ આવી ગયો. ત્રીજે દિવસે પણ એમ જ થયું તો હઝરતે અબૂ સઈદ (રહ.)નો આદર જાળવવા માટે ચોખટ આગળ-નો દરવાજો બંધ કરાવી દીધો અને આવ-જા માટે બીજી જગાએ બીજો દરવાજો બનાવ્યો !

## સ્પષ્ટવક્તા

એક વખતે એક શખ્સ હઝરત ખ્વાજા (રહ.)ની પાસે આવ્યો અને કહેવા લાગ્યો :

'હઝરત ! આપ મને પોતાનું પહેરણ પહેરાવો !'

હઝરતે ફરમાવ્યું :

'પ્રથમ તુ મારા એક સવાલનો જવાબ આપ.
જો કોઈ સ્ત્રી પુરુષનાં કપડાં પહેરી લે તો તે સ્ત્રી પુરુષ બની જાય ખરી ?'

જવાબ મળ્યો :

'ના, તે સ્ત્રી પુરુષનાં કપડાં પહેરવાથી પુરુષ બની જતી નથી!'

હઝરતે ફરમાવ્યું :

'તો પછી તને મારું પહેરણ પહેરવાથી શું ફાયદો થશે ! જો તું મર્દ નથી તો પહેરણ પહેરવાથી મર્દ થઈ જવાનો નથી !'

(અલ્લાહવાળાઓની નઝરમાં અલ્લાહની રાહમાં મુજાહિદા કરનારા માણસો જ સાચા મર્દ છે; તે સિવાયના તમામ નામર્દ છે !)

## શુદ્ધ ભાવનાનો આગ્રહ

એક શખ્સે હઝરતને વિનંતી કરી :

'હઝરત મને પરવાનગી આપો કે હું ખલ્કે ખુદાને અલ્લાહ-

ની દા'વત આપું.'

આપે ફરમાવ્યું :

'અલ્લાહની તરફ દા'વત કરજો. ખબરદાર, પોતાની તરફ ન કરશો.'

પેલા શખ્સે પૂછ્યું :

'પોતાની તરફ દા'વત કેવી હોય છે?'

ફરમાવ્યું :

'પોતાની તરફનો અર્થ એ છે કે જો કોઈ બીજો શખ્સ અલ્લાહ તઆલાની તરફ દા'વત કરે અને જો તને નાખુશી થાય તો એ એની નિશાની છે કે તું પોતાની તરફ દા'વત કરે છે.'

## સખાવતની ભાવના

આપ ફરમાવે છે કે :

'દુનિયાના ચારસો દીનાર કરજ છોડીને જવું હું પસંદ કરું છું પરંતુ એને પસંદ નથી કરતો કે કોઈ માંગનારો મારી પાસે કંઈ માંગે અને હું તેની જરૂરત પૂરી ન કરું!'

## સુલતાન મહમૂદ ગઝનવી હઝરતની સેવામાં

સુલતાન મહમૂદ ગઝનવી હઝરત અબૂલ હસન (રહ.)ની ખ્યાતિ સાંભળીને આપની ઝિયારત માટે ખિર્કાન આવ્યો. શહેરની બહાર તંબૂમાં પડાવ નાંખ્યો અને એક સંદેશવાહકને હઝરતની પાસે મોકલ્યો. તેણે સંદેશવાહકને સૂચના આપતાં કહ્યું :

'હઝરત પાસે જઈને અરજ કરો કે, સુલતાન મહમૂદ પોતે આપની ઝિયારત માટે ગીઝનીથી અહીં આવ્યા છે. આપ જરા તકલીફ લઈને બાદશાહના તંબૂ સુધી તશરીફ લાવો!'

વળી આગળ સૂચના આપતાં જણાવ્યું :

'જો હઝરત અહીં આવવા માટે ના પાડે તો તેમને આ આયત શરીફ પઢી સંભળાવજો!

**અતિઉલ્લાહ વ અતિઉર્રસૂલ વ ઉલિલ અમ્રિ મિન્કુમ**

હે ઈમાનવાળાઓ! અલ્લાહની ફરમાંબરદારી કરો,
તેમ રસૂલ (સલ.)ની તાબેદારી કરો, અને તમારા-
માંના (મુસ્લિમ) હાકિમોનો પણ હુકમ માનો.[૧]

સંદેશવાહક હઝરતની ખિદમતમાં હાજર થયો અને આપને હઝરતનો સંદેશો કહ્યો.

હઝરતે ફરમાવ્યું :

'મને માફ કરો!'

સંદેશવાહકે ઉપરની આયત શરીફ પઢી સંભળાવી.

હઝરતે ફરમાવ્યું :

'જઈને મહમૂદને કહો કે હું **"અતિઉલ્લાહ"** યાને અલ્લાહની ફરમાંબરદારીમાં એટલો મગ્ન છું કે **"અતિઉર્રસૂલ"** યાને રસૂલ (સલ.)ની તાબેદારી (કરી ન શકવાના કારણે) શરમિંદગી અને શર્મસારી અનુભવું છું તો પછી "ઉલિલ અમ્ર" યાને હાકિમનો હુકમ માનવાની તો વાત જ શી કરવી?!'

સંદેશવાહકે પાછા આવીને બાદશાહને હઝરતનો જવાબ કહ્યો. બાદશાહને ખાતરી થઈ ગઈ કે એની ધારણા પ્રમાણે આ ફકીર બીજા ફકીરો જેવા નથી!

બાદશાહે જાતે હઝરતની ખિદમતમાં હાજર થવાનો નિર્ણય કર્યો. તેણે પોતાનો શાહી લિબાસ પોતાના ગુલામ અયાઝને પહેરાવ્યો અને અયાઝનો ગુલામ જેવો લિબાસ પોતે પહેર્યો. વળી દસ દાસીઓને પુરુષોનો પોશાક પહેરાવીને પોતાની સાથે લીધી. પોતે ગુલામની જેમ શસ્ત્રસજ્જ થઈને, ગુલામના સ્વરૂપમાં તેઓની સાથે હઝરતની પવિત્ર ખાનકાહમાં દાખલ થયો અને કહ્યું :

'અસ્સલામો અલૈકુમ!'

હઝરતે જવાબ આપ્યો :

'વ અલૈકુમુસ્સલામ!'

● ૧ પારો-પાંચમો, સૂરએ 'નિસાઅ', આયત-૫૯

પરંતુ હઝરત બાદશાહની તા'ઝીમ માટે ઊભા ન થયા. વળી આપે બાદશાહના વેશમાં આવેલા અયાઝ તરફ પણ બિલકુલ ધ્યાન ન આપ્યું બલ્કે ગુલામના વેશમાં આવેલા બાદશાહ તરફ જોયું તો ગુલામના વેશમાં બાદશાહે કહ્યું :

'હઝરત ! આપે બાદશાહની તા'ઝીમ ન કરી !'

હઝરતે ફરમાવ્યું :

'મિયાં ! આ તમામ જાળ, ધોકો અને ફરેબ છે !'

મહમૂદે ખિસિયાણા થઈને કહ્યું :

'હાં, તમારી વાત સાચી છે કે આ જાળ, ધોકો અને ફરેબ છે પરંતુ આપ એ જાળમાં સપડાઈ જાય એવા પંખી નથી !'

હઝરતે મહમૂદનો હાથ પકડયો અને ફરમાવ્યું :

'મારી નજીક આવો !'

મહમૂદે હઝરતની નજીક સરકીને વિનંતી કરી :

'હઝરત ! કંઈક ફરમાવો !'

આપે ઉત્તર આપ્યો :

'હે મહમૂદ ! સર્વ પ્રથમ (પુરુષોના વેશમાં આવેલી) આ નામહરમો (દાસીઓ)ને બહાર મોકલી આપો !'

બાદશાહે તરત જ ઈશારો કર્યો અને તે તમામ દાસીઓ વિના વિલંબે બહાર ચાલી ગઈ.

તે પછી મહમૂદે વિનંતીભાવે કહ્યું :

'હઝરત ! સુલતાનુલ આરિફીન હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ની કોઈ ઘટના અથવા હિકાયત અમને સંભળાવો !'

આપે ફરમાવ્યું :

'હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)એ ફરમાવ્યું છે કે— "જેણે મને જોયો તેણે બદબખ્તીથી નજાત મેળવી !"'

મહમૂદે ખૂબ જ આશ્ચર્યથી પૂછ્યું :

'શું બાયઝીદ (રહ.)નો દરજ્જો સુલતાનુલ અંબિયા સલ્લલ્લાહુ

અલૈહિ વસલ્લમના કરતાં પણ વધારે છે! અબૂ લહબ, અબૂ જહલે અને બીજા કેટલાયે કાફિરોએ આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને જોયા હોવા છતાં બદબખ્તના બદબખ્ત જ રહ્યાં!'

હઝરતે ફરમાવ્યું :

'મહમૂદ! જુઓ, અદબનો લિહાઝ રાખો. તમે તમારી ચનતરાની (હોશિયારી) તમારી પાસે રાખો. તમે જાણતા નથી કે આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને સહાબા રિદવાનુલ્લાહિ અલૈહિમ અજમઈનના સિવાય કોઈએ જોયા નથી. અને મારી વાતના સમર્થન માટે આયત શરીફ મોજૂદ છે :

'વ તરાહુમ યન્ઝુરૂન ઈલૈક વહુમ લા યુબ્સિરૂન.'

'હે મેહબૂબ (સલ.)! તું તેઓને જુએ છે કે
(જાહેરમાં) તેઓ તારી તરફ જુએ છે પરંતુ
(હકીકતમાં) તેઓ કંઈ જ જોતા નથી!'[1]

યાને અલ્લાહ તઆલા ફરમાવે છે કે :

'મારા પ્યારા રસૂલ (સલ.)! તારી અઝમત, તારી બુઝુર્ગી અને તારી શાન તેમ જ તારી નૂરાનિયતનું શું કહેવું! તારી ઉચ્ચ ઝાત કંઈ એવી ઝાત નથી અને તારી શાન કંઈ એવી શાન નથી કે જે જાહેરી આંખો વડે જોઈ શકાય! બલકે તારી ઝાત અને તારી શાન તો એવી છે કે તેને જોવા માટે દિલની આંતરિક આંખોની જરૂર છે!'

મહમૂદને હઝરતની વાત ઘણી જ પસંદ પડી. તેણે વિનંતી કરતા કહ્યું :

'હઝરત! મને કંઈક નસીહત ફરમાવો!'

આપે ફરમાવ્યું :

'હે મહમૂદ! ચાર ચીઝોનો ખ્યાલ રાખો!

● ૧ પારો ૯, સૂરએ 'અઅરાફ', આયત ૧૯૮

શરીઅતે પાકમાં મના કરવામાં આવેલી ચીઝોથી બચો !
નમાઝ બાજમાઅત પઢો !
સખાવત કરો અને
ખુદા તઆલાની મખ્લૂક પર માયા અને મહેરબાની રાખો !'

મહમૂદે અરજ કરી !

'હઝરત ! આપ મારા માટે દુઆ ફરમાવો !

ઉત્તર મળ્યો :

'હું આ દુઆ કરતો રહું છું :

'અલ્લાહુમ્મગફિર લિલ મુઅમિનીન વલ મુઅમિનાત.'

'હે અલ્લાહ ! ઈમાનવાળા મરદો અને ઈમાનવાળી
ઔરતોની મગફિરત ફરમાવ !'

મહમૂદે વિનંતી કરી :

'મારા માટે ખાસ દુઆ ફરમાવો !'

હઝરતે દુઆ ફરમાવી :

'મહમૂદ ! તારી આકિબત મહમૂદ થજો !'

મહમૂદે અશરફીઓથી ભરેલી થેલી હઝરતને ભેટ આપવા ચાહી. હઝરતે જવની રોટલીના ટુકડા મહમૂદની સામે મૂકીને ફરમાવ્યું :

'એને ખાઓ !'

ઈરશાદ પ્રમાણે બાદશાહે એક ટુકડો તોડીને મોઢામાં મૂક્યો અને ઘણા સમય સુધી ચાવતો રહ્યો પરંતુ ગળામાંથી કોળિયો નીચે ઉતરતો ન હતો.

હઝરતે પૂછ્યું :

'કોળિયો તમારા ગળામાં અટકતો હોય એમ લાગે છે !'

મહમૂદે કહ્યું :

'આપ સાચું ફરમાવો છો.'

'તો શું અશરફીઓની આ થેલી મારા ગળામાં અટકે એમ તમે ચાહો છો?! એને પાછી લઈ લો ! મેં એને તલાક આપી દીધેલી છે !'

મહમૂદે કહ્યું :

'ઠીક છે. આપ પોતાનું તબર્રૂકતો મને આપો !'

હઝરતે પોતાનું એક પહેરણ મહમૂદને આપ્યું.

વિદાય થતી વેળા મહમૂદે કહ્યું :

'આપની આ પવિત્ર ખાનકાહ ઘણી જ સરસ છે.'

હઝરતે ગમ્મતમાં ફરમાવ્યું :

'આટલી મોટી સલતનત ધરાવતા હોવા છતાં આ ફકીરની નાની સરખી ઝુંપડી પણ છીનવી લેવાનો ઈરાદો છે કે શું ?!'

મહમૂદને વિદાય કરતી વેળા હઝરત તેની તા'ઝીમના માટે ઊભા થયા.

મહમૂદે આશ્ચર્યથી પૂછ્યું :

'હઝરત ! જ્યારે હું અહીં આવ્યો ત્યારે તમે મારા તરફ ધ્યાન સુદ્ધાં ન આપ્યું ! હવે વિદાય વેળાએ આ તા'ઝીમ કેવી ! એનું કારણ મને સમજાતું નથી !'

હઝરતે એનું કારણ સમજાવતાં ફરમાવ્યું :

'તમે અહીં આવ્યા ત્યારે પોતે બાદશાહ હોવાના ગર્વ સાથે અને મારી પરીક્ષા કરવાની ભાવનાથી આવ્યા હતા; પરંતુ હવે વિદાય થતી વેળા તમે વિનમ્રતા અને દુરવેશીની ભાવના સાથે જઈ રહ્યા છો તેમ જ ફકીરીનો આફતાબ તમારા ચહેરા પર ચમકી રહ્યો છે.

તમે આવ્યા ત્યારે તમારી બાદશાહીના કારણે તા'ઝીમ માટે હું ઊભો ન થયો.

હવે વિદાયવેળાએ તમારી દુરવેશી અને ફકીરીના કારણે તા'ઝીમ માટે ઊભો થયો છું.'

અને બાદશાહ ત્યાંથી રવાના થયા.

□

સુબ્હાનલ્લાહ ! આરિફે ખુદાની એક ઘડીની સુહબતે સુલતાન મહમૂદને 'મહમૂદ' બનાવી દીધો. દુનિયાનો બાદશાહ તો હતો જ

પરંતુ ફકીરના દરવાજા પર ભીખ માંગવાથી આખિરતની બાદશાહત પણ મળી ગઈ.[1]

કોઈએ કેટલું સાચું કહ્યું છે :

તમન્ના દર્દે દિલકી હય તો ખિદમત કર ફકીરોંકી,
નહિ મિલતા યહ ગૌહર બાદશાહોં કે ખઝીનોંમેં.

## કરામતો

અબૂલ અમ્ર અબૂ અબ્બાસ (રહ.) એક દિવસે હઝરતની પાસે આવ્યા. હઝરતની પાસે પાણીથી ભરેલું એક વાસણ મૂકેલું હતું. હઝરત અબૂ અમ્ર અબૂ અબ્બાસ (રહ.)એ પોતાનો હાથ તે પાણીમાં નાંખી તેમાંથી એક જીવતી માછલી કાઢી અને હઝરતની સામે મૂકી.

હઝરતે તરત જ પોતાની પાસે ધગધગતી ભઠ્ઠીમાં હાથ નાંખ્યો અને તેમાંથી જીવતી માછલી કાઢીને મૂકી!

પછી ફરમાવ્યું :

'પાણીમાંથી જીવતી માછલી કાઢવું આસાન છે. આગમાંથી કાઢે તો જાણું.'

હઝરત અબૂ અમ્ર અબૂ અબ્બાસ (રહ.)એ કહ્યું :

'આવો, આપણે બંને આ ધગધગતી ભઠ્ઠીમાં કૂદીએ! જોઈએ કોણ જીવતું બહાર આવે છે!'

હઝરતે ફરમાવ્યું :

'આવો આપણે બંને પોતાની નેસ્તીમાં ડૂબકી મારીએ! જોઈએ કે તેની હસ્તીની સાથે જીવંત થઈને કોણ નીકળે છે!'

આ સાંભળીને હઝરત અબૂ અમ્ર અબૂ અબ્બાસ (રહ.) ખામોશ થઈ ગયા!

## લૂંટારાઓથી હિફાઝત

એક વખતે કેટલાક લોકો મુસાફરીએ જવાની તૈયારીમાં હતા. તેઓ હઝરતને કહેવા લાગ્યા :

1 'બુસ્તાનુલ આરિફીન' : પા. ૩૫૧

'હઝરત ! રસ્તો ખોફનાક છે. આપ અમને કોઈ એવી દુઆ બતાવો કે જેની બરકતથી અમે આફત બલાથી સુરક્ષિત રહીએ !'

આપે ફરમાવ્યું :

'જ્યારે કોઈ આફત કે બલા આવે ત્યારે અબૂલ હસનને યાદ કરજો !'

તે લોકોને આ વાતમાં પૂરતો યકીન બેઠો નહિ. તેઓ મુસાફરીએ ઉપડી ગયા. રસ્તામાં ખરેખર લૂંટારાઓએ આવીને તેઓને ઘેરી લીધા. સૌનો માલ-સામાન છીનવીને ભાગી જવાની તૈયારીમાં જ હતા કે તેઓમાંથી એક મુસાફરે હઝરતને યાદ કર્યા. યાદ કરતાંની સાથે જ તે મુસાફર લૂંટારાઓની નઝરથી ગાયબ થઈ ગયો. તેનો માલ-સામાન પણ ગાયબ થઈ ગયો. આ બનાવથી લૂંટારાઓ પણ હેરતમાં પડી ગયા. અને એક સિવાયના બાકીના બધાંનો માલ-સામાન લૂંટીને ચાલતા થયા.

લૂંટારાઓના ચાલ્યા જવા પછી પેલો મુસાફર બીજા મુસાફરોને દેખાયો. તે બિલકુલ સહીસલામત હતો. બધા પૂછવા લાગ્યા કે,

'તું કેવી રીતે બચી ગયો ?!'

તેણે કહ્યું :

'મેં હઝરતની નસીહત પર અમલ કર્યો. જેવા મેં હઝરતને યાદ કર્યા કે તરત જ હું લૂંટારાઓની નઝરથી ગાયબ થઈ ગયો !'

જ્યારે તેઓ પ્રવાસેથી પાછા ફર્યા ત્યારે હઝરતની ખિદમતમાં હાજર થઈ કહેવા લાગ્યા :

'હઝરત ! ખુદાના વાસ્તે દર્શાવો કે એમાં શું ભેદ છે ! અમે સર્વે ખુદાયે તઆલાને પુકારતા રહ્યા છતાં બચી શક્યા નહિ જ્યારે આ શખ્સે આપને યાદ કર્યા તો એ બચી ગયો !'

હઝરતે ફરમાવ્યું :

'ભાઈઓ! તમે હક તઆલાને માત્ર ઝબાનથી પુકારો છો, દિલના ઊંડાણમાંથી પુકારતા નથી. અને અબૂલ હસન દિલથી, બલ્કે દિલના પણ દિલથી હક તઆલાને પુકારે છે. એટલે તમે અબૂલ હસનને પુકારો કે જેથી અબૂલ હસન તમારા માટે ખુદાયે બરતર અને બાલાને યાદ કરે. અને તમે પોતાના મકસદમાં કામિયાબ થઈ જાઓ! જો તમે તેને દિલથી પુકારવાના બદલે ઝબાનથી હઝાર વખત પણ પુકારશો તો કંઈ ફાયદો ન થશે.'[1]

## જોડાની બરકત

બગદાદમાં અઝુદુદ્દૌલા નામનો એક વઝીર હતો. તેના પેટમાં અસહ્ય દુખાવો થતો હતો. ભલભલા હકીમો અને તબીબોએ ઈલાજ કર્યો પરંતુ દુખાવો દૂર ન થયો!

કેટલાક લોકો હઝરતની પાસેથી આપના મુબારક જોડા લઈ આવ્યા અને વઝીરના પેટ ઉપર ઘસ્યા. હક સુબ્હાનહૂ વ તઆલાએ તેને તરત જ તંદુરસ્તી આપી.

## વાયદા પ્રમાણે વફાત પછી પણ પધાર્યા

મુહમ્મદ બીન હુસૈન (રહ.) કહે છે કે, તેઓ બીમાર હતા અને જાન નીકળવાના ગમમાં ખૂબ જ ગમગીન હતા ત્યારે હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.) તશરીફ લાવ્યા અને ફરમાવ્યું:

'હે મુહમ્મદ બીન હુસૈન! ગભરાઓ છો શાને? ખુદાપાકના ફઝલથી તમે સાજા થનાર છો. મોતથી હરગીઝ ડરશો નહિ. જુઓ! જો તમારા કરતાં ત્રીસ વરસ પહેલાં પણ મારો ઈન્તેકાલ થઈ જશે તો ઈન્શાઅલ્લાહ તમારા મોતના સમયે હું હાજર થઈ જઈશ!'

હઝરત મુહમ્મદ બીન હુસૈન (રહ.) તે પછી સાજા થઈ ગયા અને કેટલોક સમય પછી હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)નો ઈન્તેકાલ થઈ ગયો. આપ (રહ.)ના ઈન્તેકાલને જ્યારે ત્રીસ વરસ

● ૧ 'બૂસ્તાનુલ આરિફીન' પા. ૩૫૨, 'તઝકિરતુલ ઓલિયા' પા. ૧૧૧

વિતી ગયાં ત્યારે મુહમ્મદ બીન હુસૈનના ઈન્તેકાલની ઘડી નજીક આવી. મોતના અંતિમ સમયે તેઓ એકાએક બિછાનામાંથી અદબ-પૂર્વક ઊભા થઈ ગયા અને કહેવા લાગ્યા :

'વ અલૈકુમુસ્સલામ! પધારો! ભલે પધારો!'

એમના પુત્રે આશ્ચર્યથી પૂછ્યું :

'અબ્બાજાન! આપ કોને નિહાળો છો?!'

ઉત્તર મળ્યો :

'બેટા! હઝરત શૈખ અબૂલ હસન ખિર્કાની (રહ.) ઘણા લાંબા સમય પછી પોતાના વાયદા પ્રમાણે તશરીફ લાવ્યા છે. તેઓ એટલા માટે પધાર્યા છે કે જેથી હું મોતથી ન ડરું. વળી એમની જોડે જવાંમર્દોની એક નૂરાની જમા'ત પણ આવી છે!'

આટલું કહેતાંની સાથે એમની રૂહ આખેરત તરફ પ્રયાણ કરી ગઈ!

ઈન્ના લિલ્લાહિ વા ઈન્ના ઈલૈહિ રાજિઉન

## પળવારમાં ક્યાંથી ક્યાં!

હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)ના એક મુરીદે આપને અરજ કરી :

'હઝરત! મને પરવાનગી આપો તો હું લેબેનોનના પર્વત ઉપર જાઉં અને ત્યાં કુત્બે આલમની ઝિયારત કરું!'

હઝરતે તેને પરવાનગી આપી. તે મુરીદ લાંબો અને મુશ્કેલ પ્રવાસ કરીને કેટલાયે દિવસો પછી મહામુસીબતે લેબેનોનના પર્વત ઉપર પહોંચ્યો!

તેણે જોયું કે ત્યાં ઘણાં લોકો ઊભા છે અને તેઓની સામે એક જનાઝો મૂકેલો છે. પરંતુ તેઓ ન બેસે છે ન જનાઝાની નમાઝ પઢે છે બલકે કોઈના આવવાની રાહ જોતાં હોય એમ લાગતું હતું. પેલા મુરીદે આશ્ચર્ય પામી એનું કારણ પૂછ્યું.

લોકોએ તેને જણાવ્યું :

'અહીં પાંચે વખતની નમાઝની ઈમામત કુત્બે આલમ કરે છે. અમે તેમની રાહ જોઈએ છીએ. જનાઝાની નમાઝ પણ તેઓ જ પઢાવશે.'

કુત્બે આલમના આવવાની વાત સાંભળીને તે મુરીદ ખૂશ થઈ ગયો. તેને આપની મુલાકાત કરવાની ભારે આતુરતા હતી. એટલામાં લોકો સફ બાંધીને ઊભા થઈ ગયા. પેલા મુરીદે ધ્યાનથી ઈમામ તરફ જોયું તો તેના આશ્ચર્યની કોઈ સીમા ન રહી કારણ કે તેઓ બીજા કોઈ નહિ બલકે ખુદ હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.) હતા! આ જોઈ તે મુરીદના દિલમાં એવો ભય વ્યાપી ગયો કે તે બેહોશ થઈને ઢળી પડચો.

મોડેથી જ્યારે તે હોશમાં આવ્યો ત્યારે લોકો જનાઝાને દફન કરી ચૂક્યા હતા અને હઝરત પણ ત્યાંથી રવાના થઈ ગયા હતા. મુરીદે મનમાં વિચાર કર્યો કે કદાચ મને ભ્રમ થઈ ગયો હશે. હઝરતને બદલે કોઈ બીજા જ ઈમામ હોવા જોઈએ.

તેણે લોકોને પૂછ્યું :

'જેમણે જનાઝાની નમાઝ પઢાવી તે કોણ બુઝુર્ગ છે અને એમનું નામ શું છે?'

ઉત્તર મળ્યો :

'તેઓ કુત્બે આલમ હતા. એમનું નામ અબૂલ હસન ખિર્કાની છે.'

મુરીદે પૂછ્યું :

'હવે ફરી તેઓ આવશે યા નહિ?'

'હાં, નમાઝના સમયે આવશે.'

મુરીદ આતુરતાથી આપની રાહ જોવા લાગ્યો. જ્યારે નમાઝનો સમય થયો ત્યારે હઝરત તશરીફ લાવ્યા. અને ઈમામત કરી. નમાઝ પછી મુરીદ આગળ વધ્યો, આપને સલામ કરી અને આપનો દામન પકડી લીધો પરંતુ ખોફના કારણે આખું શરીર થરથર ધ્રૂજતું હતું. તે મુખથી કંઈ કહી

શકયો નહિ.

હઝરત તેને પોતાની સાથે લઈને પળવારમાં લેબેનોનના પર્વત ઉપરથી ખિફાન પહોંચી ગયા પરંતુ આપે તેનાથી વચન લીધું કે :

'જે બાબત તેં અહીં જોઈ છે તે કોઈને કહીશ નહિ. મેં અલ્લાહથી અહદ કર્યો છે કે મને લોકોથી છૂપો રાખે અને મારા મરતબાને હઝરત બાયઝીદ (રહ.) સિવાય કોઈ લોકો જાણે નહિ કારણ કે હકીકતમાં હઝરત બાયઝીદ (રહ.) જીવંત છે.'

## અલ્લાહવાળાઓની બેઅદબીનો બદલો

હઝરત અબ્દુલ્લાહ અનસારી (રહ.) ફરમાવે છે :

'મારા ઉપર એક ગુનાહનો આરોપ મૂકવામાં આવ્યો અને તેના કારણે મને ગિરફતાર કરવામાં આવ્યો. મારા પગોમાં બેડીઓ પહેરાવીને મને બલ્ખ લઈ જવામાં આવ્યો. રસ્તામાં હું વિચારતો રહ્યો કે–

'મારા પગે એવો તે કયો ગુનો કર્યો હશે કે જેના કારણે એને બેડીઓ વડે જકડવામાં આવ્યા છે!

'જ્યારે હું બલ્ખ પહોંચ્યો તો જોયું લોકો પોતપોતાના મકાનોના ઓટલાઓ ઉપર પથ્થરો લઈને મને મારવા માટે ઊભા છે!'

તે વખતે મને ઈલ્હામ થયો—

'તેં ફલાણા દિવસે હઝરત અબૂલ હસન ખિકાનીનો મુસલ્લો પાથરતી વખતે મુસલ્લા ઉપર પગો મૂકયા હતા. તેની જ આ સઝા છે!'

'મેં તરત જ તૌબા કરી. તૌબા કરતાંની સાથે જ મેં જોયું કે, લોકોના હાથોમાં પથ્થરો જેમના તેમ રહી ગયા. તેઓ મને મારી શકયા નહિ. મારા પગની બેડીઓ આપોઆપ તૂટી ગઈ. તે પછી મને છોડી મૂકવા માટે હાકીમનો હુકમ આવ્યો અને મને મુક્ત કરવામાં આવ્યો.'

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે:

અઝ ખુદા ખ્વાહીમ તવફીકે અદબ,

અમે ખુદાથી અદબની તૌફીક માંગીએ છીએ,

બે અદબ મેહરૂમ માન્દ અઝ ફઝલે રબ.

(કારણ કે) બે અદબ ખુદાના ફઝલથી વંચિત રહે છે.

### ...તો કયામત સુધી રોટલીઓ મળતી રહેતે!

એક વખતે હઝરત શૈખ અબૂ સઈદ (રહ.) પોતાના કેટલાક મુરીદો સાથે હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)ને ત્યાં મહેમાન આવ્યા. સંજોગવસાત્ તે વેળા આપને ત્યાં થોડીક રોટલીઓ જ હતી.

આપે ખાદિમને ફરમાવ્યું કે,

> 'રોટલીઓ પર ચાદર ઢાંકી દો અને ચાદર નીચેથી જેટલી જરૂરત હોય એટલી રોટલીઓ કાઢીને મહેમાનો સામે મૂકતા જાઓ!'

તે વખતે દસ્તરખ્વાન ઉપર મહેમાનો ઘણા હતા અને ખાદિમ રોટલીઓ લાવી લાવીને સતત મૂકતો જતો હતો પરંતુ આપના ફરમાવવાના કારણે અલ્લાહે તે ચાદરમાં એવી બરકત ફરમાવી કે તેમાંથી સતત રોટલીઓ કાઢતા રહેવા છતાં ઓછી થતી ન હતી!

એક વખતે રોટલી કાઢતી વખતે ખાદિમે ચાદર ઊંચકી તો એક રોટલી પણ તેના નીચેથી મળી નહિ. હઝરતને ખબર પડી તો આપે ફરમાવ્યું:

> 'તમે મોટી ભૂલ કરી! જો ચાદર ન ઊંચકતે અને કયામત સુધી એમાંથી રોટલીઓ કાઢતા રહેતે તો પણ રોટલી ઓછી ન થતે!'

## જમીન અને આસમાન ઝૂમવા લાગ્યા

હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.) કદાપિ સિમાઅ[1] સાંભળતા ન હતા. છતાં ભોજન પછી હઝરત અબૂ સઈદ (રહ.)એ સિમાઅની પરવાનગી માંગી તો આપે પરવાનગી આપી દીધી. શાઈરોએ અશ્આર પઢવા શરૂ કર્યા. શૈખ અબૂ સઈદ (રહ.)એ હઝરતને કહ્યું :

'આ ઊભા થવાનો સમય છે.'

હઝરત ઊભા થઈ ગયા અને ત્રણ વખત પોતાની બાંય ઝાટકી અને સાત વખત પોતાના પગ જમીન ઉપર અફાળ્યા. તરત જ ખાનકાહની દીવાલો હાલવા લાગી !

શૈખ અબૂ સઈદ (રહ.)એ આપને કહ્યું :

'હઝરત થોભી જાઓ ! મકાનો જમીન પર ધસી જશે ! હું અલ્લાહની કસમ ખાઈને કહું છું કે આપની જોડે જમીન અને આસમાન પણ ઝુમી રહ્યાં છે !'

હઝરતે ફરમાવ્યું :

'સિમાઅ તે શખ્સના માટે મુબાહ છે જેને આસમાનથી લઈને અર્શ સુધીનો અને જમીનથી લઈ પાતાળ સુધીનો વ્યાપક વિસ્તાર દેખાતો હોય અને જેની નજર સામેથી તમામ આવરણો ઊઠાવી લેવામાં આવ્યા હોય !'

## અસહ્ય વેદના

એક વખતે હઝરત અબૂ સઈદ (રહ.) અને હઝરત અબૂલ હસન (રહ.) બંનેએ આપસમાં પોતાના 'કબ્ઝ' અને 'બસ્ત' બદલ-બદલ કરવાનું નક્કી કર્યું. બંને બુઝુર્ગો એકબીજાને ભેટયા કે તરત જ બંનેની હાલત બદલાઈ ગઈ.

હઝરત અબૂ સઈદ (રહ.) પોતાના ઘેર ગયા અને આખી રાત ઘૂંટણ ઉપર માથું મૂકીને રડતા રહ્યા !

● ૧ સિમાઅ : સમજૂતી માટે જુઓ 'મેઅમારુસ્સુલૂક' પા. ૧૩૨

આ તરફ હઝરત અબૂલ હસન (રહ.) આખી રાત ના'રા મારતા રહ્યા અને વજદની હાલતમાં રહ્યા!

સવારે હઝરત અબૂ સઈદ (રહ.) હઝરત અબૂલ હસન (રહ.)ની પાસે આવીને કહેવા લાગ્યા:

'મારો ખિરકો મને પાછો આપી દો. આ અસહ્ય વેદના અને ગમ બરદાસ્ત કરવાની મારામાં શક્તિ નથી!'

હઝરતે ફરમાવ્યું:

'બિસ્મિલ્લાહ.'

ફરી બંને બુઝુર્ગો ભેટયા અને તરત જ બંને પોતાની અસલી હાલત પર આવી ગયાં!

### કશ્ફ

એક રાત્રે આપે લોકોને કહ્યું કે,

'અત્યારે ફલાણા જંગલમાં ડાકૂઓએ એક કાફલાને લુંટી લીધો છે અને કાફલાના ઘણા લોકોને ઘાયલ કર્યા છે!'

તે પછી લોકોએ આ બાબતમાં તપાસ કરી તો ખરેખર તે જ દિવસે અને તે જ વખતે કાફલો લુંટવામાં આવ્યો હતો અને કાફલાના ઘણા લોકોને ડાકૂઓએ ઘાયલ પણ કર્યા હતા!

પરંતુ નવાઈની વાત એ છે તે જ રાતે ખુદ હઝરતના પુત્રને કતલ કરીને, માથું કાપીને, અલગ કરીને, કોઈ હઝરતના દરવાજાની ચોખટ પર મૂકી ગયા હતા છતાં હઝરતને એ બનાવની બિલકુલ જાણ થઈ ન હતી!

જ્યારે આપની બીવીને આ બંને બનાવોની જાણ થઈ તો તે આપની વિલાયતનો ઈન્કાર કરીને કહેવા લાગી:

'એવા માણસની બિલકુલ વાત કરવી ન જોઈએ જેને દૂરની વાતોની જાણ થઈ જાય અને પોતાના દરવાજા આગળ બનતી ખીનાની ખબર સુદ્ધાં ન પડે!'

હઝરતે બીબીને એનું કારણ દર્શાવતા ફરમાવ્યું:

'એનું કારણ એ છે કે જે વખતે ડાકૂઓએ જંગલમાં

કાફલાને લુંટચો અને કાફલાવાળાઓને ઘાયલ કર્યા તે વખતે મારી નજર આગળથી તમામ હિજાબ (પરદા) ઊઠાવી લેવામાં આવ્યા હતા પરંતુ જે વખતે પુત્રને કતલ કરીને તેનું માથું દરવાજા આગળ મૂકવામાં આવ્યું તે વખતે મારી નજર સામે હિજાબ બાકી હતા એટલે મને એ બનાવની ખબર ન પડી!'

## હરેક કામમાં કરામત

હઝરતે ફરમાવ્યું :

'મારા હરેક કામમાંથી કરામત જાહેર થાય છે, એટલે સુધી કે જ્યારે હું હાથ લાંબો કરું છું તો હવા મારા હાથમાં સોનાના કણોની જેમ દેખાય છે! એ સર્વ એટલા માટે છે કે ક્યારેય મેં હવામાં કરામત જાહેર થવાના વિચારે હાથ લાંબો કર્યો નથી અને ન કોઈ કામ કરતી વેળા મને કરામત જાહેર કરવાનો વિચાર આવે છે.

'જ્યારે કોઈ શખ્સ કરામત જાહેર કરવાના વિચારે કોઈ કામ કરે છે અને કરામત જાહેર થવાનો શોખ ધરાવે છે ત્યારે તેના માટે અલ્લાહ તઆલા કરામતના દરવાજા બંધ કરી દે છે અને પોતાની દરગાહથી દૂર કરે છે.'

વળી આગળ ફરમાવ્યું :

'કરામત એનું નામ છે કે જો સૂફી પથ્થરથી કોઈ વાત પૂછે તો તે પણ જવાબ આપે!'

## તમામ વાતો યાદ છે

હઝરતે ફરમાવ્યું :

'જ્યારે હું ચાર મહિનાનો મારી માતાના પેટમાં હતો ત્યારથી લઈ આજ સુધીની તમામ વાતો મને યાદ છે અને જ્યારે હું દુનિયાથી ચાલ્યો જઈશ ત્યારે પણ કયામત સુધી લોકોને હાલ બયાન કરીશ.'

## વફાત

આપે એક વાર નિદા (સદા) સાંભળી :

'હે અબૂલ હસન ! તું મુન્કર અને નકીરથી કેમ ડરતો નથી !'

ઉત્તર આપ્યો :

'હું મર્દોથી ડરતો નથી જેવી રીતે ઊંટ ઘંટડીના રણકારથી ડરતું નથી.'

ફરી પાછી નિદા (સદા) સાંભળી :

'તું કિયામત અને એની તકલીફોથી કેમ નથી ગભરાતો !!'

ઉત્તર આપ્યો :

'મેં નિર્ધાર કરી લીધો છે જ્યારે તું લોકોને હશ્રના મેદાનમાં બોલાવશે અને મને માટીમાંથી ઉઠાવશે ત્યારે પોતાની અબૂલ હસનીના લિબાસને ઉતારીને વેહદાનિયતના સમુદ્રમાં ડૂબકી મારીશ કે જેથી તમામ વાહિદી વાહિદ થઈ જાય અને અબૂલ હસન ન હોય. જ્યારે ખુદ અબૂલ હસન જ ન હશે તો અઝાબના ફરિશ્તાઓ એના પર કેવી રીતે અઝાબ કરી શકે !'

□

એક વખતે આપે દુઆ કરી :

'હે અલ્લાહ ! મોત વેળા મારી પાસે રૂહ કબ્ઝ કરવા માટે મલકુલ મોતને મોકલીશ નહિ કારણ કે ન મેં મલકુલ મોત કનેથી રૂહ મેળવી છે ન તેને આપીશ. મેં રૂહ તારી કનેથી મેળવી છે અને તને જ પાછી સોંપીશ. હું તારી અમાનત બીજાને સોંપવાનું હરગીઝ પસંદ કરતો નથી !'

□

જ્યારે આપના ઈન્તેકાલનો વખત નજીક આવ્યો તો આપે ફરમાવ્યું :

'મને જમીનમાં ત્રીસ ગઝ નીચે દફન કરજો કારણ કે અહીંની (ખિર્કાનની) જમીન બુસ્તામની જમીનના કરતાં

ઊંચી છે અને મારી કબર હઝરત બાયઝીદ (રહ.)ની કબરના કરતાં ઊંચી હોવી ઘણી મોટી બેઅદબી છે !'

□

હિજરી સન ૪૨૪ યા ૪૨૫માં આશૂરાના દિવસે શનિવાર યા મંગળવારના દિવસે આપનો ઈન્તેકાલ થયો.

'ઈન્નાલિલ્લાહિ વઈન્ના ઈલૈહિ રાજિઊન.'

આપની વફાત પછી લોકોએ આપની વસીયત પ્રમાણે જમીનમાં ત્રીસ ગઝ નીચે દફન કર્યા. આપની વફાતના બીજા દિવસે વીજળી ચમકી અને તે પછી આપના મઝાર આગળ એક સફેદ પથ્થર મૂકેલો જોવામાં આવ્યો અને મઝારની નજીક સિંહનાં પગલાંની છાપ પડેલી જણાઈ. જેનાથી એવું જણાયું કે પથ્થર કદાચ સિંહ લાવ્યો છે. કેટલાકોનું કહેવું છે કે લોકોએ ઘણી વેળા આપના મઝારની આસપાસ સિંહને ફરતો જોયો છે.

વળી એ વાત પણ લોકોમાં મશહૂર છે કે આપે ફરમાવ્યું હતું કે :

'જે કોઈ મારી કબરના પથ્થર ઉપર હાથ મૂકીને દુઆ માંગશે અલ્લાહ તેની દુઆ કબૂલ કરશે.'

અનુભવથી પણ આ વાત સાચી હોવાનું જણાય છે.[૧]

□

રિવાયત છે કે કેટલાક લોકોએ વફાત પછી આપને ખ્વાબમાં જોઈને પૂછ્યું :

'અલ્લાહ તઆલાએ આપની જોડે શું મામલો ફરમાવ્યો ?'

આપે ફરમાવ્યું :

'મારું આમાલનામું મારા હાથમાં આપ્યું તો મેં કહ્યું કે—

હે અલ્લાહ ! તું મને આમાલનામામાં મશગૂલ કરવા ચાહે છે !! જોકે જે સમયે મેં અમલો કર્યાં છે, તેના પણ આગળથી તું જાણતો હતો કે હું શું અમલો કરનાર છું ! મારું આ'માલનામું કિરામન કાતિબીનને સોંપ કે તેઓ

● ૧ 'તઝકિરતુલ ઔલિયા' : પા. ૧૫૯

એને વાંચ્યા કરે અને મને એ ઝંઝટમાંથી મુક્તિ આપ કે જેથી હું સતત તારી જોડે વાતો કરતો રહું!'

□

## બોધ વચનો

ત્રણ ચીઝોની હદ કે છેડો મને જણાયાં નથી!

૧ આં હઝરત (સલ.)ના મર્તબા અને દરજ્જાઓના;

૨ નફ્સના મક્રના;

૩ મઅરિફતના.

□

સુખ અને ચેન મેં એકલતામાં મેળવ્યું.
સલામતી મેં ખામોશીમાં મેળવી.

□

મારા દિલમાં નિદા આવી:

'હે અબૂલ હસન!
મારા ફરમાન ઉપર કાયમ રહો કારણ કે હું જીવંત છું અને કદાપિ મરીશ નહિ. તેમ જ તને પણ એવી જિંદગી અર્પણ કરીશ કે એનો કોઈ અંત ન હશે.'

□

જે કોઇ જવાંમર્દો (અલ્લાહવાળાઓ)ની સુહબતમાં બેઠો તે હક્ક સુબ્હાનુહૂ વ તઆલાની સુહબતમાં બેઠો.

□

જ્યારે મારી ઝબાન હક્ક સુબ્હાનુહૂ વ તઆલાની તૌહિદમાં અને ઝિક્રમાં કુશાદહ થઈ ત્યારે આસમાનો અને જમીનોને મારી ફરતે ફરતા મેં નીહાળ્યા પરંતુ મખ્લૂક એ વાતથી અજાણ છે.

□

આલિમ ઈલ્મમાં વધારો ચાહે છે;
ઝાહિદ ઝુહદમાં વધારો ચાહે છે;
પરંતુ અબૂલ હસન એ ફિકરમાં રહે છે કે કોઈ મુસલમાન ભાઈના દિલને કોઈ પ્રકારે ખૂશી પહોંચાડે.

□

બની ઈસરાઈલમાં એક શખ્સ આખું વર્ષ સિજદામાં રહેતા હતો!

બીજો શખ્સ બે વર્ષ સુધી સિજદામાં રહેતો હતો!

પરંતુ સુબ્હાનલ્લાહ!

અવલોકન અને અનુભવથી જાણવા મળ્યું છે કે હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ.)ની ઉમ્મતના બંદાની એક ઘડીની ફિક્ર બની ઈસરાઈલના આબિદોના આખા વરસના સિજદા બરાબર છે.

□

ધરતીના પટ ઉપર અલ્લાહના કેટલાક બંદાઓના દિલમાં તોહિદની કૂવ્વત અને નૂર વડે એવી તજલ્લી રોશન છે કે જો અર્શે આ'લાથી લઈ તહતુસ્સરા (પાતાળ) સુધી જે કંઈ છે તે તમામે તમામના ઉપર એ તજલ્લી રોશન થઈ જાય તો એ તજલ્લીની (જ્વાળા) સૌને એવી રીતે સળગાવી દે જેવી રીતે આગ પંખીની પાંખોને સળગાવી દે છે!

□

ઓલિયાના (દિલોમાં) જે કંઈ છે તેમાંથી જરાક જેટલુંયે એમના મુખ વાટે બહાર નીકળી જાય તો તમામ જમીન અને આસમાનની મખ્લૂક ગભરાઈ જાય!

□

રૂહની મિસાલ એક એવા પક્ષી જેવી છે
જેની એક પાંખ પૂર્વમાં છે અને
બીજી પાંખ પશ્ચિમમાં છે;
જેના પગો પાતાળમાં છે, અને
માથું ત્યાં છે જેની નિશાની બેનિશાની છે!

□

દોસ્ત જ્યારે પોતાના દોસ્તની પાસે હાજર થાય છે ત્યારે
દોસ્તના દર્શનમાં એવો ડૂબી જાય છે કે
પોતાની ઝાતને પણ ભૂલી જાય છે.

□

જવાંમર્દો (અલ્લાહની રાહમાં મુજાહિદા કરનારાઓ)ની આંખો આલમે ગયબના તરફ મંડાયેલી રહે છે કે જેથી જે ચીઝોનો સ્વાદ અંબિયા (અલૈ.) તેમ જ ઓલિયા (રહ.)એ ચાખ્યો છે તે ચીઝો તેઓના દિલોપર પણ નાઝિલ થાય અને તેઓ પણ એ મુબારક ચીઝોનો સ્વાદ ચાખે.

□

ત્રણ જમાએ ઓલિયા અલ્લાહથી ફરિશ્તાઓ પણ હૈબત અને વહ્શત ધરાવે છે:

૧ મલકુલ મૌત રૂહ કબ્ઝ કરતી વખતે;
૨ કિરામન કાતિબીન (આમાલ) લખતી વખતે; અને
૩ મુન્કર નકિર (કબરમાં) સવાલ પૂછતી વખતે.

□

જિંદગી એવી રીતે વિતાવો કે કિરામન કાતિબીન પાછાં ચાલ્યા જાય. એ ન બની શકે તો એવી રીતે તો જરૂર વિતાવો કે રાતના સમયે તેમના હાથમાંથી આ'માલનામું લઈને તેમાંથી જેને ચાહો તેને ભૂંસી નાંખો અને ચાહો તે લખી લો. એ પણ ન બની શકે તો સૌથી અદના દરજ્જો એ છે કે તમે એવા તો બની જાઓ કે જ્યારે ફરિશ્તાઓ હક તઆલાની હુઝૂરમાં તમારી કનેથી પાછાં જાય તો અર્ઝ કરે કે–

'તેણે નેકી કરી છે અને બદીથી દૂર રહ્યો છે.'

□

હક જલ્લ શાનુહૂ હરેક મો'મિનને ચાલીસ ફરિશ્તાઓની હૈબત અને રોબ અતા ફરમાવે છે. અને એ તો કમતર દરજ્જો છે.

વળી એ હૈબતને લોકોથી ગુપ્ત રાખે છે, જેથી લોકો એનાથી હળેમળે.

□

જે દિલ અલ્લાહ તઆલાના દર્દમાં પરોવાયું,
સુબ્હાનલ્લાહ ! તે દિલતો ખૂબ જ મુબારક છે;
કારણકે એ દર્દની શિફા અલ્લાહ તઆલા છે.

□

જ્યાં સુધી તું દુનિયાની ઇચ્છા કરતો રહેશે
ત્યાં સુધી દુનિયા તારા ઉપર બાદશાહ રહેશે
જ્યારે તું દુનિયાથી મુખ ફેરવી લેશે
ત્યારે તું દુનિયા ઉપર બાદશાહ બનશે.

□

વખતથી પહેલાં તારી પાસે નમાઝ માંગવામાં આવતી નથી,
વખતથી પહેલાં તું પણ રોઝી ન માંગ!

□

જવાંમર્દી રૂપી મહા નદીમાંથી ત્રણ ઝરણાં વહે છે:

૧ સખાવત;
૨ ખલ્કે ખુદાપર શફકત;
૩ ખલ્કે ખુદાથી બેપરવાઈ અને ખાલિકની પરવા તેમજ આશનાઈ.

□

જ્યારે કોઈ બંદો નેકીઓનો ઝિક્ર કરે છે ત્યારે એક સફેદ નૂરાની વાદળ આવે છે અને તેમાંથી તેના ઉપર રહમત વરસે છે.

જ્યારે અલ્લાહ જલ્લ જલાલુહૂનો ઝિક્ર કરે છે ત્યારે એક લીલું વાદળ આવે છે અને તેમાંથી તેના ઉપર ઈશ્કની વર્ષા થાય છે જેનાથી તે ઝાકિરનું દિલ અને તેના દિલની ખેતી હરીભરી (લીલીછમ) થઈ જાય છે.

□

શયતાનથી મઝહબને એટલું નુકસાન પહોંચતું નથી જેટલું નુકસાન (નીચે જણાવેલા બે પ્રકારના) માણસોથી થાય છે!

૧ હિર્સ (લોભ–લાલચ) ધરાવનાર આલિમથી; અને
૨ બેઈલ્મ (જાહિલ) ઝાહિદથી.

□

મો'મિનની ઝિયારત કરવી સો હજજના સવાબ બરાબર છે. મો'મિનની ઝિયારત કરવી હઝાર દિનાર સદકો કરવા કરતાં બેહતર છે;

માટે જ્યારે (તને) મો'મિનની ઝિયારત નસીબ થાય તો ચોક્કસ માનજો કે અલ્લાહ પાકે તારા ઉપર રહમત ફરમાવી છે.

□

રડો વધારે, હસો ઓછું;
ચૂપ રહો વધારે, બોલો ઓછું;
ખૈરાત કરો વધારે, ખાઓ-ઊંઘો ઓછું.

□

લોકો જોડે વિનમ્રતા અને મિલનસારીથી રહેવું જોઈએ.

હુઝૂર (સલ.)ની પયરવી અને ઇત્તિબા આદાબની સાથે હોવી જોઈએ.

અલ્લાહ પાકની (ફરમાંબરદારી) પાકીની સાથે હોવી જોઈએ;

કારણ કે તે પાક છે અને પાક લોકોને ચાહે છે.

□

ભલેને આખી દુનિયા તારી પાસે હોય પણ જો તારું દિલ ખુદામાં મગ્ન હશે તો એ તને નુકસાન ન કરશે;

ભલેને તું કિંમતી લિબાસ ધારણ કરે કે કંતાનનો (મામૂલી) લિબાસ ધારણ કરે અને તું મુફલિસ હોય પણ જો તારું દિલ ખુદામાં મગ્ન ન હશે તો એ કંતાનથી તને કંઈ ફાયદો ન થશે.

□

લોકો માત્ર સવાર-સાંજ ઈબાદત કરીને કહેતા ફરે છે કે અમે તે પાક ઝાતની તલાશમાં છીએ!

હે ભાઈ! તે પાક ઝાતની તલાશ પ્રત્યેક પળે કરતાં રહેવું એ જ ખરી તલાશ છે.

બે, પાંચ, કે સાત વખત તલાશ કરવાથી મળી જાય એવી એ પાક ઝાત નથી.

□

ધરતી પરના પ્રવાસીના પગમાં છાલાં પડે છે;

આકાશમાં ઊડનારાના ઉરમાં ઉઝરડાં પડે છે.

□

જો પોતાની આખી ઉંમરમાં એક વખત પણ તેં પોતાના ખુદાને નારાઝ કર્યો હોય તો તારા માટે જરૂરી છે કે તું પોતાની બાકીની આખી જિંદગી એની માફી માટે રડતો રહે કારણ કે જો (ખુદા તને) માફ પણ કરી દે તો પણ હસરતનો એ ડાઘ ન મટશે કે હાય! મેં આવા ખુદાવંદ જલ્લ જલાલુહૂ વ આ'ઝમ શાનુહૂને શાને નારાઝ કર્યો!

□

આપે એક બુદ્ધિશાળી માણસને પૂછ્યું:

'તું ખુદાને ચાહે છે કે ખુદા તને ચાહે છે?'

તેણે જવાબ આપ્યો:

'હું ખુદાને ચાહું છું.'

આપે ફરમાવ્યું:

'જો તું ખુદાને ચાહતો હોય તો જા, પોતાના એ દોસ્તની પાછળ ફરતો રહે, કારણ કે જ્યારે કોઈ શખ્સ કોઈને ચાહવા લાગે છે ત્યારે તે તેની પાછળ પાછળ ફરતો ફરે છે. તું પણ પોતાના દોસ્તની પાછળ પાછળ ફર કે જેથી કોઈક દિવસ તારી ઇચ્છા પૂર્ણ થાય!'

★

## * વ્યક્તિઓ *

**સૂચના**

કક્કાનો ક્રમ જાળવવા માટે, બુઝુર્ગોનાં નામોની આગળ વપરાતા માનવાચક શબ્દો પાછળ કૌંસમાં આપ્યા છે તે આગળ વાંચવા વિનંતી.

## ઉ

### ય



## ❀ સ્થળો ❀

□

## ❋ ઇમારતો ❋



□

## ❋ ગ્રંથો ❋

| નામ | પાનું |
|---|---|
| બુસ્તાનુલ આરિફીન | ૧૯૩ થી ૨૭૨ |
| મિજ્મી | ૬૬ |
| મકતુબાતે હઝરત અલી (રદિ.) | ૧૩૭ |
| મશાઈખે નકશબંદિયહ | ૯૨, ૧૩૯ |
| મિરઆતુલ અસરાર | ૬ |
| મેઆયારુસ્સુલૂક | ૪૯, ૨૨૩, ૨૭૭ |
| યાદે ઐયામ | ૭, ૮, ૧૪ |
| રવઝુર રિયાહીન | ૧૩૯ |
| રશહાત | ૧૪૬, ૧૯૬ |
| રહમતુલ લિલ આલમીન જિ. ૧ | ૬૫, ૬૮ |
| રૂહાનિયત કે ચાલીસ સિતારે | ૨૦૯ |
| રૂહુલ મઆની જિ. ૧૦ | ૭૧ |
| શર્હે બુખારી શરીફ | ૫૨ |
| સનવાતુલ અતકિયા | ૧૯૬ |
| સફરનામએ હિજાઝ | ૮ |
| સરકારે દો આલમ (સલ.) | ૨૪ |
| સીરતુન્નબી (સલ.) (શાહ વલી ઉલ્લાહ રહ.) | ૨૪ |
| સીરતુન્નબી (સલ.) જિ. ૧ (મૌ. શીબ્લી અને મૌ. નદવી) | ૫૮, ૬૦, ૬૩, ૭૫ |
| સીરતુલ મુસ્તફા (સલ.) જિ. ૧ | ૫૧ થી ૭૫, ૧૧૪ |
| સીરતે સરકારે મદીનહ (સલ.) ભા. ૧ | ૪૪ થી ૭૫, ૧૨૧ |
| સુરૂરુલ મહઝુન | ૨૪ |
| હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) | ૧૭૭ |
| હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) | ૧૪૬ |
| હઝરત સલમાન ફારસી (રદિ.) | ૧૨૫ |
| હાલાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ (રહ.) | ૭૮થી ૯૦, ૧૫૫, ૧૭૧, ૧૮૩, ૧૮૪, ૨૫૨ |


□

# ❀ સામયિકો ❀



□

# વેચાણ કેન્દ્રો

૧ 'અંજુમને હિદાયત'
C/o. ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ, 'સત્કાર કાપડ કેન્દ્ર'
ઝાંપા બજાર, પો. ઓ.ની સામે, **સુરત** ૩૯૫ ૦૦૩

૨ 'કલીમ બુક ડેપો'
ખાસ બજાર, **અમદાવાદ**

૩ 'કાલુપુર, ન્યુઝ પેપર સ્ટોલ'
કાલુપુર, **અમદાવાદ**

૪ 'હિદાયત સ્ટોર'
મોટા ઘાંચીવાડ, **વલસાડ** ૩૯૬ ૦૦૧

૫ 'નફીસ કિતાબ ઘર'
(મૌલાના મુહમ્મદમૂસા ખાનપૂરી સાહેબ)
કલ્યાણ બાગની સામે, સમીરા હોટલની ગલીમાં, **વલસાડ**

૬ 'કિતાબીસ્તાન'
મુહમ્મદ અલી રોડ, મિનારા મસ્જિદની સામે,
મુંબઈ ૪૦૦ ૦૦૩ (ફોન : ૩૩૦૧૩૪)

૭ **Mr. M. M. Ghari**
149, Mere Road,
LEICESTER, (U. K.) LE. 55 GQ.

૮ **Ashraf G. Bhutsarwala**
5, Kingsley Road, KILBURN
LONDON N. W. 6, 7 R. H. (U. K.)

વિશેષ માહિતી અને વેપારી પૂછપરછ માટે તથા ટપાલથી
કિતાબો મંગાવવા માટે 'અંજુમને હિદાયત'ને જ લખો.

હવે પછી પ્રગટ થશે

# 'નકશબંદી ઓલિયા'

## ભાગ--ર

સંપાદક : અબ્દુલકાદિર ફ્રાતીવાલા

□

પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ
સાહબ નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (દા. બ.)ના
શજરએ તૈયિબામાં જેમનાં મુબારક નામો છે
તે બુઝુર્ગોનો ક્રમવાર જીવન પરિચય
કરાવતી ગ્રંથમાળા

□

આશરે ત્રણસો પાનાંના આ બીજા દળદાર ગ્રંથમાં—

૧ હઝરત અબૂઅલી ફારમદી (રહ.)
ર હઝરત ખ્વાજા યૂસુફ હમદાની (રહ.)
૩ હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)
૪ હઝરત ખ્વાજા મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)
૫ હઝરત ખ્વાજા મેહમૂદ (રહ.)
૬ હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.)
૭ હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)
૮ હઝરત ખ્વાજા શમ્સુદ્દીન અમીર કુલાલ (રહ.)
૯ ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)
૧૦ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)
૧૧ હઝરત મૌલાના યાકૂબ ચર્ખી (રહ.)

ના નૂરાની જીવનની વિગતો, અખ્લાક, આદાબ, મુજાહિદા રિયાઝતો, કરામતો, કિસ્સા, નસીહતો...વગેરે અનેક બાબતોનું આલેખન કરવામાં આવ્યું છે.